દાદા ભગવાન પ્રરૂપિત

# આપ્તવાણી

## શ્રેણી - ૧૧

## (ઉતરાર્ધ)

### કર્તા-'વ્યવસ્થિત' શક્તિ

### (સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સિસ)

સંપાદક :

ડૉ. નીરુબેન અમીન

**પ્રકાશક : શ્રી અજિત સી. પટેલ**
**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦



| | | | |
|---|---|---|---|
| **પ્રથમ આવૃતિ** | : | ૫,૦૦૦ | જૂન, ૧૯૯૬ |
| **રીપ્રિન્ટ** | : | ૧૨,૦૦૦ | ફેબ્રુઆરી, ૨૦૦૩ થી ડિસેમ્બર, ૨૦૧૫ |
| **નવી રીપ્રિન્ટ** | : | ૩,૦૦૦ | સપ્ટેમ્બર, ૨૦૧૬ |

**ભાવ મૂલ્ય : 'પરમ વિનય' અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય : ૧૨૦ રૂપિયા**

**મુદ્રક :** અંબા ઓફસેટ
B-99, ઈલેક્ટ્રોનીક્સ GIDC,
ક-૬ રોડ, સેક્ટર-૨૫,
ગાંધીનગર-૩૮૨૦૪૪.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૩૪૧

# સમર્પણ

અનાદિની મુજ ભ્રાંતિ, કર્તા ને ભોક્તાની;
કર્તા મીટે તો કટકા 'એ' જોડકાંની!

કરી અકર્તા પદની ન પ્રાપ્તિ કદિ;
મુંઝાયા સાધના કરી, સદીઓની સદી!

ધ્યાન, જપ, તપ તો કરવાં જ પડે;
હાંફયો અવતારો છતાં ન આત્મા જડે!

ઠેઠ સુધી ક્રમિકમાં કર્તાની ભ્રાંતિ;
તેથી રહે ઠેઠ ઉપાધિ ને અશાંતિ!

અક્રમમાં બે ઘડીમાં જ આત્મ સંગે શાદી;
આધિ, વ્યાધિ, ઉપાધિમાંય રહે સમાધિ!

અહો અહો આશ્ચર્યકારી, અક્રમ વિજ્ઞાની!
દાદા મળ્યા, તેની સફળ અનંત જિંદગાની!

સાર્થક જો પાળે 'આજ્ઞા' 'દાદા' તણી;
કરી લો આ ભવમાં જ મોક્ષની ઉજવણી!

'વ્યવસ્થિત'ની આજ્ઞા, કર્તાપદ કાઢે;
ન કર્મબંધ એક, 'દાદા' ગેરન્ટી આપે!

અતિ અતિ ગુહ્ય જ્ઞાન 'કર્તા' સંબંધી;
સમજાવ્યું ભાષા સરળ, સાદી, તળપદી!

છતાં ગૂંચાય સમજતાં કયાંક વાચક;
વિનંતી 'અક્રમ'થી ઝટ પામ પદ જ્ઞાયક!

અનંત અવતારની શોધ 'વ્યવસ્થિત' 'દાદા'ની;
જગને સમર્પી આપ્તવાણી અગિયારમી!

# ત્રિમંત્ર






નમો અરિહંતાણં

નમો સિદ્ધાણં

નમો આયરિયાણં

નમો ઉવજ્ઝાયાણં

નમો લોએ સવ્વસાહૂણં

એસો પંચ નમુક્કારો;

સવ્વ પાવપ્પણાસણો

મંગલાણં ચ સવ્વેસિં;

પઢમં હવઈ મંગલં ૧

ૐ નમો ભગવતે વાસુદેવાય ૨

ૐ નમઃ શિવાય ૩

જય સચ્ચિદાનંદ





## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભૂત આશ્ચર્ય! એક કલાકમાં એમને વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ? ભગવાન કોણ? જગત કોણ ચલાવે છે? કર્મ શું? મુક્તિ શું ?' ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા.

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું. અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ! શોર્ટકટ!

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે. હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને ૧૯૫૮માં આત્મજ્ઞાન પ્રગટ થયું. ત્યાર પછી ૧૯૬૨ થી ૧૯૮૮ સુધી દેશ-વિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં.

દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ આત્મજ્ઞાની પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા.

આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈ દેસાઈને પણ દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. વર્તમાનમાં પૂજ્ય નીરુમાના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશમાં આત્મજ્ઞાન નિમિત્ત ભાવે કરાવી રહ્યા છે.

આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને સર્વ જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સંપાદકીય

**ડૉ. નીરુબેન અમીન**

જગતની વાસ્તવિકતાઓ જાણવા જીવ જ્યારથી જન્મ્યો ત્યારથી ઝઝૂમ્યા કરે છે પણ તે જડતું જ નથી. પાયાની વાસ્તવિકતા 'હું કોણ છું' અને 'કોણ કરે છે આ બધું' એ છે. પ્રસ્તુત ગ્રંથમાં 'કોણ કરે છે આપણું ને આ જગતનું બધું!' તેના વિશેનું રહસ્ય રજૂ થયું છે.

સામાન્યપણે ભ્રાંતિથી સારું થાય તો 'મેં કર્યું' મનાય ને ખરાબ થઈ જાય તો બીજા પર ઢોળી દે, નિમિત્તને બચકાં ભરે. કંઈ નહીં તો છેવટે ગ્રહો નડે છે કે ભગવાન રૂઠ્યા છે કરી, તેમના પરે ય ઢોળી દેતાં કોઈ અચકાતું નથી ! કેવડો મોટો દોષારોપણ ખુદ ભગવાન ઉપરે ય ?! આ બધા ગૂંચવાડાઓનો સંપૂર્ણ ઉકેલ અત્રે અગોપિત થાય છે.

અક્રમ વિજ્ઞાની પૂજ્ય દાદાશ્રી આ કાળના અજાયબ આત્મજ્ઞાની થયા. બે કલાકમાં જ અનેકોને આત્માનુભૂતિમાં નિરંતર રાચતા કરી દીધા! આત્મા પ્રાપ્ત થયા પછી કર્તા સબંધીનું રહસ્ય તેઓશ્રીએ અત્રે ખુલ્લું કર્યું છે.

અક્રમ વિજ્ઞાન એક અજાયબ વિજ્ઞાન પ્રગટ થયું છે આ કાળમાં! સંપૂર્ણ ચિંતામુક્ત, ટેન્શનરહિત સદા રાખે છે, એ અનુભવ સિદ્ધ છે !

જગત સંચાલક 'વ્યવસ્થિત શક્તિ' આ વિષય અતિ ગહન છે અને ગુહ્ય છે. પૂજ્યશ્રી કહે છે કે અમારા કરોડો અવતાર આ વ્યવસ્થિતના જ્ઞાનને પૂરેપૂરું સમજવામાં ગયા! હવે તે જ્ઞાન આપણને સમજાવા માટે એમની વાણીના માધ્યમ દ્વારા વ્યક્ત થયું છે. વ્યવસ્થિતનું જ્ઞાન જુદા જુદા પ્રસંગે, જુદી જુદી વ્યક્તિ સાથે વ્યક્ત કર્યું છે. તે અત્રે પ્રસ્તુત ગ્રંથમાં સંકલિત કરવામાં આવે છે. પ્રસ્તુત ગ્રંથ બે વિભાગમાં વિભાજીત થયો છે, પૂર્વાર્ધ અને ઉતરાર્ધ.

જે વાંચતાં સુજ્ઞ વાચકને ક્યારેક ક્યાંક ક્યાંક આ ગુહ્યજ્ઞાનસમજવામાં

અંતરાય આવે. કદાચ ક્યાંક વ્યવસ્થિતની વાત અધૂરી મેળવાય, ત્યારે સુજ્ઞ વાચકે ગૂંચવાડામાં ન પડતાં પ્રસંગોપાતે, નિમિત્તાધીન નીકળેલી હોવાથી પ્રત્યક્ષમાં પ્રત્યક્ષ નિમિત્તને ટૂંકામાં વાણી તથા અંતરસંજ્ઞાથી સંપૂર્ણ સમાધાન કરાવી આપે. પરંતુ અત્યારે અપરોક્ષપણે, માત્ર શબ્દોના જ માધ્યમે 'વ્યવસ્થિત'નું જ્ઞાન કદાચ ક્યાંક સમાધાન ના કરે એવું બની શકે.

એટલે આ ગુહ્ય વાણીને સમજવા સુજ્ઞ વાચકે ખૂબ જ ધીરજથી અને સમતાથી પ્રસ્તુત ગ્રંથનું ઊંડાણથી અધ્યયન કરી છૂટવું અતિ આવશ્યક છે અને એના એવા અધ્યયનના અંતે તમામ ખૂટતી કડીઓનું સમાધાન અવશ્ય મળી જશે જ.

અને દાદાશ્રીના કરોડો અવતારની યથાર્થ સાધનાના ફળરૂપે પ્રાપ્ત થયેલું વ્યવસ્થિતનું વિજ્ઞાન આજે આપણને માત્ર આ ગ્રંથના ટૂંક સમયના અધ્યયનથી પ્રાપ્ત થઈ જશે એમાં નિઃશંકતા સેવવા યોગ્ય છે અને સુજ્ઞ વાચકને ખરેખર આ વિજ્ઞાન સમજવા ને જીવનમાં ઊતારવામાં રસ હોય તો પ્રત્યક્ષ નિમિત્ત ખોળી કાઢે તો જ ઝટ ઉકેલ આવે.

ગ્રંથમાં દાદાશ્રી વારેવારે કહેતા મળે છે કે 'વ્યવસ્થિત'નું જ્ઞાન આત્મજ્ઞાન પામ્યા પછી જ ફલિત થાય. 'હું શુદ્ધાત્મા છું' અને આ કોઈ ચીજનો 'હું કર્તા નથી' એવું ફીટ થાય પછી જ 'આ કોણ કરે છે વાસ્તવિકતા'માં તે સમજાય. પ્રસ્તુત ગ્રંથથી કો'ક વિચક્ષણ વિરલા સમજી શકશે. બાકી વ્યવસ્થિત એ બુદ્ધિથી સમજાય એવું નથી, દર્શનથી સમજાય એવું છે. પણ એની અનુભૂતિ તો અક્રમ વિજ્ઞાન દ્વારા આત્મજ્યોતિ જલાવ્યા સિવાય નથી થાય એવું.

જેમ રેડિયમની શોધનું તમામ સાયન્સ મેડમ કયૂરીએ એના પ્રયોગોનું વર્ણન પુસ્તકોમાં કર્યું જ છે. પણ એ વાંચીને ગમે તેટલું સમજવા જાય પણ તેને રેડિયમ હાથમાં ના આવે. એના માટે તો જાતે લેબોરેટરીમાં પ્રયોગ કરી સિદ્ધ કરવું પડે, ત્યારે મળે. તેવું અહીં આત્મા-અનાત્માની ભેદરેખા ભેદજ્ઞાનથી, અક્રમ માર્ગે મેળવી લે તો આ બધી પ્રાપ્તિ સ્હેજે થઈ જાય. પોતે અકર્તાપદમાં આવી જાય ને પછી જ ખરેખર કર્તા કોણ છે, વ્યવસ્થિત છે એ વિઝનમાં નિરંતર રહ્યા કરે !

આત્મજ્ઞાન મેળવવા અક્રમ વિજ્ઞાન આ કાળમાં શોર્ટેસ્ટ માર્ગ છે. બે

કલાકમાં જ આત્મા-અનાત્મા વચ્ચે લાઈન ઑફ ડિમાર્કેશન પડી જાય છે. ત્યાર પછી જ 'હું શુદ્ધાત્મા છું' અને કોઈ ચીજનો 'હું કર્તા નથી.' એવી દ્રઢતા નિરંતર રહ્યા કરે છે. ત્યાર પછી જ 'કોણ કરે છે', એ વિઝનમાં આવી શકે. અને કોણ કરે છે. 'વ્યવસ્થિત' કરે છે એ દેખાય. ત્યાં સુધી 'વ્યવસ્થિત'નું જ્ઞાન ગેડમાં બેસે એવું નથી. સમકિત થયા પછી જ, અહંકાર સંપૂર્ણ ગયા પછી જ, માત્ર અક્રમ વિજ્ઞાન થકી જ આ 'વ્યવસ્થિત'નું જ્ઞાન ઉપયોગી થઈ શકે.

કર્તા સંબંધીની દાદાશ્રીની વાણી તદ્દન પહેલીવાર આવેલાંની સાથે બેઝીક થયેલી છે. બાકી તો વધુ વાતો જ્ઞાન સાક્ષાત્કાર પામેલાંઓ સાથે થયેલી છે. એટલે જ્ઞાન સાક્ષાત્કાર નહીં પામેલાઓને ક્યાંક ગૂંચવાડો થાય તેમ બની શકે તેમ છે. ત્યાં ખૂબ ખૂબ જાગૃતિ રાખી વાણીની બન્ને માટેની બે જુદી જુદી ધારાઓ તદ્દન જુદી જુદી રીતે જ પીવા વિનંતિ છે !

દિલ્હીનું વર્ણન પુસ્તકમાં વર્ણવ્યું છે તે વર્ણવનાર તો જોઈને કહે છે પણ તે વાંચનારને દિલ્હી વિઝનમાં નહીં આવે, માત્ર કલ્પનામાં જ રહેશે. એ તો જાતે દિલ્હી જુએ ત્યાર પછી જ એનું વિઝન ખુલ્લું થાય! 'વ્યવસ્થિત' શક્તિ દાદાએ સંપૂર્ણપણે પોતાના સંપૂર્ણ જ્ઞાનમાં જોઈને વર્ણવી છે. તે એક્ઝેક્ટ તો ત્યાં સુધી પહોંચાય તેને જ વિઝનમાં આવે તેમ છે ! 'એમને' જે જ્ઞાનમાં દેખાયું છે, અનુભવ ગોચર વસ્તુ, તે શબ્દમાં વાણી દ્વારા જે કહી શક્યા છે. તે આ પ્રસ્તુત સંકલનમાં મૂકાય છે. શબ્દને ન પકડતા 'પોઈન્ટ ઓફ વ્યુ'ને સમજવાનો છે, પામવાનો છે.

પ્રસ્તુત ગ્રંથ આ જગતમાં વાસ્તવિકમાં 'કર્તા કોણ છે' તે સમજવા માટે છે, અને તે વૈજ્ઞાનિક ઢબે વિગત પ્રાપ્ત થાય છે. 'હું કરું, હું કરું' એ અજ્ઞાનતા છે, તો 'કર્તા કોણ છે', એ જાણે તો જ અજ્ઞાનતા ટળે અને કર્તાભાવથી મુક્ત થાય, કર્મબંધનથી મુક્ત થાય.

જન્મ્યા ત્યારથી જ લોકોએ અજ્ઞાનનું પ્રદાન કર કર કર્યું, કે 'તું ચંદુ છે, તું ચંદુ છે' ને માન્યતા દ્રઢ થઈ ગઈ કે 'હું ચંદુ છું' અને જ્ઞાની જ્ઞાનનું પ્રદાન કરે કે 'તું ચંદુ નથી, પણ શુદ્ધાત્મા જ છે', ત્યારથી જ્ઞાન પ્રગટે છે. અજ્ઞાનીના નિમિત્તથી થાય સંસારમાં બંધન ને જ્ઞાનીના નિમિત્તથી મળે આત્યંતિક મુક્તિ !

પ્રસ્તુત્ત ગ્રંથમાં દાદાશ્રીએ જ્યાં જ્યાં ભગવાન શબ્દ વાપર્યો છે, તે કોઈ વ્યક્તિ માટે નથી, પણ પોતાના મહીંવાળા આત્મા માટે જ છે! ગ્રંથમાં 'ચંદુભાઈ' નામનો વારંવાર ઉલ્લેખ છે. તે ચંદુભાઈ એટલે બીજો કોઈ નહીં, પણ પોતાનું જ નામ લેવું કે જેને જ્ઞાનભાષામાં આત્મા સિવાયનું અનાત્મવિભાગનું યુનિટ 'ફાઈલ નંબર એક' સમજવું.

કર્તા સંબંધીનું જ્ઞાન દાદાશ્રીએ કહ્યું છે તે સુજ્ઞ વાચકને પોતાની ભાષામાં સમજીને, ફાવતો અર્થ કરીને અણજાણે દુરુપયોગ થઈ જવાનો ભારોભાર સંભવ રહે છે, અગાઉના શાસ્ત્રો વાંચીને આવું બનેલું છે, જેમ કે, 'બનનાર છે તે ફરનાર નથી ને ફરનાર છે તે બનનાર નથી' એમ કરી એકાંતિક પ્રારબ્ધવાદી બની ભયંકર આળસુ થઈ ગયા ! એક્ઝેક્ટ એવો ગેરઅર્થ આમાં થવા સંભવ છે. માટે આ સોનાની કટારનો ઉપયોગ કરવાની તૈયારી હોવી જોઈએ તો જ ફાયદો થાય, નહીં તો પેટ ચીરાઈ જાય !

વ્યવસ્થિત એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, કેટલાંય બધાં સંયોગો ભેગા થઈને પછી જે આવે તે પરિણામ ! એટલે 'વ્યવસ્થિત શક્તિ'ને કોઈ ચલાવનારી દૈવીશક્તિ કે કોઈ દેવ-દેવી તરીકે માની લેવાની ગેરસમજ ઊભી ના થાય. જેમ ગીતાગ્રંથને લોકોએ ગીતામાતાજી કરીને મૂર્તિ બનાવી મંદિરો મૂક્યાં. એવી જ રીતે ગાયત્રીમંત્ર કે જે સૂર્યદેવની સ્તુતિ કરતો શ્લોક ગાયત્રી નામના છંદમાં યજુર્વેદમાં મૂકાયો છે, તેનો મંત્ર કરી તેની ગાયત્રીમાતા કરીને તેનાં મંદિરો બન્યાં ને મૂર્તિઓ મૂકાઈ !!!(?) એવું કંઈ આ 'વ્યવસ્થિત' શક્તિ માટે જો જો સમજતા કોઈ ! વળી દાદાશ્રીએ 'વ્યવસ્થિત' શક્તિને કોમ્પ્યુટરની સાથે સરખાવ્યું છે. તેનો અર્થ એ કોઈ મશીન હશે ઉપર, જે જગતને ચલાવે છે, એવું ય ના સમજવું ! આ કોઈ વ્યક્તિ નથી, મશીન નથી, ભગવાન નથી કે નથી કોઈ દૈવીશક્તિ કે દેવ-દેવી ! આ તો છે માત્ર સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સનાં મિલનનું પરિણામ !

પ્રસ્તુત ગ્રંથનો સ્ટડી કરી સવળી દૃષ્ટિ રાખી, 'વ્યવસ્થિત શક્તિ'ના કર્તાપણાનું આરાધન કરતાં કરતાં, જીવનમાં સંયોગો જ કર્તા છે, એ વિઝનમાં લેતાં લેતાં આગળ વધે, તો વિરલ સાધક કર્તાપદની ભ્રાંતિ તોડી અકર્તાપદને પામી શકે, તેવું આ સચોટ વિજ્ઞાન છે !

**જય સચ્ચિદાનંદ**

# ઉપોદ્ઘાત

## ડૉ. નીરુબેન અમીન

### (૧) શમાવવું સમજમાં વ્યવસ્થિત !

સ્વરૂપ જ્ઞાનની પ્રાપ્તિ પછી પોતે 'શુદ્ધાત્મા' પદમાં આવી જાય છે. પોતાનું સ્વરૂપ કેવળ જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદી છે. સંસારી કોઈ ચીજનો પોતે કર્તા જ નથી, એ સંપૂર્ણપણે દર્શનમાં આવી ગયા બાદ, હવે સંસાર વ્યવહાર કઇ રીતે ચાલે છે તે સમજવું એટલું જ અગત્યનું થઇ પડે છે ! અત્યાર સુધી જાત જાતની ભ્રાંતિમાં અટવાયા કરતા હતા, ઘડીકમાં 'હું કરું', ઘડીકમાં 'બીજો કરે', 'ભગવાન કરે', ઇ. ઈ. ડગલે ને પગલે રોંગ બિલિફમાં રાચતા હતા. ખરેખર કોણ કરે છે ? આ જગતમાં કોઇ સ્વતંત્ર કર્તા નથી. માત્ર સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સિસથી જગત ચાલે છે. જેને ગુજરાતીમાં દાદાશ્રીએ 'વ્યવસ્થિત શક્તિ' ચલાવે છે એમ કહ્યું છે. અક્રમ વિજ્ઞાનના બે કલાકના 'જ્ઞાનવિધિ'-પ્રયોગ બાદ 'પોતે' 'શુદ્ધાત્મા' ને 'ચંદુભાઈ' પોતાના (મન-વચન-કાયા-માયાનું પૂતળું), એ બે છૂટું પડ્યા પછી શુદ્ધાત્મા પોતે પુદ્ગલ માત્રથી સ્વતંત્ર બને છે. અને વ્યવહાર બધો 'વ્યવસ્થિત' શક્તિના આધીન ચાલ્યા કરે છે. જે માત્ર ડિસ્ચાર્જ સ્વરૂપે જ છે. હવે ભેદજ્ઞાન પછી નવું ચાર્જ થતું નથી.

જગતને અનાદિકાળથી વ્યવસ્થિત શક્તિ ચલાવે છે અને નિરંતર વ્યવસ્થિત જ રાખે છે. ક્યારેય પણ અવ્યવસ્થિત થવા દેતું નથી. સૂર્ય, ચંદ્ર, તારા બધાંને 'વ્યવસ્થિત' શક્તિ 'વ્યવસ્થિત' જ રાખે છે.

નોકરના હાથમાંથી મોંઘા ભાવના કાચનાં કપ-રકાબીઓ ફૂટી ગયાં તો કોણે તોડ્યાં ? કોઈ જાણી જોઈને ફોડે ? ફોડનાર છે 'વ્યવસ્થિત' શક્તિ ! જો વ્યવસ્થિત શક્તિ એ ના તોડે તો કાચનાં કારખાનાંઓનું શું થાય ?! એટલે 'વ્યવસ્થિત' કહેતાં જ મહીં સમતા રહેશે. નહીં તો અકળામણ, આર્તધ્યાન, રોદ્રધ્યાન થયા વગર ના રહે.

આ વ્યવસ્થિત શક્તિ રજા લે તો રસ્તામાં પચાસ ટકા લોક કચડાઈ જાય ! વ્યવસ્થિતનું જ્ઞાન આપણને ભયમુક્ત રાખે છે. ચિંતા, ઉપાધિ, ટેન્શન સદંતર ગેરન્ટીથી બંધ કરાવી દે છે ! ડખો જ બધો ઊડી જાય છે !

મંદિરમાંથી બહાર નીકળ્યા ને બૂટ ગયા તો ? 'વ્યવસ્થિત !' સુંદર રસોઈમાં માત્ર કઢી ખારી થઈ તો મોઢું બગાડે, તે એમાં રસોઈ કોણે કરી ? વાઈફે કે વ્યવસ્થિતે ? જે દહાડે જમવાનું ઠેકાણું ના પડ્યું તે દહાડે 'વ્યવસ્થિત' કહી ને ઉપવાસ ! પ્રાપ્ત તપને ભોગવો, અપ્રાપ્તની ચિંતા ના કરો !

છોકરો મરી જાય તોય 'વ્યવસ્થિત'નું જ્ઞાન સમજી જાય એને સંપૂર્ણ સંતોષ રહે. જરાય પેટનું પાણી પણ ના હાલે !

ભર્તૃહરી રાજાનું નાટક ભજવતી વખતે પોતાને અંદર ખ્યાલમાં જ હોય કે 'ખરેખર હું રાજા નથી', પણ 'હું લક્ષ્મીચંદ તરગાળો છું અને ઘેર જઈને મારે ખીચડી ખાવાની છે', એ કંઈ ભૂલી જાય ?! નાટક પૂરું થાય એટલે પેલી રાણીને કહે કે 'હેંડ મારે ઘેર' ?! એને તો ખ્યાલમાં જ હોય કે આ નાટક છે ! અને પેલો મેનેજર મારી પાસે કરાવે છે. એવી રીતે અહીં વરનો, બાપનો, દીકરાનો કે શેઠનો રોલ ભજવતી વખતે મહીં નિરંતર ખ્યાલમાં જ રહે કે 'હું તો શુદ્ધાત્મા છું' અને 'ચંદુભાઈ'ના રોલ છે અને આ બધું કરાવે છે 'વ્યવસ્થિત' શક્તિ ! ચંદુભાઈ, અનાત્મવિભાગ આખો વ્યવસ્થિતમાં તાબામાં છે, પ્રકૃતિ વ્યવસ્થિતને વશ છે. શુદ્ધાત્માને 'વ્યવસ્થિત' સ્પર્શતું નથી. મન-વચન-કાયા, વિચારો, બુદ્ધિ વિ. બધું જ વ્યવસ્થિતને આધીન છે, સ્વાધીન નથી.

આ અક્રમ વિજ્ઞાન છે. 'વ્યવસ્થિત'નું વિજ્ઞાન તો તરત ફળ આપનારું છે. અત્યાર સુધી તો અવળી માન્યતા હતી કે 'આપણા કર્યા સિવાય કશું થાય જ નહીં.' પણ દેહાધ્યાસ છૂટતાં જ બધી જ રોંગ બિલિફો ફ્રેક્ચર થઈ જાય! જ્યાં પોતાનું કર્તાપણું છૂટે, 'વ્યવસ્થિત કર્તા છે' એવું ફીટ થઈ જાય એટલે પ્રકૃતિ સહજતામાં વર્તે. એટલે પછી વ્યવહાર પણ સહજભાવે ઊકલ્યા જ કરે ! વિજ્ઞાન સહજભાવે ફળે ! ડ્રામેટિક રહી સંસાર ઉકેલવાનો રહે. એટલે આપણે ચંદુભાઈને (પોતાની જાતને જ) ચેતવ ચેતવ કરવાના ને કામ કરાવવાનું. જાતે કરીએ તો કંટાળો આવે ને થાક લાગે, જુદા રહીને ચંદુભાઈ પાસે કરાવડાવીએ તો કશું ના અડે. પછી 'કરવું પડે છે' કે 'કરવા જેવું નથી' એવું કશું જ બોલવાનું ના રહે.

### (૨) સ્વકર્તા મીટયે 'વ્યવસ્થિત' કર્તા !

'મેં કર્યું' એવુ થયું કે કર્તા થયા. કર્તા થાય તેની જોખમદારી ઊભી થાય. 'આ મેં કર્યું' એમ થયું કે કર્મનો પોતે આધાર આપ્યો એટલે કર્મ

બંધાય. 'હું કરું છું' એ માન્યતા છૂટે જ નહીં ને ? એટલે કર્મ ક્યારેય પણ નિરાધાર થતું નથી. અક્રમ વિજ્ઞાન કર્મનો આધાર જ ખેંચી લે છે. 'હું શુદ્ધાત્મા છું' ને 'હું કર્તા નથી,' વ્યવસ્થિત કર્તા છે. એટલે થઈ ગયું કે આધાર ખેંચાઈ ગયો. પછી કર્તા ભોક્તાપણું ના રહે.

'હું કર્તા નથી' એ લક્ષ જેટલું રહે તેટલું જ લક્ષ સામો પણ કર્તા નથી, વ્યવસ્થિત કર્તા છે એ લક્ષમાં રહેવું અગત્યનું છે. સામાને કર્તા માન્યો તો ત્યાંય તુર્ત જ રાગ-દ્વેષ થયા વિના ન રહે, જે અંતે પરિણમે છે કર્તાભાવમાં ને કર્મબંધનમાં ! સામો ગાળો ભાંડે ને મહીં થાય કે 'આ કેમ આવું બોલે છે ?' એટલે થઈ રહ્યું ! સામાને કર્તા જોઈ લીધો ! અજ્ઞાન ફરી વળ્યું ત્યાં. ત્યારે ત્યાં જો જ્ઞાન હાજર થઈ જાય કે સામો તો શુદ્ધાત્મા છે રિયલમાં, અને આ બોલે છે તે વ્યવસ્થિત છે, ટેપ રેકર્ડ બોલે છે તો ત્યાં સંપૂર્ણ અકર્તા ભાવ રહે, રાગ-દ્વેષ ના થાય ને કર્મબંધ ના થાય.

અક્રમ જ્ઞાન મળ્યા પછી આચાર સુધર્યા નથી એવું બીજાને લાગે. આચાર સુધારનારો પોતે રહેતો નથી, કર્તા રહેતો નથી પછી શી રીતે સુધરે ? મહીં ફેરફાર થાય, અભિપ્રાય બદલાય કે આ આચાર ખોટો છે. તે પછી ધીમે ધીમે બહાર આચારમાં ફેરફાર થાય. પણ એકદમ આચાર ના બદલાય. કો'કને જ બદલાય. કર્તાપદ છે ત્યાં સુધી બુદ્ધિની જરૂર છે. કારણ કે અહંકાર આંધળો છે તે બુદ્ધિની આંખે ચાલે છે. સજીવ અહંકાર જાય પછી બુદ્ધિ પણ જવા માંડે. બુદ્ધિ જાય એટલે પછી નિર્જીવ અહંકાર સ્ફટિક જેવો શુદ્ધ થઈ જાય !

કર્તાપણું છૂટે એટલે અહંકાર ને મમતા જાય. પછી કર્મો ભોગવવાના બાકી રહ્યાં તે વ્યવસ્થિત પૂરા કરાવડાવે, ત્યાં સુધી અંતરાત્મદશા, ઈન્ટ્રીમ ગવર્મેન્ટ જેવું કહેવાય. અને સંપૂર્ણ કર્મરહિત થઈ જાય એટલે થઈ ગયો પૂર્ણાત્મા, પરમાત્મા !

સંયોગ તો એક જ હોય ને વ્યવસ્થિત એ તો સંયોગોની લિન્ક છે ! બધાં સંયોગો ભેગાં થાય ને જે પરિણામ આવે તે વ્યવસ્થિત ! જ્ઞાન પછી વ્યવસ્થિત લિંક પ્રમાણે આવે અઠ્ઠાણું પછી નવ્વાણું જ્યારે અજ્ઞાન દશાવાળાને અઠ્ઠાણું પછી પચીસ આવીને ઊભું રહે ! વ્યવસ્થિત બધાં કર્મોને ક્રમવાર ઉદયમાં લાવી મુકે છે ! એ ઓટોમેટિક છે. એમાં કોઈનું કર્તાપણુંય નથી.

જેનું કર્તાપણું ગયું તે વ્યવસ્થિતના જ્ઞાનનો અધિકારી. અને તેની જવાબદારી શું રહી પછી ? નિરંતર જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદી ! નિરંતર શુદ્ધ ઉપયોગ ! પછી ક્રોધ-માન-માયા-લોભ માત્ર ડિસ્ચાર્જ સ્વરૂપે રહ્યાં. જેમ જેમ ડિસ્ચાર્જ થતાં જાય તેમ તેમ વ્યવહાર શુદ્ધ થતો જાય. નવું બંધાતું બંધ થઈ જાય !

વ્યવહાર જે આવે તે પૂરો કરવાનો. કોર્ટમાં દાવો માંડવાનું વ્યવસ્થિતનું દબાણ આવે તો તેનોય વાંધો નથી, પણ મહીં કિંચિત્ માત્ર રાગ-દ્વેષ થવાં ન જોઈએ ! જે જે ફિલ્મો પાડેલી છે તે પૂરી તો થવાની જ ને ?

જ્ઞાન પછી બધું વ્યવસ્થિત જ થશે. એને અવ્યવસ્થિત કરવાની સત્તા હવે ઊડી જાય છે, જે સત્તા અજ્ઞાન દશામાં પૂર્ણપણે હોય !

શુદ્ધાત્મા સિવાય બીજું બધું રહ્યું તે પ્રકૃતિ. બહારનાં સંયોગો અને પ્રકૃતિ બધું ભેગું થઈને કાર્ય થાય તે વ્યવસ્થિત. પ્રકૃતિ એ ગનેગારી પદ છે. એ જે કરતી હોય તેને 'જોયા' કરવાનું એને માટે 'તું જોશથી કર' કે 'તું ના કર' એવું કહેવાની જરૂર નથી. શું બને તે 'જોયા' કરવાનું ! પ્રકૃતિ બહુ ઊછાળા મારતી હોય તો તેને ટાઢી પાડવા 'વ્યવસ્થિત' છે કહી દેવાય ! મન-વચન-કાયા સંપૂર્ણ વ્યવસ્થિતના તાબે છે, માટે તેમાં તું ડખો ના કર. આ અહંકાર ડખલ ના કરે તો પ્રકૃતિ સહજપણે વર્તે ને આત્મા તો સહજ જ છે !

પ્રકૃતિ ને વ્યવસ્થિતમાં શું ફેર ? પ્રકૃતિમાંથી અહંકાર જાય પછી રહ્યું તે વ્યવસ્થિત અને પ્રકૃતિમાં તો અહંકાર હોય જ, જે ડખો કરાવ્યા કરે !

જ્ઞાની એકલા જ અગાઉથી વ્યવસ્થિત બોલી શકે ! કારણ કે એ ક્યાં ક્યાં સંજોગો વ્યવસ્થિતમાં છે એ જાણે. જે કોઈ શુદ્ધાત્મામાં રહે તે બોલી શકે. 'જે થવાનું હશે તે થશે' એવું ના બોલાય. એ દુરૂપયોગ થયો કહેવાય.

## (૩) બાહિરાભાવા-સંજોગ લક્ષણ !

સંયોગો આપણને ભેગાં થવા પાછળનું કારણ શું ? પાછલે ભવે આપણે જે ભાવકર્મ કર્યા. એના આધારે અત્યારે આ ભવે સંયોગો ભેગાં થાય. શુદ્ધાત્મા ને સંયોગ બે જ છે જગતમાં.

એગો મે શાષઓ અપ્પા, નાણ-દંશ્શણ સંજૂઓ;
શેષા મે બાહિરાભાવા, સવ્વે સંજોગ લખ્ખણા.

સંજોગ મૂલા જીવેણ, પત્તા દુખ્ખ પરંપરા ;
તમ્હા સંજોગ સંબંધમ્, સવ્વમ્ તિવિહેણ વોસિરામિ.

હું એક શાશ્વત આત્મા છું. એ સિવાયના બીજા બધાં જ મારા બાહિરાભાવા એટલે કે બાહ્યભાવો છે અને તેનું લક્ષણ છે સંયોગ સ્વરૂપ ! સંયોગ વિયોગી સ્વભાવના જ છે. એટલે કે સંયોગ આવે ને જાય, આવે ને જાય ! સંયોગ માત્ર દુઃખદાયી છે. સારા સંજોગ ચાલ્યાં જાય તોય દુઃખ થાય ને ખરાબ સંજોગ આવે તોય દુઃખ થાય !

અજ્ઞાને કરીને ભેળાં કરેલાં સંયોગોને હવે જ્ઞાને કરીને ઉકેલવાનાં. ધોલ વાગી તે વ્યવસ્થિત છે, 'હું શુદ્ધાત્મા જ છું' મને ક્યાં મારે છે ત્યાં જ્ઞાન હાજર થયું કે એ ઓગળી જાય !

જેવા ભાવ કર્યા તે પ્રમાણે થાળીમાં ખાવાની ચીજોના સંજોગ ભેગા થાય. તેને આપણે જુદા રહીને 'જોઈને' નિકાલ કરી નાખવાનો !

જ્ઞાન પછી અંતર તપ મહત્વનું છે. દાઢ દુખે, હાર્ટમાં દુખે ત્યાં પોતે જુદા રહીને 'જોવાનું' ને સમભાવમાં રહેવાનું. જેટલાં દુઃખના દહાડા આવે છે તેય જતા રહેવાના ને સુખના દહાડાય જતા રહેવાના. બધા ટેમ્પરરી છે. આપણે શુદ્ધાત્મા માત્ર પરમેનન્ટ છીએ,

કળિયુગમાં તો ઘેર બેઠાં જ તપ છે. બૈરીનું બોસીંગ, છોકરાંના છમકલાં, બોસ બરાડે, એ તપમાંથી ક્યાં નવરો પડે કે બીજા તપ ખોળવાની જરૂર ? આ જ તપમાં સમભાવમાં રહે તો કર્મથી છૂટી જાય !

કર્તાભાવ છૂટે તો થાય બંધ સર્વે બાહિરાભાવા ! જ્ઞાન પ્રાપ્તિ પછી જો ડખોડખલ થઈ જાય તો શું કર્મ ચાર્જ થાય ? ના થાય. કારણ કે 'હું કર્તા છું' એ ભાન ના હોય ને ? એ હોય તો જ કર્મ ચાર્જ થાય. હા, ડખોડખલ કરે છે તેટલો સમય એનું સુખ આવરાય. ડખોડખલ ના થાય તો પ્રકૃતિ સહેજે વિસર્જન થાય. 'જ્ઞાનવિધિ'માં પ્રકૃતિનો વરાળ અને પાણી સ્વરૂપનો ભાગ તો જ્ઞાનાગ્નિથી ભસ્મીભૂત થઈ જ જાય છે. બરફ રૂપેની પ્રકૃતિ રહે છે જે આજ્ઞામાં રહેવાથી સ્હેજાસ્હેજ ખપી જાય છે. ઘણીવાર કર્મ ઉદયનો મોટો ફોર્સ હોય તો જાગૃતિ ખસી જાય, એટલે કર્મ ખપે નહીં, એટલે એ ટાઈમ ગયો, પણ ફરી ખપાવવી રહી. બીજી વાર ઉદય આવે ત્યારે વાત. માત્ર એને 'જોયા' કરવાથી ઉકલી જાય ! પણ ક્યારેક જોવાની જાગૃતિ ના રહે તો લોચો પડી જાય.

## (૪) વ્યવસ્થિતની વિશેષ વિગત...

અક્રમ જ્ઞાન પામ્યા પછી શું સૂક્ષ્મ અહંકાર રહી શકે ? ના. જે અહંકાર દેખાય છે, જેના આધારે સંસારી કામો બધાં થાય છે એ માત્ર ડિસ્ચાર્જ અહંકાર છે, ચાર્જ અહંકાર સંપૂર્ણ જાય છે.

સૂઝ એ એક એવી કુદરતી બક્ષીસ છે કે માણસ જ્યારે અટકે ત્યારે સૂઝ અજવાળું ધરી રસ્તો દેખાડે છે ! પછી અવળું કે સવળું ગમે તે પ્રકારનું કાર્ય હોય ! સૂઝ તો બન્નેમાં મદદરૂપ હોય છે. સૂઝ એ આગલા અનેક અવતારોના અનુભવનો સ્ટોક ! એને ઉપાદાન કહ્યું !

સૂઝ એ ચાર્જેય નથી ને ડિસ્ચાર્જેય નથી. એ વ્યવસ્થિત નથી. ડિસ્ચાર્જ માત્ર જ વ્યવસ્થિત છે. અને સૂઝ તો જરૂર પડ્યે એનો ભાગ ભજવી આખે આખી એવીને એવી જ રહે છે.

સૂઝ એ સૂર્યનારાયણ જેવું છે. વાદળાં આવી જાય કે ખસી જાય એમાં સૂર્યને કંઈ લેવાદેવા નથી. પોતે સ્થિરતામાં રહે તો નિયમથી એને સૂઝ પડી જ જાય.

'ચાર્જ વખતે કર્તા જુદો અને ડિસ્ચાર્જ વખતે કર્તા જુદો છે.'

- દાદાશ્રી

અજ્ઞાનદશામાં 'હું કરું છું' એ ભાન હોય, તેથી 'પોતે' કર્તા પદે ચાર્જ કરે છે. અને ડિસ્ચાર્જ વખતે 'વ્યવસ્થિત' કર્તા હોય છે. પણ ડિસ્ચાર્જ વખતે પાછો ભ્રાંતિથી 'હું કરું છું' એ ભાનથી નવું ચાર્જ કર્યા વિના રહેતો નથી. જ્ઞાન દશામાં 'વ્યવસ્થિત' કર્તા છે, ભાન હોવાથી નવું ચાર્જ થતું નથી. સંપૂર્ણ ડિસ્ચાર્જ જ હોય.

નિશ્ચય કર્યો એટલે ડિસ્ચાર્જમાં ફેરફાર થાય ? પૂર્વનો ચાર્જ નિશ્ચય થયેલો હોય તે અત્યારે ડિસ્ચાર્જ નિશ્ચય થઈને આવે અને તો જ ડિસ્ચાર્જમાં ફેરફાર થાય, અન્યથા નહીં.

જ્ઞાન પછી નિશ્ચય થાય કે ના થાય, બેઉ પૂર્વનો ડિસ્ચાર્જ છે. કેવો નિશ્ચય થાય છે તેના પર વ્યવસ્થિત છે. માટે શું થાય છે તે જુઓ !

ભાવકર્મ એ વ્યવસ્થિત છે ? અજ્ઞાની માટે ભાવકર્મ વ્યવસ્થિત નથી. કારણ અહંકાર ત્યાં ખુલ્લો છે. અક્રમજ્ઞાનમાં જ્ઞાન મળ્યા પછી ભાવકર્મ જ નથી હોતું.

ભાવ બે પ્રકારના, એક ભાવ-ભાવ જે સ્વતંત્ર છે ને બીજું દ્રવ્ય-ભાવ જે વ્યવસ્થિતમાં હોય. ભાવ-ભાવ દેખાય નહીં. એમાં નવું કર્મ ચાર્જ થાય. દ્રવ્યકર્મનું ફળ આવતી વખતે નવું ભાવકર્મ પડે. માટે ક્યાંય દોષ થાય કે તરત જ પ્રતિક્રમણ કરીને ધોઈ નાખવું. અક્રમમાં ભાવને બિલકુલ ઊડાડી દીધો. શુદ્ધાત્મા ભાવથી પર છે.

પુદ્‌ગલ પુદ્‌ગલનાં સ્વભાવનાં રહેવું જોઈએ. ખાવું, પીવું, સુવું. એ બધો પુદ્‌ગલનો સ્વભાવ. અને ક્રોધ-માન-માયા-લોભ કરે એ વિભાવ. અક્રમ જ્ઞાનમાં સ્વભાવ ને વિભાવ બન્નેને વ્યવસ્થિત સમજે તો જરાય વાંધો ના આવે.

'હું શુદ્ધાત્મા છું' એ જ એક રાઈટ બિલિફ છે. એ સિવાયની બીજી બધી જ રોંગ બિલિફ છે. પોતાપણું ટક્યું છે શા આધારે ? રોંગ બિલિફોના આધારે !

નિયમ અને વ્યવસ્થિતમાં ફેર શો ? એક જણથી વાંદો ભૂલથી કચડાઈને મર્યો ને બીજાએ કચડી કચડીને મારી નાખ્યો. ખૂન તો બન્નેથી થયું. બન્નેની વાંદીઓને તો સરખો જ રંડાપો આવ્યો. પણ બન્નેને ભોગવવામાં ફેર પડી જાય, એ વ્યવસ્થિતના હિસાબે. નિયમ પ્રમાણે બન્નને સરખી સજા મળે. બન્નેની મા મરી જાય સજામાં ! પણ જેણે જાણી જોઈને માર્યું તેને બાવીસ વર્ષે મા મરી જાય એટલે એને જાણીને દુઃખ ભોગવવાનું આવે અને અજાણતા મર્યો તેની મા બે વર્ષની વયે મરી જાય એટલે એને અજાણતામાં ભોગવાઈ જાય ! આ રીતે નિયમ અને વ્યવસ્થિતમાં ફેર પડે છે. જગત નિયમથી ચાલે છે ને પાછું વ્યવસ્થિતેય છે !

કુદરત નિયમવાળી જ હોય છે, પણ મનુષ્યો એને નિયમની બહાર કરી નાખે છે ! પરમ પૂજ્ય દાદાશ્રી કહે છે, 'અમે પણ વ્યવસ્થિતના નિયમને આધીન હોઈએ. પણ અંદરથી સ્વતંત્ર હોઈએ. તે કડવું ફળ આવે તેને મીઠું કરતાં આવડે, અંદરથી જ !'

'જેને જેવું જ્ઞાન મળે તેવી રીતે એ ચાલ્યો જાય, અને જો સવળું જ્ઞાન મળે તો તેવું ચાલે. જગતનું અધિષ્ઠાન જ્ઞાન જ છે.' -દાદાશ્રી

આ સૂત્રને સમજાવતાં દાદાશ્રી કહે છે. જ્ઞાન હોય તે પ્રમાણે ક્રિયા થાય. દાદરના રસ્તાનું જ્ઞાન હોય તો તે પ્રમાણે જવાય. જ્ઞાન ના હોય તો ગમે તેટલા હાથ પગ ચલાવે તોય કશું વળે નહીં. જ્ઞાનીઓના કહેલા

જ્ઞાન પ્રમાણે ચાલે તો સંસાર વિરમી જાય ને જગતના જ્ઞાન પ્રમાણે ચાલે તેનું ફળ સંસાર પરિભ્રમણ. જ્ઞાનીએ આપેલું જ્ઞાન તે રિયલ જ્ઞાન કહેવાય ને અજ્ઞાનીઓનું આપેલું જ્ઞાન તે અજ્ઞાન કહેવાય. અંતે તો બેઉ જ્ઞાન જ છે. જ્ઞાનનું ફળ મોક્ષ ને અજ્ઞાનનું ફળ સંસાર છે. માટે જ્ઞાનને જગતનું અધિષ્ઠાન કહ્યું ! જગતનું અધિષ્ઠાનવાળું વિશેષજ્ઞાન છે, વિભાવિક જ્ઞાન છે અને આત્માનું સ્વભાવિક જ્ઞાન, અનંતજ્ઞાનવાળું છે ! સ્વભાવિક જ્ઞાન છે તો અજ્ઞાન ઊભું થયું ! અહંકારવાળું જ્ઞાન તે અજ્ઞાન અને એ જ આ સંસારને ચલાવનારું છે !

## (૫) વ્યવસ્થિત-જીવન વ્યવહારમાં !

'વ્યવસ્થિત' ના જ્ઞાન પર શંકા એટલે વ્હોરવું મહાદુઃખ !

સવારે ઊઠાયું તો માનવું કે વ્યવસ્થિતનો મહાન ઉપકાર કે જીવતાં છીએ આપણે ! માટે મોક્ષનું કામ કાઢી લો.

અતિથિ આવ્યા કટાણે, તો સમજી જાઓ 'વ્યવસ્થિત' છે ! પછી ક્યારે જશે કરીને આર્તધ્યાન કરવાની જરૂર નથી. વ્યવસ્થિત પ્રમાણે જશે જ. કોઈ નવરૂં નથી આપણે ઘેર પડી રહેવા માટે.

અક્રમ જ્ઞાન મળ્યા પછી ઘણાંને પ્રશ્ન થાય કે કંઈ ખોટું થાય તો તે ઉદયકર્મથી થયું કે આપણે નવું કર્મ ઊભું કર્યું ? દાદાશ્રી એનો જવાબ આપતાં કહે છે, તમે કર્તા છો એ માનો છો ? ના. તો કર્તાપદનો અહંકાર ઊડી ગયો. માટે નવું કર્મ હવે બંધાતું નથી. હવે ભોક્તાપદનો અહંકાર માત્ર રહ્યો. ખીસું કપાય ત્યારે કહી દેવું કે 'વ્યવસ્થિત' છે ! પરમાણુ એ પરમાણુનો હિસાબ વ્યવસ્થિત છે!

દાદાશ્રી કહે છે, તમે તમારું કામ કર્યે જાવ, એક ચિંતા નહીં થાય, આ વ્યવસ્થિતની આજ્ઞામાં રહેવાથી !

ધાર્યું કરાવવાની કુટેવ કેટલાંને નહીં હોય ? અને આપણું ધાર્યું કેટલું થાય છે ? ધાર્યું ના થાય ત્યારે શી હાલત થાય મહીં ? કેવો ભોગવટો આવે? આપણું ધાર્યું થાય છે કે વ્યવસ્થિતનુ ધાર્યું થાય છે ? 'વ્યવસ્થિત' છે સમજાય ત્યાં રાજીખુશીથી જે બન્યું તે સ્વીકાર્ય થશે. આ તો બુદ્ધિ સ્વીકારવા ના દે જે બન્યું તેને એ વિપરીત બુદ્ધિ ! 'વ્યવસ્થિત'ના જ્ઞાન આગળ બુદ્ધિ બંધ થાય!

અપેક્ષાની અસરો શું ? અપેક્ષા પૂરી થાય નહીં તો દુઃખ થાય. ત્યાં અંતરતપ કરવાનું. મોક્ષનો ચોથો પાયો, જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ, એ તપને કેમ ઊખાડી દેવાય ?! આત્મા પ્રાપ્ત થયા પછી તો જેટલું તપ આવવાનું હોય તે આવો. હવે ગભરાય એ બીજા. આપણે ના ગભરાઈએ કદિ !

દાદાનો વિરહો એય અંતરતપ છે. વિરહાગ્નિ સંસારના મોહને બાળીને ભસ્મીભૂત કરી નાખે ! એવો ઉપયોગી વિરહો મળતો હોય તો તેનો લાભ કેમ ના ઊઠાવવો અંતર તપ કરીને ?! દાદાશ્રી કહે છે કે અમારી પાસે આવો તે વિજ્ઞાનને ઊખેડીને ના આવો. અહીં આવવા ના મળે તો અંતરતપ કરીને સમભાવે નિકાલ કરો પણ કષાય ના કરો કે આપણા લીધે બીજાનેય કષાય ના થવા દો.

શુદ્ધાત્મા થયા એટલે નીલકંઠી ખાનદાન થયા. ઝેર પીવાનાં આવે તો લોકો રડી રડીને પીવે. ને નીલકંઠી ખાનદાન હસતે મુખે ઝેર પીવે ! અરે, ઉપરથી આશિર્વાદ આપે પાનારને ! અને જેટલા પ્યાલા પીવાના આવે છે તે કંઈ વ્યવસ્થિતની બહાર હશે ? મન ખેંચા ખેંચ કરે તો તેને જુદું રાખીને જોયા કરવું. મન પાતળું હોય તો ઝાવાંદાવાં કરે. તેનું પ્રતિક્રમણ કરી લેવું.

વ્યવસ્થિતનું જ્ઞાન હાજર ત્યાં લાગે ફીયરને ફાયર !

'વ્યવસ્થિત' નું જ્ઞાન એવું છે કે ગુંચવાડા, ભય, ટેન્શન, ચિંતા મુક્ત રાખે. વર્તમાનમાં રાખે. ભૂત કે ભવિષ્યના ગુંચવાડામાં અટવાઈ ના જવાય. તેથી કામ કરવાની એફિસિયન્સી (શક્તિ) વધી જાય છે. ઓફિસમાં આઠ કલાકનું કામ બે ત્રણ કલાકમાં જ પતી જાય ! બહેનો પણ ઝટપટ પતાવી દઈ શકે ઘરકામ.

વ્યવસ્થિત સાચું કે જ્યોતિષ સાચું ? કોઈ જ્યોતિષ કહેશે કે તમારી લાઈફમાં ઘાત છે. ત્યારે આપણે કહીએ કે એક તો શું ચાર ઘાત હોય તોય તેનો મને વાંધો નથી. 'વ્યવસ્થિત'ના હાથમાં છે, જ્યોતિષના હાથમાં નહીં. આ હાથ ઊંચો કર્યો તેય વ્યવસ્થિતને તાબે છે, આટલેથી સમજી જાવ ને !

ગુનેગારનો પ્રતિકાર કરવો એ વ્યવસ્થિત છે ? હા, એ છે તો વ્યવસ્થિત પણ આપણે જ્ઞાનમાં રહીને પ્રતિકાર અને પ્રતિકાર કરનાર અને સામું નિમિત્ત બધાંયને જુદા રહીને 'જોવાનું' છે. ગુનો કરનારે દોષ કર્યો પણ તેને દોષીત ના જોવાય.

વાણી, વર્તન ને વિચાર વ્યવસ્થિતને આધીન છે. એટલે કે પર ને પરાધીન છે, એટલે એની અસર ના થાય. વાણી એ ટેપરેકર્ડ છે, કોઈ બોલનારો નથી. ગાળો ભાંડે તેય રેકર્ડ બોલે છે. શબ્દો જોડે આપણે કંઈ લેવા દેવા નથી. 'હું તો કેવળજ્ઞાન સ્વરૂપ છું.' જ્ઞાનને શું લાગે કે વાગે? વીતરાગને શું અડે કે નડે ? પ્રયોગમાં હાથ ઘાલે તે દઝાય, જોનાર થોડો દઝાય ?

સંપૂજ્ય દાદાશ્રી સંપૂર્ણ વીતરાગતામાં વર્તતા સદાય. મોટા કરોડપતિ હોય કે ગમે તેવો ગરીબ હોય તોય એમની દષ્ટિ બદલાયેલી ક્યારેય ક્યાંય જોવા ના મળે ! બન્ને વખતે સરખી જ વીતરાગતા. તેથી તો તેમના દર્શન સદાય એક સરખાં જ બધાંને થાય !

દાદાશ્રી કહે છે, અમે સંપૂર્ણ વ્યવસ્થિતને આધીન રહીને જીવીએ. આ 'દાદા' પોટલાની જેમ રહે. લોકો જ્યાં ઊપાડી જાય ત્યાં તે જાય !

વ્યવસ્થિતને આધીન વ્યવહાર તે શુદ્ધ વ્યવહાર પણ તેમાં 'આપણે' ડખો કરીએ તો તે થયો અશુદ્ધ ! કર્મો ખપાવ્યા વગરનાં હોય તેથી ડખો થઈ જાય. ત્યાં પા કલાક બેસીને 'આપણે' 'ચંદુભાઈ'ને ઠપકો આપવો પ્રતિક્રમણ કરાવવાં. મહિના સુધી ઠપકો આપ આપ કરે દરરોજ તો ડખો બધો બંધ થઈ જાય. 'ચંદુભાઈ' સવળા ચાલે તો 'આપણ'નેય રાહત ને?

સંસાર વ્યવહાર બધો વ્યવસ્થિત ચલાવી લે છે એમાં આપણે કશું કરવાનું રહેતું જ નથી. રાત્રે ખીચડી ખઈને સુઈ ગયા તો તેને પચાવવા આપણે કશું કરવું પડે છે ? મહીંનું બધું એની મેળે ચાલે છે તો બહાર શું એની મેળે નહીં ચાલે ? પણ આ તો બહારની જાગૃતિ છે એટલે ડખો કર્યા વિના નથી રહેતો, મહીં ખબર નથી તેથી બધું ચાલે છે એની મેળે!

આ કોઈ કશું બોલે તો તેનું લઘુત્તમ કાઢ્યું ? એનું લઘુત્તમ કાઢી નાખો. જગત આખું વ્યવસ્થિત છે. માટે કોઈને ખોટો કહેવાનો રહેતો જ નથી. વ્યવસ્થિતનો અર્થ જ એ કે જગતમાં કોઈ દોષિત છે જ નહીં. જગત આખું નિર્દોષ જ છે !

ઘણાને એમ થાય કે જ્ઞાન પછી પ્રકૃતિ નરમ થાય એટલે પછી ઘરનાં કે બહારનાં ગેરલાભ લે. પણ ખરેખર તેવું નથી. કોઈના હાથમાં એવી સત્તાય નથી. બધું વ્યવસ્થિત છે માટે નિર્ભય થઈને રહેવાનું આપણે તો આપણા શુદ્ધ ઉપયોગમાં જ રહેવાનું, 'હું શુદ્ધાત્મા જ છું' બસ.

## (૬) ક્રમિક - કર્તા : અક્રમ - વ્યવસ્થિત

અક્રમ અને અકર્તા એક જ માર્ગ છે. અક્રમમાં અકર્તા હોવો જ જોઈએ. અક્રમ માર્ગ એ રિયલ માર્ગ છે અકર્તા માર્ગ છે અને રિલેટિવ એ કર્તા માર્ગ છે ક્રમિક માર્ગ છે. ક્રમિકમાર્ગ એટલે સ્ટેપ બાય સ્ટેપ ઊંચે ચઢવાનું અને અક્રમ એટલે લિફ્ટમાં ઊંચે ચઢવાનું, ક્રમિક માર્ગમાં ધીમે ધીમે કેટલાય અવતારો પછી દેહાધ્યાસ પાતળો પડતો જાય. ને પાછો ક્યારેક વળી જાડોય થાય. વળી પાછો પાતળો કરે. એમ કરતાં કરતાં શૂન્યતા પર આવવું પડે. અક્રમમાં તો દેહાધ્યાસ જ્ઞાન મળતાં જ ઊડી જાય છે સંપૂર્ણ !!! એટલે કર્તાપણું સદંતર છૂટી જાય છે!

ક્રમિક માર્ગમાં વ્યવસ્થિત ના સમજાય. કારણ કે ત્યાં છેક સુધી કર્તાપણું હોય. કઢાપો-અજંપો છેક સુધી ના જાય. અક્રમમાં તરત જ બન્ને જાય છે. જેનો કઢાપો અજંપો ગયો તે ભગવાન તરીકે ગણાય.

ક્રમિક માર્ગમાં ઠેઠ સુધી 'હું કરું છું' 'મારે કરવું જ જોઈએ' એ ના જાય. 'હું ત્યાગું છું' એ ના જાય. અક્રમમાં નાટકીય પદ આવે એટલે બોલે એવું જ બધું પણ નાટકની જેમ, વ્યવસ્થિત કર્તા છે એ સમજણમાં રહીને!

અક્રમમાં ચાર્જમોહ, એટલે કે દર્શનમોહ ગયો અને રહ્યો માત્ર ચારિત્રમોહ એટલે કે ડિસ્ચાર્જમોહ. અક્રમમાં જ્ઞાન મળતાં જ સંપૂર્ણ દર્શનમોહ જાય છે જ્યારે ક્રમિકમાં છેક છેલ્લા અવતારમાં એ બધો જાય.

ક્રમિકમાં મોક્ષ માટે ઉપાય કર કર કરવાના અને અક્રમમાં ઉપેય પ્રાપ્ત થઈ જાય છે તેથી ઉપાય કરવાના જ રહેતા નથી. ઉપાય કરવામાં કર્તાપદ તે રહે જ પાછું ! અક્રમ જ્ઞાન મળતાં જ પહેલે જ દહાડેથી અકર્તાપદમાં આવી જાય છે. એકાવતારી થઈ શકે એવી બાંહેધરી મળે છે, જો પાંચ આજ્ઞામાં ૭૦ ટકા રહે તો !

ક્રમિકમાં ક્રોધ-માન-માયા-લોભ બધું છોડવાનું, અને અક્રમમાં તો કરોમિ, કરોસિ ને કરોતિ હોય જ નહીં. અક્રમમાં ગજવું કપાયું તો 'એણે કાપ્યું નથી ને મારું કપાયું નથી' અને ક્રમમાં તો એણે કાપ્યું ને મારું કપાયું.

અક્રમ તો વિજ્ઞાન છે, વિજ્ઞાન !

બે જાતના આવરણ : એક સમસરણ માર્ગનું, ને બીજું ક્રિયાનું. સમસરણ માર્ગના આવરણમાં અગિયારમાં માઈલનું આવરણ જુદું હોય

ને બારમાનું જુદું હોય. ગતજ્ઞાન અને વર્તજ્ઞાન વચ્ચે સંઘર્ષ સદા ચાલ્યા જ કરે.

સમસરણ માર્ગનું આવરણ તૂટે ને કર્મો ખપે તો મોક્ષ થાય. દાદા જ્ઞાન આપે એટલે સમસરણ માર્ગનું આવરણ તોડી આપે છે. પછી કર્મો જુદાં પડી જાય છે. એટલે પછી કર્મો અને સમસરણમાર્ગ વચ્ચેનો આંકડો છૂટી જાય છે. ઈંજીન છૂટું પડી જાય પછી ડબ્બો પડી જ રહે ને ! આ અક્રમ વિજ્ઞાન તો કુદરતી ઊભું થયું છે. જગતના લોકોની પુણ્યૈ જાગી ને પ્રગટયું અક્રમ વિજ્ઞાન, એમ. એમ. પટેલ રૂપી મંદિરમાં !

અક્રમ જ્ઞાન મળ્યા પછી રહે છે આ કર્મોના ગોડાઉનો ખાલી કરવાના. તે આજ્ઞામાં રહીનેય ખપાવી દે.

ક્રમિકમાં ઠેઠ સુધી પુદ્ગલ-રમણતા રહે. શાસ્ત્રો વાંચે, ક્રિયાઓ કરે બધું જ પુદ્ગલ રમણતા. આત્મજ્ઞાનીના આશ્રય વિના મોક્ષ નથી. પછી તો જ્ઞાનીની આજ્ઞા એ જ ધર્મ ને આજ્ઞા એ જ તપ !

## (૭) વ્યવસ્થિતના જ્ઞાનનો દુરૂપયોગ !

જગતનું કલ્યાણ કરવું એ 'વ્યવસ્થિત' છે, છતાંય 'વ્યવસ્થિત છે' એવું અવલંબન ના લેવાય. એ લક્ષમાં રાખવાનું હોય. એનાથી નુકશાન ના થાય. પણ એવું બોલવું આગળથી એ ગુનો કહેવાય.

કો'કને હાર્ટ એટેક આવે ને આપણે સાંભળીએ તો આપણને એમ વિચાર આવે કે મને પણ થશે તો ? ત્યારે 'વ્યવસ્થિત' છે કહેવું. હેતુસર વપરાય.

આળસુ માણસને સ્હેજે વ્યવસ્થિત વપરાય. પણ ત્યાં દુરૂપયોગ થવાનો સંભવ, કારણ કે એનાથી સ્હેજે ઠંડક રહે.

'વ્યવસ્થિત' છે કરીને કામધંધો છોડીને ઘેર ના બેસી રહેવાય.

મનની ઈચ્છા કરતાં 'વ્યવસ્થિત'ને વધારે મહત્વ આપવું. સંજોગો તો ના ઈચ્છા હોય તોય ભેગા થાય. એટલે આપણે સમજી જવું કે આ વ્યવસ્થિત છે ! જ્ઞાન પછી તો મન જ્ઞેય થઈ જાય છે. પછી એનું સાંભળવાનું ક્યાં રહ્યું ? 'મનકા ચલતા તન ચલે તાકા સર્વસ્વ જાય !'

'મારે કરવું છે' એય અહંકાર ને 'નથી કરવું' એય અહંકાર ને આ પ્રશ્નો પૂછ પૂછ કરવા એય અહંકાર.

કાર્ય છેક સુધી કર્યે રાખો, પછી બને કે ના બને. પછી જ વ્યવસ્થિત કહેવાય.

પરમ પૂજ્ય દાદાશ્રી કહે છે, અમે બહાર જઈએ તો ઘરને તાળું મારીને જઈએ, અમને વ્યવસ્થિતનું જ્ઞાન પૂર્ણપણે હાજર હોય છતાં કેમ? કોઈને ખુલ્લું ઘર જોઈને ચોરી કરવાનો ભાવ થઈ ગયો તો તે ચોરી કરે કે ના કરે પણ આવતા ભવ માટે ચોરનું કર્મ બાંધ્યું. માટે આપણે નિમિત્ત ના બનીએ એના.

અમદાવાદ જવાનું નક્કી કરીને નીકળ્યા હોઈએ ને વચ્ચે વડોદરામાં કોઈ આગ્રહ કરીને લઈ જાય તો તે વ્યવસ્થિત. પણ નક્કી કરવું પડે, પોલું ના રખાય.

ઊઘાડી આંખે ગાડી ચલાવો, સાવધાની પૂર્વક ચલાવો, ને પછી એક્સિડન્ટ થાય તો વ્યવસ્થિત. જ્ઞાની એકલા જ 'વ્યવસ્થિત'ના જ્ઞાનમાં પોલું ના મૂકે. મહાત્માઓ પોલું મૂકી દે ક્યારેક, ત્યાં જાગૃતિ રાખવી પડે. જાગૃતિ એટલે ઉપયોગમાં રહેવાનું. ઉપયોગ એટલે શું ? જે બને છે એને 'જોયા' કરવું એ શુદ્ધ ઉપયોગ. સાવધાની વગર ઉપયોગમાં ના રહી શકાય.

'વ્યવસ્થિત' બધું ગોઠવાયેલું છે એ જ્ઞાની સિવાય બીજાથી ના બોલાય.

વ્યવસ્થિતનું જ્ઞાન સંકલ્પ-વિકલ્પ ના થવા દે ! ઘણાં મહાત્માઓને એમ થાય કે અમને વ્યવસ્થિતનો અર્થ સમજાઈ ગયો, પછી અંદરોઅંદર એકબીજાને સમજાવવા માંડે. તે સામાને અવળું સમજાય તો એ ક્યાંનો ક્યાંય અવળે પાટે ચઢી જાય. એની સમજાવનારને બહુ મોટી જોખમદારી આવે ! વ્યવસ્થિતનો હજી તો સ્થૂળ જ અર્થ સમજાય બધાંને. સૂક્ષ્મ, સૂક્ષ્મતર ને છેક સૂક્ષ્મતમ સુધી સમજવાનું છે.

વ્યવહારમાં જ્ઞાનની રીતે બે રીતે સમજણમાં રહેવાનું હોય છે. કોઈ પણ કાર્ય 'કરવું પડે' અને 'થઈ જાય છે.' બેઉ એટ એ ટાઈમ હાજર રહેવું જોઈએ. એકાંતે વાક્યનો ઉપયોગ કરે તે અજ્ઞાન દશાની નિશાની. 'કરવું પડશે' એ ભાવ છે ને 'થઈ જાય છે' એ વ્યવસ્થિત છે. પ્રયત્ન કરો, પરિણામ આવે તે વ્યવસ્થિત!

## (૮) પુરૂષાર્થ - કેવળજ્ઞાન સુધીનો !

મોક્ષે જવું એય વ્યવસ્થિત છે. પછી એનો પ્રયત્ન શા માટે ? એવું

ઘણાને રહે છે. તે દાદાશ્રી આનો ફોડ પાડતાં કહે છે કે મોક્ષે જવા માટે પ્રયત્ન નહીં પણ પુરુષાર્થ ખપે. પુરુષ અને પ્રકૃતિ છૂટાં પડયાં પછી જે મોક્ષ માટેનો પુરુષાર્થ આત્મભાવે થાય છે તે રિયલ પુરુષાર્થ છે એ સંપૂર્ણ સ્વતંત્ર છે. એ વ્યવસ્થિતને આધીન નથી. બહારની પ્રાકૃતિક ક્રિયાઓ વ્યવસ્થિતને આધીને છે. માટે તેની ચિંતા શી ?

સૂવામાં અંતરાય આવે છે ? રાત્રે કે બપોરે ? સૂતી વખતે ઉપયોગ ગોઠવીને સૂઈ જવું !

ઉપયોગ રહ્યો કોને કહેવાય ? ગજવું કાપે છતાં એ નિર્દોષ દેખાય. એ શુદ્ધ જ છે એ શુદ્ધતા ના તૂટે, એ ઉપયોગ ન ચૂકાય ત્યારે ઉપયોગ રહ્યો.

ઉપયોગ સ્વતંત્ર છે વ્યવસ્થિતને તાબે નથી. નહીં તો પુરુષાર્થ જ ઊડી જાય ! જ્ઞાયક સ્વભાવમાં રહેવું એનું નામ પુરુષાર્થ અને કર્મના ધક્કામાં પોતે સંપૂર્ણ ખેંચાઈ જાય તે પ્રમાદ !

સામાને નિર્દોષ જોવા, જો દોષિત સામો દેખાઈ જાય તો તેનો ખેદ ખેદ રહે તેય એક જાતની જાગૃતિ ગણાય.

એક જણે દાદાશ્રીને પૂછયું કે તમને કેવળજ્ઞાનમાં ચાર ડીગ્રી ખૂટે છે તે સ્વભાવાધીન કે વ્યવસ્થિતાધીન ? ત્યારે દાદાશ્રી એ કહ્યું, ‘વ્યવસ્થિતના તાબામાં સંસારી ચીજો હોય. પોતાની દશા વ્યવસ્થિતના તાબામાં નથી !’

ભગવાન મહાવીરે સાડાબાર વર્ષ તપ કર્યું તે પુરુષાર્થ કે ઉદયાધીન ? જગતના લોક જુએ એ ઉદયાધીન છે અને ભગવાન મહાવીર પોતે ‘જુએ’ એ પુરુષાર્થ છે ! એ લોકો જોઈ ના શકે. લોકો બહારનું જ જોઈ શકે, અંદરનું નહીં.

અક્રમ જ્ઞાન પછી પુરુષાર્થ માંડવો હોય તો પાંચ ઈન્દ્રિયોની લગામ છોડી દો અને સવારથી સાંજ શું બને છે એ ‘જોયા’ કરો. એક રવિવારે તો પ્રયોગ કરી જુઓ ! રિયલ પુરુષાર્થ, વ્યવસ્થિત કર્તાનો પૂરેપૂરો અનુભવ થઈ જશે !

‘સ્થૂળ સંયોગો સૂક્ષ્મ સંયોગો અને વાણીના સંયોગો પર છે ને પરાધીન છે’ અર્થાત વ્યવસ્થિતાધીન છે !

ગાડીમાંથી નવ વખત ઊતારી પાડે ને નવ વખત પાછું બેસાડે તોય

મહીં જરાય પરમાણુય હાલે નહીં ત્યાં વ્યવસ્થિતનું જ્ઞાન પૂરેપૂરું પચ્યું ગણાય ! એમ.ડી. કરતાંય અઘરી પરીક્ષા છેને આ ?

જ્ઞાન મળે, શુદ્ધાત્મા પદ પ્રાપ્ત થાય એટલે કે પરમાત્માપદના માર્ગમાં પેઠા. પછી શુદ્ધાત્મા ગુણ સહીત સંપુર્ણપણે પ્રગટ થાય ત્યારે થયો પરમાત્મા !!!

વ્યવસ્થિતનો એક્ઝેક્ટ અર્થ એ કે પુદ્ગલમાં હાથ જ નહીં ઘાલવાનો ! અજ્ઞાનતામાં કરેલું તેનું ફળ આજે આવ્યું તે જ્ઞાને કરીને નિકાલ કરી નાખવાનો ! આજે એની જોડે કંઈ લેવાદેવા નથી.

પોતાનાથી (ચંદુભાઈથી) ગમે તેટલું ખરાબ કાર્ય થઈ જાય, અરે, કોઈનું ખૂન થઈ જાય, તોય પોતાનો આત્મા, શુદ્ધાત્મા તો શુદ્ધ જ છે.

અક્રમ વિજ્ઞાનથી બિલિફ ફરે છે પછી આચરણમાં એની મેળે આવે.

વ્યવસ્થિત સો ટકા સમજાઈ જાય. એના સંપૂર્ણ પર્યાય સમજાઈ જાય તે દહાડે થઈ ગયું હોય 'કેવળજ્ઞાન' !

મહાત્માઓને આત્મા જાણવાનો જણાઈ ગયો હવે રહ્યું વ્યવસ્થિત સંપૂર્ણ સમજવાનું !

## (૯) આજ્ઞાથી વ્યવસ્થિત ફરે ?

વ્યવસ્થિત શક્તિ પર કોઈનુંય વર્ચસ્વ ના હોય, જ્ઞાનીનું પણ નહીં ! વાવાઝોડું એકદમ આવે તો જ્ઞાનીને પણ ઊડાડી મૂકે ! વ્યવસ્થિત રાગ-દ્વેષ વગરનું છે. સહુ સહુના હિસાબ હોયને તે ચૂકવી દે એટલે જ્ઞાનીથી કોઈનું વ્યવસ્થિત ન ફરે. હાં, એને આધિ-વ્યાધિ-ઉપાધિમાં કાયમી સમાધિ કરાવી આપે.

જ્ઞાનીથી વરાળ રૂપેના કર્મો નાશ થઈ જાય, પણ બરફ રૂપે જામી ગયેલાં હોય એ કર્મો તો ભોગવ્યે જ છૂટકો. પણ ભોગવટામાં આખોય ફેર પડી જાય ! મહીં સમતા રહે.

આપણું જે કર્મ છે તે નક્કી થયેલું હોય છે. તેનાં જ્ઞાનીના આશિર્વાદ કે દેવદેવીઓની ભક્તિ કરીએ એનાથી કંઈ ફેરફાર થાય ? ફેરફાર થાય તેય વ્યવસ્થિતમાં નક્કી થયેલું તેમાં આવી જાય ! એમ વ્યવસ્થિતમાં ફેરફાર થઈ જ ના શકે.

બધું થયા કરે છે એવું ના બોલાય. પહેલું નિશ્ચય કરવો પડે. 'ચંદુભાઈ' નિશ્ચય કરે ને 'આપણે' 'જોયા' કરવાનું.

અક્રમમાં ભાવ કે ઈચ્છા કરવાની નથી, નિશ્ચય કરવાનો છે. નિશ્ચયથી ગમે તેવા અંતરાયો તૂટી જાય. નિશ્ચયની ખામી છે. નિશ્ચયથી તો મોક્ષનાય અંતરાય તૂટી જાય. જ્ઞાન પછી નિશ્ચય કરવો એ અહંકાર ગણાતો નથી, એ 'ડિસ્ચાર્જ' અહંકાર છે. પાંચ આજ્ઞા પાળવાનો નિશ્ચય એ પુરુષાર્થ છે !

જ્ઞાતા-દષ્ટા રહે તો વ્યવસ્થિત ફરે ? ગાળ મળવાની ના ફરે પણ ગાળ મળે ત્યારે જ્ઞાન હાજર રહે, 'હું શુદ્ધાત્મા છું'. ગાળ તો પાટીયાને દે છે, ગાળ દેનારોય ખરેખર શુદ્ધાત્મા જ છે એટલે એ ગાળ નથી દેતો. એટલે ભોગવટો આખો ઊડી જાય.

જ્ઞાનીની આજ્ઞાથી શું વ્યવસ્થિત ફરે ? ચોક્કસ ફરે. પણ જ્ઞાની આજ્ઞા આપે નહીં, કો'કે વિરલાને એ મળી જાય ? જ્ઞાનીની કૃપા પ્રમાણે વ્યવસ્થિત આવીને ઊભું રહે ! પણ કૃપા મળવી મુશ્કેલ છે.

ગવર્નરની કૃપાથી ફાંસી અટકી જાય તો શું જ્ઞાનીની કૃપાથી કશું બદલાય નહીં ?

જ્ઞાની બીજાને આજ્ઞા આપે એ જ્ઞાનીનો પુરુષાર્થ છે એ વ્યવસ્થિત નથી! તેથી ફેરફાર થાય. પુરુષાર્થથી પ્રકૃતિ પણ બદલાય ! પુરુષાર્થ શું ના કરી શકે ? જ્ઞાનીની કૃપા વ્યવસ્થિત બદલી શકે, એમનું એવું વચનબળ હોય. પણ એ કૃપા બધાંને ના મળે. કૃપા ઉતરવી સહેલી નથી!

જ્ઞાનીની કૃપા શેનાથી ઊતરે ? એ કંઈ પૈસાથી, સેવાથી કે બીજા કશાથી ના ઊતરે. પરમ વિનયથી ઊતરે. એ પરમ વિનય જ્યાં દેખાય ત્યાં કૃપા ઊતરી જાય ! અને એનાથી એના વિચાર ને વાણીમાં આખોય ફેરફાર થઈ જાય!

આજ્ઞા મળવી એ વ્યવસ્થિત નથી. આજ્ઞાબળથી વ્યવસ્થિતેય ઊડી જાય! પાંચ આજ્ઞા તો બધાંને સરખી હોય પણ સ્પેશિયલ આજ્ઞા હોય તે આખું વ્યવસ્થિત ઊડાડી શકે. જે બ્રહ્મચર્ય પાળે છે તેને સ્પેશિયલ આજ્ઞા દાદાની મળે છે. જે આખો ફેરફાર કરી નાખે એના જીવનમાં !

એટલે આજ્ઞા આપવી ને આજ્ઞા પાળવી બેઉ પુરુષાર્થ છે, પુરુષ થયા

પછીનો પુરુષાર્થ. બહુ રાજીપો પ્રાપ્ત કરે ત્યારે જ્ઞાનીની વિશેષ આજ્ઞા મળે. જ્ઞાની તો નિરંતર પુરુષાર્થમાં જ હોય. જ્ઞાનીની આજ્ઞા સંસાર પરિભ્રમણની દિવાલ છે !

જ્ઞાની વિધિ કરી આપે. તે વ્યવસ્થિતને આધીન છે. નિમિત્તને આધીન વિધિ થાય.

તીર્થંકરને પુરુષાર્થ નથી, ત્યાં સંપૂર્ણ સહજભાવ છે ! જ્ઞાનીને જ્ઞાન છતાં આટલું અસહજ હોય એનો એમને બંધ પડે. પણ તેનું ફળ બહુ ઊંચી જાતનું આવે. એ જ્ઞાનાવરણ ખસેડે એવું ફળ આવે ! જ્ઞાની જ્ઞાન આપે એ એમનો પુરુષાર્થ છે, એ પ્રકૃતિ નથી. સત્સંગ કરે, સમજાવે એ બધુંય પુરુષાર્થમાં જાય. અને 'મહાત્માઓ' આજ્ઞા પાળે એ એમનો પાળનારનો પુરુષાર્થ ! મન સ્હેજ ગૂંચાય તો સમજવું આજ્ઞા પાળવામાં કચાશ છે. જેમ જેમ આજ્ઞામાં રહે તેમ તેમ પુરુષાર્થ બદલાતો જાય સુગંધી વધતી જાય.

'દાદા ભગવાન' પાસે શક્તિ માંગ માંગ કરે તેના બધા અંતરાયો તૂટી જાય ને તે મળે. અક્રમ માર્ગ કેવો છે ? કશુંય અડે નહીંને નડે નહીં! સંસારમાં રહીને સમાધિ નિરંતર !!!

## (૧૦) ભૂત-ભવિષ્ય ભૂલી વર્તો વર્તમાનમાં !

'વ્યવસ્થિત'નું જ્ઞાન નિરંતર વર્તમાનમાં જ રાખે. જ્ઞાનીઓ નિરંતર વર્તમાનમાં જ રહે. શ્રીમદ્ રાજચંદ્રે કહેલું.

'વર્તમાન વર્તે સદા સો જ્ઞાની જગમાંય'. ઘટના ઘટ્યા પછી એક સેકન્ડમાં જ ભૂતકાળ થઈ જાય. ભૂતકાળ ગોન ફોર એવર (કાયમ માટે ગયો) અને ભવિષ્યકાળ વ્યવસ્થિતના તાબામાં છે, માટે વર્તમાનમાં વર્તો.

સત્સંગમાં બેઠા હોય ને શેરબજારના સોદા ચાલતા હોય તો તે ભવિષ્યકાળને વર્તમાનમાં લાવી બેઉ બગાડયું. રસ્તા પર એક્સિડંટ થયેલો જોયો ને સત્સંગ વિચાર આવ્યો કે મારે પણ તે રસ્તે જતાં એક્સિડન્ટ થઈ જશે તો ?! ભૂતકાળને ભવિષ્યમાં ખોવાયો, તેનો સોનેરી વર્તમાન કાળ બગડયો ને જેનો વર્તમાન સુધર્યો તેનો બધું સુધર્યું !

આ દાદા નિરંતર વર્તમાનમાં રહે, સેકંડે સેકંડે તેથી તો તે સદા ટેન્શન રહિત દેખાય, મુક્ત દેખાય તેમના મોઢા પર નિરંતર મુક્ત હાસ્ય જ હોય !

ભૂતકાળની સ્મૃતિ કે ભવિષ્યના વિચાર આવે ત્યારે તેના જ્ઞાતા-દ્રષ્ટા રહેવું. એના પર સહી ના કરાય.

જ્ઞાની જમતા હોય ને કોઈ આવે તો કહે, જમી લેવા દો પછી વાત! નિરાંતે હાફુસની કેરીઓ દાદાશ્રી ખાતા પણ તે ઉપયોગ પૂર્વક! વર્તમાનમાં જ વર્તે તે જ્ઞાની !

ભૂતકાળને ઊથામવો એ ભયંકર ગુનો છે ! આ ભોગવટો જ એના લીધે છે. નિરંતર ભય ભય ને ભય, નિરંતર તરફડાટ તરફડાટ !

પૂજયશ્રી એ પ્રયોગ કરેલો જ્ઞાન પછી તરત જ ! વાઘ ડુંગરી પર જઈ ભયનો ટેસ્ટીંગ કર્યો. ત્યા બધાને રવાના કર્યા પણ મહીં ભય ઊભો થયો ! એટલે વર્તમાન ભય તેમને રહ્યો. પછી જ્ઞાને કરીને તેય ઓગાળ્યો પાછળથી!

અક્રમ જ્ઞાનથી વ્યવસ્થિતની આજ્ઞામાં રહેવાથી ચિંતા સદંતર બંધ થઈ જાય છે. ગેરંટીથી આ અનુભવ છે લાખો લોકોના !

દસ વરસની દીકરીને પરણાવવાની ચિંતા કરે તે શું કહેવું એને? મને પેરાલિસીસ થશે તો શું થશે ? એમ કરીને ચિંતા કરે તેનું શું ? એ અગ્રશોચ ભોગવટો આપે ભયંકર !

ઘણાંને ધરતીકંપની આગાહી સાંભળી, ધબકારા હાર્ટના વધી જાય! અલ્યા, આપણે તો મોક્ષે જવાનું. કશું નથી થવાનું. દાદા મળ્યા એને કશું ના થાય અને થઈ થઈને થાય કોને ? પુદ્ગલને જ ને ? ઓછું આત્માને કંઈ થવાનું છે ? અને આપણે પુદ્ગલ છીએ કે આત્મા છીએ ?!

એક કલાક જગત વિસ્મુત થવું મુશ્કેલ છે. ત્યાં આ અક્રમ જ્ઞાનથી નિરંતર જગત વિસ્મૃત રહે છે સંસારમાં રહીનેય !

કર્તાપદ છૂટે ને વ્યવસ્થિત કરે છે એ સમજાય તો જ વર્તાય વર્તમાનમાં!

## (૧૧) અમારી અનંત અવતારની શોધખોળ !!

સંપૂજ્ય શ્રી દાદાશ્રીને આ અક્રમ વિજ્ઞાન લાધ્યું ૧૯૫૮માં, એ એક્સિડન્ટલી નથી થયું, પણ એ ઈન્સીડન્ટલી જ છે ! 'વ્યવસ્થિત' જ છે, બટ નેચરલ !

વ્યવસ્થિતનાં જ્ઞાનની પૂર્વે જરૂર ન હતી. અત્યારે ભયંકર વિકલ્પીઓને માટે જ વિકલ્પ શમાવવા આ અપાયું છે, જરૂરી છે અત્યારે માટે.

અક્રમ જ્ઞાન, ત્રણેય કાળ અવિરોધાભાસ છે. જ્યાંથી મેળવો ત્યાંથી તાળાં મળે જ ! નિરંતર સમાધિ ! સંસારમાં રહીને સમાધિ !!

દાદાશ્રી કહે છે, 'અમને પણ મોક્ષ મળતો હતો પણ અમે અટકાવ્યો આ વ્યવસ્થિતની શોધ માટે !' 'અનંત અવતારથી આ જ ખોળતો હતો કે આ જગત શા આધારે ચાલે છે ?' આ અપૂર્વજ્ઞાન જડયું ને જગતને તે જ આપ્યું અમે ! આ કળિકાળમાં ઘડીવારેય કળ ના વળે લોકોને. એવા કાળમાં આત્મજ્ઞાન આપે પણ તે ટકે કેવી રીતે ? તે 'વ્યવસ્થિત'નું જ્ઞાન જડયું ત્યારે જ દાદાશ્રીએ લોકોને અક્રમ જ્ઞાન આપવાનું શરુ કર્યું ! ત્યાં સુધી મૌન જ રહ્યા !

દાદાશ્રી કહે છે, 'વ્યવસ્થિત' કેવી રીતે છે એ અમે એકલાએ જ્ઞાનમાં જોયેલું છે. એનો શબ્દથી વર્ણવા માટે અમારે 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' કહેવું પડયું. કારણ કે એના માટે બીજો ગુજરાતી શબ્દ જ નથી.

'હું શુદ્ધાત્મા છું' એ જ્ઞાન આપ્યાથી એટલાથી પતે એવું નથી આ કાળમાં. પાછું કર્તાપણું આવી જાય, વળી ગૃહસ્થિમાં રહીને નોકરી ધંધો કરતાં આત્મામાં રહેવાનું છે. ત્યાં આ વ્યવસ્થિતનું જ્ઞાન અકર્તાપદમાં નિરંતર રાખનારું છે, ને કર્મ બંધાયા સિવાય સંસાર પૂરો કરી એકાવતારી પદ પ્રાપ્ત કરી પહોંચાડે છે મોક્ષમાં !

આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન હોય. 'દાદા ભગવાન' તો મારી અંદર પ્રગટ થયા છે, ચૌદલોકના નાથ તે છે ! ને તમારી અંદર પણ તે જ છે !

**- જય સચ્ચિદાનંદ**

# અનુક્રમણિકા

## (૧) શમાવવું સમજમાં, વ્યવસ્થિત



## (૨) સ્વકર્તા મીટયે, 'વ્યવસ્થિત' કર્તા



## (૩) બાહિરાભાવા સંજોગ લક્ષણ

## (૪) વ્યવસ્થિતની વિશેષ વિગત...



## (૫) વ્યવસ્થિત-જીવન વ્યવહારમાં

## (૬) ક્રમિક - કર્તા : અક્રમ - વ્યવસ્થિત



## (૭) વ્યવસ્થિતના જ્ઞાનનો દુરૂપયોગ



## (૮) પુરુષાર્થ - કેવળજ્ઞાન સુધીનો



## (૯) આજ્ઞાથી વ્યવસ્થિત ફરે ?

## (૧૦) ભૂત-ભવિષ્ય ભૂલી, વર્તો વર્તમાનમાં



## (૧૧) અમારી અનંત અવતારની શોધખોળ



❖❖❖❖❖

# (૧)
# શમાવવું સમજમાં, વ્યવસ્થિત

## 'જ્ઞાન' પછી સંસારનો રહ્યો નિકાલ

**પ્રશ્નકર્તા :** આપણે એવું માનીએ કે આ વ્યવસ્થિત બધું ચાલ્યા કરે છે, તો આપણે અંદર ક્યાં ગોઠવવું ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત તો એક શક્તિ છે. હા, તે એ વ્યવસ્થિત બધું કરે અને 'તમારે' જોયા કરવાનું. શું નામ તમારું ?

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈ.

**દાદાશ્રી :** તમે 'જ્ઞાન' લીધું હતું ?

**પ્રશ્નકર્તા :** હા, ગયે વખતે.

**દાદાશ્રી :** તો એમાં સમજણ એવી પાડી હતી કે 'ચંદુભાઈ'ને આ વ્યવસ્થિત શક્તિ બધું કરી આપશે. વ્યવસ્થિત પ્રેરણા આપશે તે 'ચંદુભાઈ'નું ચાલશે અને તમારે 'શુદ્ધાત્મા' તરીકે જોયા કરવાનું, ચંદુભાઈનું જે ચાલે છે તે.

આ જ્ઞાન લીધું એટલે હવે 'હું ચંદુભાઈ છું' તે બિલીફ ફ્રેકચર થઈ ગઈ ને 'હું શુદ્ધાત્મા છું' એ રાઈટ બિલીફ બેસી ગઈ. રોંગ બિલીફ ફ્રેકચર થઈ ગઈ, છતાંય આ કર્મના નિકાલ કરવા માટે શું ? કેવી રીતે વર્તવું ? તે બધું સમજી લેવાનું.

## પછી ચલાવે 'વ્યવસ્થિત' શક્તિ

હવે 'જ્ઞાન' પછી 'હું કરું છું', એ ઈગોઈઝમ બધો ફ્રેકચર કરી નાખ્યો છે. એટલે 'કોણ કરે છે ?' હવે એ હું તમને કહું છું કે તમારું કોણ ચલાવી દેશે ? તમે 'શુદ્ધાત્મા' થઈ ગયા અને દેહથી જુદા પડી ગયા હવે, એટલે હવે ચલાવનાર તમે રહ્યા નહીં. હવે તમે 'શુદ્ધાત્મા' થયા એટલે આ દેહ શી રીતે ચલાવશો ?

એક વ્યવસ્થિત નામની શક્તિ છે એ જીવમાત્રનું સાચવી લે છે. એ નથી ભગવાન ચલાવતાં કે નથી કોઈ બાપોય ચલાવતો. જગત સનાતન છે કાયમનું. અનંતકાળથી આવું ને આવું જ છે. સૂર્ય, ચંદ્ર, તારા બધું આવું ને આવું જ છે. આને અનાદિકાળથી વ્યવસ્થિત નામની શક્તિ ચલાવે છે, ને અનંતકાળ સુધી એની એ જ વ્યવસ્થિત શક્તિ ચલાવશે આ જગતને. ને તે વ્યવસ્થિત ભાવે જ રાખે છે.

સૂર્ય, ચંદ્ર, તારા, બીજું બધું, આ દેવગતિઓ, ટાઈમિંગ ચારે ગતિઓને બધી વ્યવસ્થિત રાખે છે, બિલકુલ અવ્યવસ્થિત નથી થવા દેતી. આ જીવમાત્ર શું કરે છે ? ભ્રાંતિથી અવ્યવસ્થિત કરવા માગે છે, પણ તે 'વ્યવસ્થિત શક્તિ' વ્યવસ્થિત કરી નાખે છે. આપણા લોકો કહે ખરાં કે 'અરે, ભગવાન નહીં પણ કોઈ શક્તિ છે ખરી'. પણ એ શક્તિની ખબર ના હોય ને !

એટલે હવે તમારું બધું વ્યવસ્થિત શક્તિ ચલાવી લેશે. મહીં પ્રેરણા થાય તેય વ્યવસ્થિત શક્તિના આધારે થાય છે. એટલે અહીં આવવા માટે વ્યવસ્થિત શક્તિ પ્રેરણા કરે તો અહીં આવવું. ને રસ્તામાં વળી પાછો કો'ક એમ કહે કે 'ના, મારે ખાસ કામ છે'. તો પાછું આપણે એમ સમજવાનું કે આય વ્યવસ્થિત છે ને ! એટલે વ્યવસ્થિત શક્તિ જેમ કહેને તેમ ચાલવાનું.

## મોંઘા પ્યાલા ફૂટ્યા તો...

હવે 'વ્યવસ્થિત શક્તિ એટલે શું ?' એ સમજાવું.

હવે નોકરના હાથમાંથી ટ્રે પડી જાય, એમાં વીસ પ્યાલા પડી જાય, વીસ પ્યાલા એટલે અત્યારે મોંઘા, બબ્બે રૂપિયાના કે ત્રણ-ત્રણ રૂપિયાનાં કપ-રકાબી થાય, વીસ તેરી સાઠ રૂપિયા. તરત મહીં અસર થાય કે ના થાય ? આ 'જ્ઞાન' ના લીધું હોય તો અસર થાય કે ના થાય લોકોને ? આ 'જ્ઞાન' ના લીધું હોય ને તો મહીં અકળાયા કરે. ત્યાં બધાં બેઠાં હોય એટલે બોલે નહીં કશું, પણ મહીં અકળાયા કરે કે આ બધાં ઊઠે તો તરત મારું નોકરને ! હવે ખરેખર 'કોની ભૂલ છે' એ ભાન નથી ને આવું ને આવું મહીં કર્યા કરે છે અને નોકર તોડતો હોય તો રોજ ના તોડે એ ? આજે શી રીતે તોડ્યા ? નોકર જો તોડતો હોય તો રોજનું છે આ. આપણે એને કહીએ કે આ કપ-રકાબી નાખી દે, તોય ના નાખી દે. હું આ નાનાં નાનાં છોકરાં, બબ્બે, ત્રણ-ત્રણ વર્ષનાં છોકરાં હોય, તેમને કહું કે, 'આ પ્યાલા-રકાબી બહાર નાખી આવ.' ત્યારે એ ખભા ચઢાવે ! ના નાખે કોઈ. હું કહું કે આ મારો બૂટ નાખી આવ, તો ના નાખી આવે.

કપ-રકાબી તૂટી ગયા, એટલે હવે પછી નોકરને તારે શું કહેવું જોઈએ ? એ તૂટી ગયા તો કયું જ્ઞાન હાજર થશે ?

**પ્રશ્નકર્તા :** 'વ્યવસ્થિત'.

**દાદાશ્રી :** હા. પણ એને એવું મોંઢે ના કહીશ. નોકરને તો આપણે એમ કહેવું કે, 'ભઈ, તું દાઝ્યો નથી ને, બા ?' પછી આપણે 'ધીમે રહીને ચાલજે' એમ કહેવું. અને જો 'વ્યવસ્થિત' છે એવું એને બોલીએ તો બીજે દહાડે છોકરું પડી જાય તોય એ કહેશે, 'વ્યવસ્થિત'. તે આપણને ઊલટું બોલે. એટલે આપણે એને કહેવું, 'હુડ હુડ શું ચાલે છે ? આમ ધીમે રહીને ચાલ'. એને વઢવાનું નહીં. આપણે અંદર જાણવાનું કે આ ખાલી એને જ્ઞાન આપવા પૂરતું જ ચેતવણી આપીએ છીએ.

આપણા લોક તો નોકરના હાથમાંથી પ્યાલા ફૂટી જાય છે તે મહીં અકળાયા કરે છે. એ શું કરવા અકળાય છે તે ? આ વ્યવસ્થિત તોડે છે, નોકરે નથી તોડ્યું. અમથો શું કરવા અકળાયા કરે છે ?

અને આ તમે 'જ્ઞાન' લીધેલું હોય અને તમારે ત્યાં થાય તો તમે સમજી જાવ કે આ વ્યવસ્થિતે તોડ્યો. અને તમને નોકર ઉપર એ ભાવ ના બગડે. અને સમજો કે વ્યવસ્થિતે તોડ્યો.

બાકી જગત બધું વ્યવસ્થિત છે. પણ આપણે ભૂલ ના કરવી. વ્યવસ્થિત એટલે એવો અર્થ ના કરાય કે 'વ્યવસ્થિતમાં ફૂટવાનો હશે તો ફૂટશે' એમ કરીને પ્યાલો નખાય નહીં. એવું નાખે છે લોકો ? ત્યાં કેમ 'વ્યવસ્થિત' છે એવું નથી રાખતાં ? પ્યાલો બચાવવાનો બધો જ પ્રયત્ન કરવા છતાં પડી ગયો ને ફૂટી ગયો પછી આપણે 'વ્યવસ્થિત છે', એવું કહીએ છીએ ને !

મંદિરમાં ગયા હોય તો બૂટ આપણે કાળજીપૂર્વક મૂકવા. છતાં બૂટ કોઈ લઈ જાય, તો વ્યવસ્થિત શક્તિએ લેવડાવ્યા. અને પછી આપશેય વ્યવસ્થિત શક્તિ, એને બદલે નવા આપશે. આપે કે ના આપે ?

એટલે આ વ્યવસ્થિત શક્તિ તોડફોડેય કરે છે અને સપ્લાય પણ કરે છે. એટલે તમારે કશી ઉપાધિ નહીં રાખવાની.

## વ્યવસ્થિત શક્તિ રજા લે તો...

હવે એ શેના જેવું છે ? આ વ્યવસ્થિત શક્તિ છેને, એ કોમ્પ્યુટર જેવી છે, પણ કોમ્પ્યુટર નથી. આ તો બહુ મોટું છે. પણ જેમ કોમ્પ્યુટર ફળ આપે છેને, એવું આ ફળ આપે છે. અને બધું કામ કરાવી લેશે. બધું જ એડજસ્ટમેન્ટ કરાવી લેશે.

આ કેટલાક ગાડીવાળા કહે છે, 'દેખો મૈંને બચા દિયા ઉસકો'. હવે પેણે પેલાને, જે બચી ગયો એને પૂછીએ, 'અરે ભાઈ, પેલાએ તને બચાવ્યો ?' ત્યારે એ કહે, 'હું કૂદ્યો જ વધારે'. હવે થોડેક છેટે જાય ને તો એ ગાડીવાળો કો'કનો પગ ભાંગી નાખે. આપણે કહીએ, 'અલ્યા,

ક્યું ઐસા હો ગયા ?' ત્યારે કહે, 'હમ ક્યા કરે. વો સાલા બીચ મેં આયા'. આ બધું વ્યવસ્થિત શક્તિ કરે છે.

નહીં તો વ્યવસ્થિત શક્તિ અહીં આગળ મુંબઈમાંથી ચાર દિવસ રજા લેને, તો મુંબઈમાં રોજ ચાર લાખ માણસ વટાઈ જાય. એવું ગાંડું ડ્રાઈવીંગ ચાલે છેને. એવા ગાંડા ક્રોસીંગવાળા છે. આ તો વ્યવસ્થિત શક્તિ છે તે જેને કાપવાના હોય તેને કાપે છે, વ્યવસ્થિત શક્તિ નિરંતર વ્યવસ્થિત રાખે છે.

વ્યવસ્થિત કંઈ કરી શકે નહીં આપણને. અને જો આપણને વ્યવસ્થિત કરી શકતું હોય તો આપણે શુદ્ધાત્મા ન્હોય, વ્યવસ્થિત તો ચંદુભાઈને કરે, 'તમને' તો કશું કરી શકે નહીંને ! એટલે વ્યવસ્થિતના તાબામાંથી છૂટી ગયા આપણે. 'હું કર્તા છું' ત્યાં સુધી વ્યવસ્થિતના તાબામાં પેસી જઈએ છીએ. 'હું કર્તા છું' છૂટ્યું અને કર્તા વ્યવસ્થિત કહ્યું કે વ્યવસ્થિતના તાબામાંથી છૂટ્યો. ઓટોમેટિકલી છૂટે ને ! પછી વ્યવસ્થિતમાંથી મુક્ત થયો એટલે પછી મુક્ત જ છે. હવે અમથો લબદાય, નહીં તો તો કશું નહીં, લબદાવાની જરૂર જ નથી કશું અને જે ભાવે બંધ બંધાયેલો હશે તે ભાવે નિર્જરા આમ થયા વગર રહે નહીં. પછી એમાં બહુ ઊંડા ઉતરવા જેવું નથી કે કેમ આમ આમ થાય, કેમ એમ થાય છે ?

## કર્મો પૂરા થાય એની મેળે જ..

**પ્રશ્નકર્તા :** પણ હવે સંસારમાં ડ્રામેટિક તો બધું ચાલ્યા જ કરે ને, કે કરવું પડે ?

**દાદાશ્રી :** ડ્રામેટિક તો કરવું પડે નહીં. એ તો થયા જ કરે, કશું કરવા જેવુંય નથી, એની મેળે થયા જ કરે. ઊંઘવાના ટાઈમે ઊંઘ આવી જાય, જાગવાના ટાઈમે જાગી જાય, બધું થયા જ કરે. એટલે 'કરવું પડે' એવું બોલીએ છીએ. તે આ 'કરવા જેવું જ છે' તેવું ના બોલાય. અને 'કશું કરવા જેવું નથી જ' એવુંય ના બોલાય. કારણ કે કર્તાપણું જ આપણામાં છે જ નહીં ત્યાં આગળ પછી ! આત્મા અકર્તા છે.

**પ્રશ્નકર્તા :** હા, પણ વ્યવહારના જે કર્મો કરવાના હોય એ તો કર્મો

આવે ને ! જે કર્મો કરવાના હોય તે, તો ઓફિસે જવાનું, ઓફિસનું કામ કરવાનું ને એ બધું.

**દાદાશ્રી :** એ બધું તો ચાલ્યા જ કરે એની મેળે. આપણે કહેવાનું કે, 'ચંદુભાઈ, તમારો ટાઈમ થઈ ગયો છે', કેમ જતાં નથી ? બસ આટલી ચેતવણી આપીએ આપણે. એ તો એની મેળે ડિસ્ચાર્જ એ બધું થયા જ કરે. આ આવે છે, જાય છે, વાત કરે છે, તમે સર્વિસ કરો છો, તે બધુંય ડિસ્ચાર્જ છે. અને તમારે ચેતવણી આપવા જેવી દશા ખરી તમારી, એટલે એને ચેતવણી આપવાની કે 'આમાં શું છે ? ચંદુભાઈ લેટ થઈ ગયા છો, જાવ'. એટલું જ જરા ચેતવવા.

'વ્યવસ્થિત'નાં જ્ઞાનથી આપણને ભય ના રહે. ભય બધા તૂટી જાય. ઘણાંખરાં ખોટા ભય માણસને મારી નાખે છે. બધાં વિપરીત ભય કહેવાય. આખો દહાડો આમ થઈ જશે, આમ થઈ જશે કે તેમ થઈ જશે, એ જ બધી ડખોડખલ. આ વ્યવસ્થિત સમજાય તેને ચિંતા-ઉપાધિ-ભય બધા નીકળી જાય.

## ન મળે તે દી' ઉપવાસ

હવે સરસ રસોઈ બનાવી હોય. સરસ કેરી હોય, ફર્સ્ટ કલાસ રસ કાઢ્યો હોય. રસ-રોટલી વાઈફે બનાવી હોય અને પછી ટેબલ ઉપર જમવા બેઠાં, તો પછી જરાક સહેજ કઢી ખારી થઈ હોયને તો કહેશે, 'કઢું આવું કર્યું ?' તે પછી એ બધું બગાડે. હવે એમણે કર્યું હોય તો વઢીએ. કોણે કર્યું ?

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિતે.

**દાદાશ્રી :** આપણું જ, ભોગવનારના પ્રારબ્ધનું જ આ. એટલે આપણે ના ખાવું હોય તો ના ખાઈએ અને બીજું બધું જમી લઈએ. પછી વાઈફ પૂછે 'તમે બોલ્યા નહીં, કઢી ખારી હતી તે !' ત્યારે આપણે કહીએ, 'તમે જમશો ત્યારે તમે ના જાણો ? કંઈ તમને ખબર પડે ને ! મારે વળી કહેવાની શી જરૂર !'

અને દેહ ધારણ થયો છે, તે દેહ તો એનું લઈને આવ્યો હશેને ?

હિસાબ તો લઈને આવ્યો હશેને ? દાઢી કરવાની ઈચ્છા નથી તોય થયા કરે છે. ત્યારે રોટલા નહીં મળે ? એક ઘડીમાં જો કદી આ પ્રકૃતિ રિસાયને તો આ ઊઘાડી આંખે લાઈટ બંધ થઈ જાય બિલકુલ, એવું આ જગત છે. તો લાઈટ ચાલુ રહે છે, તો કેમ રોટલા નહીં મળે ? એટલે કશાની ફીકર ચિંતા નહીં, વ્યવસ્થિત એવું છે ને, બધું લઈને આવેલું છે તમારું. એટલે ફિકર-ચિંતા જેવું છે નહીં.

છતાં વ્યવસ્થિત ઉપર બેસવું નહીં કોઈ દા'ડોય. વ્યવસ્થિતને આપણી ઉપર બેસાડવું. એની ઉપર બેસવું નહીં. એની ઉપર બેસો તો તો વેશ થઈ પડશે. વ્યવસ્થિત સંભારવાનું ના હોય. જ્યારે ખાવાનું ના મળે તે દા'ડે છે તે વીતરાગ ભગવાનનું કહેલી આજ્ઞા આરાધનપૂર્વકનું ઉપવાસ. આ તો મળે, તે દા'ડે કહેશે, 'આજે મારે ઉપવાસ છે.' બીજે દા'ડે ઠેકાણું ના હોય, ત્યારે પછી અમુક અમુક મૂક્યું, ત્યારે કષાય કર્યા કરે, 'આ કંઈથી વ્હોરી લાવ્યા આવું ? આ ઠંડા રોટલાને આ બધું ?' ત્યારે મૂઆ કષાય કરવાં હોય તો ઉપવાસ ના કરીશ, અને ઉપવાસ કરવા હોય તો કષાય ના કરીશ. કષાય માટે ઉપવાસ નથી કરવાનાં. કષાય કાઢવા માટે ઉપવાસ કરવાનાં છે.

બે વાગે સુધી ખાવાનું ના મળ્યું હોય, તો ચીઢાય ચીઢાય કર્યા કરે, 'એય, કોઈ આ ગામમાં હોટલેય સારી નથી. આ ગામ જ ખરાબ છે.' અલ્યા, મૂઆ, તું ગામને શું કરવા વગોવે છે વગર કામનો ! એના કરતાં કહી દેને, કે 'ભઈ, હવે સાડાબાર થઈ ગયાં, એક થઈ ગયા, જે મળે તે ખઈ લેવું છે'.

## 'વ્યવસ્થિત'ની નાવડીએ સંસાર પાર...

એટલે વ્યવસ્થિત જ બધું તમારું ચલાવી લે છે. તમને જે જોઈશે એ તમારી પાસે આવીને ઊભું રહેશે. તમને જે ચીજની ઇચ્છા થાય તે ચીજ તમારી પાસે આવીને ઊભી રહે, તમારે મહેનતેય ના કરવી પડે એવું આ 'જ્ઞાન' છે. અલૌકિક વિજ્ઞાન છે. એટલે આપણે તો અહીં કામ કાઢી લેવાનું છે.

**પ્રશ્નકર્તા :** આ વ્યવસ્થિત સમજ્યા પછી કોઈ વાતનો તાંતો નથી રહેતો.

**દાદાશ્રી :** પછી તો ડખો જ ના રહેને. આ વ્યવસ્થિત અમે જોઈને બોલ્યા છીએ.

એટલે બહારની વાતમાં તમારે ચિંતા જ કરવાની નથી. તમે તમારા સ્વરૂપમાં રહો, નિરંતર ! તમારા હિસાબસર બધું તમારી પાસે આવશે. મારે પણ બધું હિસાબસર જ આવે છે. આવો કળિયુગ છે, દુષમકાળ છે, મુંબઈ જેવી મોહનગરી છે, છતાં પણ મને કશું અડતું નથી. ને નિરંતર સમાધિ, વીસ વર્ષથી નિરંતર સમાધિ રહ્યા કરે છે. બોલો હવે, અત્યારે આ મોહમયીનગરીમાં આવું હોતું હશે ! પણ આ વિજ્ઞાન જ જુદું છે, અક્રમ વિજ્ઞાન છે, તરત જ મોક્ષફળ આપનારું છે.

તમારે કંઈ ચિંતા-ઉપાધિ ખરી ?

**પ્રશ્નકર્તા :** હવે ચિંતા કરવાનું જે હતું તે તો વ્યવસ્થિતમાં બધું જતું રહ્યું ને ? વ્યવસ્થિત જ બધું કરે છે એટલે પછી ચિંતા ગઈ.

**દાદાશ્રી :** અને સંસાર તો તમે દાદા થયા ત્યાં સુધીનો સંસાર લાંબો હશેને ? કંઈ ટૂંકો નથી.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ તો આટલી નાવડીમાં બેસી ગયા કે સામે કિનારે. સ્ટીમર આવે ક્યારે ને દહાડો ક્યારે વળે આપણો ? એટલે વ્યવસ્થિત એ નાવડી છે એક નાની. આરપાર ઊતારી દે. એટલે કહ્યું છે ને છોડી ઊઠાવી જાય તોય વ્યવસ્થિત છે !

એકનો એક છોકરો મરી જાય તોય સંતોષ રહે. વ્યવસ્થિત સમજી ગયો હોય, જ્ઞાનને સમજે તો કામ થઈ જાય, ના સમજે તો પછી એવું. આ વ્યવસ્થિત જો સમજે તો એની પર સંતોષ રહે. આ પાંચ અબજનો હીરો, આપણને સમજણમાં, ભાનમાં આવે, જ્ઞાનમાં આવે, ત્યારે એ કામ ચાલે. નહીં તો એમ ના ચાલે. એ જો શંકા આપે ને, તો એક દહાડોય ઊંઘ ના આવે.

એટલે સમજવું પડે આ, કારણ કે ઘડિયાળનો ધંધો કરો તો ઘડિયાળની સમજણ વગર ચાલે ખરું ? એવું આમાંય સમજણ પડવી જોઈએ, નહીં તો બધું બહાર ચક્કર કંઈનું કંઈ ગોઠવી દે.

વ્યવસ્થિતનું જ્ઞાન સમજી ગયા છે એટલે તો બિલકુલ પેટમાં પાણી નહીં હાલતું. અમે જ્ઞાન આપીએ એટલે મોક્ષ આપીએ. મોક્ષ પછી જાય નહીં. પણ એ વ્યવસ્થિતને સમજે તો !

આત્માને અજ્ઞાનથી મુક્ત કર્યો. હવે આ જે પાછલું દેવું છે, તેમાં શું કરવાનું ? ત્યારે કહે છે, એ વ્યવસ્થિત જ છે. એનું પરિણામ જે આવવાનું છે, તે તારે જોયા કરવાનું, આ વ્યવસ્થિતને. આટલી અમારી આજ્ઞા પાળે તો મોક્ષ નિરંતર રહેશે, તમારે કશું કરવું જ ના પડે. તમે જ્ઞાતા-દ્રષ્ટા રહો તો આ કામ સરસ ચાલે, રેગ્યુલર ચાલે. અને દોઢડાહ્યો થયો તો બધું બગડ્યું.

વડોદરામાં પેલો એકનો એક છોકરો કપાઈ ગયો, ત્રીસ વર્ષનો. એના ફાધરનું પેટમાં પાણી ના હાલ્યું, એનું શું કારણ ? 'વ્યવસ્થિત' સમજી ગયેલા. એને કંઈ ગાડીએ મારી નાંખ્યો નથી. ગાડી તો એમાંનો એક સંજોગ હતો. બધા સંજોગો ભેગા થયા એટલે બન્યું. એમાં ભગવાનનું પણ ચાલે નહીં. પણ વ્યવસ્થિત સમજાય તો એ દાદાએ સેફસાઈડ આપ્યું, પણ પોતે એવો દોઢડાહ્યો થાય છે તો અન્‌સેફ થાય !

## કરીએ કે થઈ જાય છે ?

જગત ચાલ્યા જ કરે છે, એને લોકો ચલાવે છે. ચાલ્યા કરતું હોય એને શું ચલાવવાનું ? અને એ ઊઠે કે ના ઊઠે, પણ સૂર્યનારાયણ, બધા ઊઠીને તૈયાર, જગત ચાલ્યા જ કરે છે, નિરંતર ચાલ્યા જ કરે છે !

અત્યારે ચા-પાણી, બધું જમો ને તે વ્યવસ્થિતના તાબામાં જ છે. તમે કશું કંઈ જોવા તપાસ કરવા ના જાવ, તો પણ આવીને ઊભું રહે. ક્યાંથી ખાંડ આવી ? કંઈ આપણે તપાસ કરવી પડે નહીં. કોણે શેરડી પકવી ? એ બધું તપાસ કરવી પડે ? એ બધું આવે છે ને ? કેવું આવે છે ? ગોઠવાયેલા ક્રમ છે. અત્યાર સુધી તો હું જ કર્તા માનતા'તા. ખરેખર કર્તા નથી ને ?

**પ્રશ્નકર્તા :** નથી.

**દાદાશ્રી :** સવારમાં ઊઠો છો, તો કોણ ઊઠાડે છે? કોઈ બીજી શક્તિ ઊઠાડે છે એવું લાગે છે કે તમારી શક્તિથી ઊઠો છો ?

**પ્રશ્નકર્તા :** ના, અમારી શક્તિથી નથી ઊઠાતું.

**દાદાશ્રી :** હા. ત્યારે બીજી શક્તિ છે ને ! પછી ઊઠ્યા પછી આપણે ઘણું વહેલું જવું હોય સંડાસ, પણ ના જવા દે, તો કોણ ના જવા દે ? એ શક્તિ, વ્યવસ્થિત શક્તિ. પછી ચા આવીને ઊભી રહે છે ને. બધાં સંયોગો ભેળાં કરે. સંયોગો ભેગાં કરે, પછી વિયોગો કરી આપે. એ વ્યવસ્થિત શક્તિ. તમે લગામ છોડી દો તોય બધું ભેગું થયા કરે.

એક દહાડો તમે કર્તાપદ છોડી દો, તો બધું મળે કે ના મળે, ચા-પાણી બધું ? વ્યવસ્થિત શક્તિ નિરંતર વ્યવસ્થિત રાખે છે.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત શક્તિ જો દરેકની પાસે કામ કરાવતી હોય, તો પછી માણસે કંઈ કરવાનું રહેતું જ નથી ને, પ્રોગ્રેસ થાય જ નહીં પછી.

**દાદાશ્રી :** કરે જ છે ને, 'મેં આ કર્યું' કહે છે જ ને ! અને તેથી સંસારમાં ભટકે છે. એ જો વ્યવસ્થિત સમજી જાય કે 'આ કરનાર બીજો કો'ક છે અને હું નથી કરતો.' આ તો મને ખોટું એવું ભાસે છે. તો એ છૂટો થઈ જાય. પણ એવું નહીં, એ તો અહંકાર કરે છે કે 'ના, હું જ કરું છું'. બાકી એને ભાસે છે કે 'હું કરું છું, આ બીજો કોઈ તો છે જ નહીં. હું જ છું !'

**પ્રશ્નકર્તા :** આ બધું ફાઈલોનું સર્જન કરીએ આપણે, તો એ ફાઈલોનું સર્જન થાય ત્યારે અહંકાર પોષાય છે, બરાબર ?

**દાદાશ્રી :** એ માને કે 'આ મેં કર્યું', એટલે પોષાય.

**પ્રશ્નકર્તા :** અને જ્યારે ફાઈલોનું વિસર્જન થાય, ત્યારે અહંકાર નાશ પામે કે દિશા બદલે ?

**દાદાશ્રી :** ના, એ ડીસ્ચાર્જ થઈ જાય, એ અહંકાર નાશ થઈ જાય, પણ પેલો ઊભો થાય છેને એક બાજુ. એક બાજુ ચાર્જ અહંકાર છે ને! એ ચાર્જ અહંકાર બંધ થઈ જાય, તો પછી વિસર્જન અહંકારનો વાંધો નહીં. એટલે ડીસ્ચાર્જ અહંકાર તો આ બધામાં ખરો જ. અહંકાર સિવાય પાણીય ના પીવાય. પણ આ 'જ્ઞાન' પછી કર્તાપદનો અહંકાર ગયો, 'હું કરું છું'. એ ભાન ગયું અને 'કોણ કરે છે ?' એ વ્યવસ્થિત, સમજાઈ ગયું ને!

## અક્રમ જ્ઞાનને લો સમજી

તમને આ જ્ઞાન લીધા પછી કર્તાપણાનું ભાન, 'હું કરું છું આ જગતનું બધું', એવું ભાન રહે છે તમને ?

**પ્રશ્નકર્તા :** પહેલાં કરતાં ઓછું.

**દાદાશ્રી :** ના, ઓછું એટલે રહેતું જ નથી. અત્યારે તમને જે કર્તાપણાનું ભાન રહે છે, તમે કહો છો ને થોડું રહે છે, એ કઈ બાબતમાં, એ તમે કહો ? ઊઠવામાં તમારે કશું કરવું પડે છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ત્યારે ઊંઘવામાં ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ત્યારે ખાવા-પીવામાં ? શેમાં તમને કર્તાપણાનું ભાન રહે છે એ મને કહોને એટલે હું તમને સમજાવું. એનો ફોડ પડી જાય.

**પ્રશ્નકર્તા :** ઓફિસમાં જઈએ કે બીજો વ્યવહાર કરીએ તે વખતે, એ રહે છે.

**દાદાશ્રી :** ના, એ તમને રહે છે એવું લાગે. બધો વ્યવહાર ચંદુભાઈનો જ છે અને એ ચંદુભાઈ જ કરી રહ્યા છે. 'તમારી' જરૂર

નથી પડતી એમાં ચંદુભાઈને. આત્માની જરૂર ક્યારે પડે ? કે દેહાધ્યાસ હોય, અને કર્મ ફરી બાંધવા હોય તો જરૂર પડે. ફરી બાંધવા હોય તો તે એકાકાર થાય.

'હું શુદ્ધાત્મા છું' એવું ભાન થયું ખરેખર. હવે 'હું જ કરું છું' એ તો તમે નાટકીય બોલો છો. નાટકીય એટલે ડ્રામામાં ભર્તૃહરી બોલે કે 'મેં આમ કર્યું, તેમ કર્યું, તમે આવાં છો અને આમ છો, તેમ છો', પણ અંદરખાને જાણતો હોય કે 'હું લક્ષ્મીચંદ તરગાળો છું'. ના જાણે ? એટલે પોતે આનો કર્તા ઠરતો નથી. નાટકમાં નાટકનો કર્તા છે ! એટલે નાટક એને અડે નહીં. નાટકમાં જે ક્રિયા કરી તે એને અડે નહીં.

એવું આ 'આપણે' નાટક છે. 'ચંદુભાઈ'ના નામનું નાટક ભજવવાનું છે અને પેલામાં ભર્તૃહરીને 'પોતે લક્ષ્મીચંદ છું' એવું યાદ રહે, અને આપણને 'હું શુદ્ધાત્મા છું' એવું રહે. 'આનો કર્તા વ્યવસ્થિત છે' એવું થોડું ઘણું સમજાયને કે વ્યવસ્થિત છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ જેમ જેમ સમજાતું જશે ને, તેમ બધું એ જ કરી રહ્યું છે. એ જ્યારે સૂક્ષ્મ રીતે સમજશો તો એની મેળે એ જ કરી રહ્યું છે. અત્યારે ભાસે ખરું કે 'હું હતો તો થયું આ'. પણ એ ખરેખર તેમ નથી. આમાં આત્માની જરૂર જ નથી.

આ દેહાધ્યાસ હોય, એટલે 'હું જ ચંદુભાઈ છું ખરેખર', તો એ દેહાધ્યાસ કહેવાય. ને તો કર્તા કહેવાય. ચંદુભાઈ જે કરે તેના કર્તા તમે કહેવાઓ અને 'હું શુદ્ધાત્મા છું ને ચંદુભાઈ મારા પાડોશી છે'. તો તમે કર્તા નથી, ચંદુભાઈ જે કરે તેની આપણી આખી જવાબદારી તૂટી જાય છે. એટલે 'હું શુદ્ધાત્મા છું'નું લક્ષ ઓફિસમાં રહે છે થોડું ઘણુંય ?

**પ્રશ્નકર્તા :** હા, એ તો આખો દહાડો યાદ આવ્યા કરે છે કે 'હું શુદ્ધાત્મા છું'.

**દાદાશ્રી :** એટલે તમે શુદ્ધાત્મા છો, વ્યવસ્થિત જ કર્તા છે !

## લિંક આત્મા ને વ્યવસ્થિત વચ્ચે

**પ્રશ્નકર્તા :** આ જીંદગીમાં વ્યવસ્થિત શક્તિના તાબામાં શું અને આપણા તાબામાં શું ?

**દાદાશ્રી :** ભૌતિક બધું વ્યવસ્થિતના તાબામાં. અને આપણા તાબામાં છે તે રિયલ. જાગૃતિ બધી રિયલની, એ બધી આપણા તાબામાં, અને ભૌતિક બધું એના તાબામાં.

આ ચંદુભાઈ જ વ્યવસ્થિતને તાબે છે. તેને આપણે કહીએ, 'હું ચંદુભાઈ છું', તેના ઝઘડાં ચાલ્યા. હવે 'તમને' તમારું સ્વરૂપ મળી ગયું, એટલે તમે તમારે ઘેર રહી શકો છો. હવે જેને સ્વરૂપ ના મળી ગયું હોય તેને 'હું ચંદુભાઈ છું, હું કરું છું' એમ જ રહે.

**પ્રશ્નકર્તા :** તો આત્મા અને વ્યવસ્થિત શક્તિ, એ બેની વચ્ચેની લિંક સમજાવો.

**દાદાશ્રી :** આ સંસારનો બધો વ્યવહાર છે તે વ્યવસ્થિત ચલાવી લેશે અને જે જાગૃતિ છે, જે પુરુષાર્થ છે, પાંચ આજ્ઞા પાળવાની એ તમારું કામ છે. બીજું બધું આ તમારું કામ નથી, આ વ્યવસ્થિતના તાબામાં છે.

**પ્રશ્નકર્તા :** અનાત્મ વિભાગ વ્યવસ્થિત શક્તિના તાબામાં છે ?

**દાદાશ્રી :** હા, બધો વ્યવસ્થિતના તાબામાં. આખા ચંદુભાઈ, બધુંય વ્યવસ્થિતના તાબામાં.

**પ્રશ્નકર્તા :** તો પાંચ આજ્ઞામાંથી વ્યવસ્થિતની આજ્ઞા એ પ્રકૃતિના વિભાગને જ લાગુ પડે છે ને !

**દાદાશ્રી :** વ્યવસ્થિત 'આપણ'ને સ્પર્શ કરતું જ નથી. આપણે તો આ ચંદુભાઈ કરી રહ્યા છે, એ વ્યવસ્થિતના આધીન કરી રહ્યા છે. એટલે હવે કોઈના તાબામાં નથી એ. એ 'ચંદુભાઈ શું કરી રહ્યા છે' એને એક્ઝેક્ટ જાણીને જો લખી લે નોંધ, એટલે લખવાની નહીં, પણ લખ્યા જેવું નોંધ રાખે લખ્યા જેવું જુએ, એ છે તે જ્ઞાતા-દ્રષ્ટા.

હવે તમે શુદ્ધાત્મા થયા. હવે આ સંસાર શું છે ? ત્યારે કહે છે, વ્યવસ્થિતના આધીન છે. એને તું જો, બધું જ જેટલું છે એટલું તું જો. એટલે એ બધું ધીમે ધીમે સહજ ભાવે ચાલ્યા કરશે અને તું જ્ઞાતા-દ્રષ્ટામાં રહી શકીશ, સ્વ-ઉપયોગમાં ! આટલું જ કહેવા માંગે છે એ. ત્યારે કહે છે, એમાં છે તે કોઈએ મારી મશ્કરી કરી, તો કહે 'સમભાવે નિકાલ કરી નાખજે.' તે સમભાવે નિકાલ કરીને કામ લેજે, કોઈ ગમ્મે તેવું કરે તોય. તારું ચોરી ગયો બધુંય, તું બહાર ગયો ને તાળું તોડીને ચોરી ગયો ને આવીને જોયું, તો કશુંય નહીં, વ્યવસ્થિત! અને હવે સમભાવે નિકાલ કરી નાખ. આ બન્યું તે જ કરેક્ટ છે. જતું રહે તોય ચિંતા નથી, એવું રાખવું જોઈએ. આ કંઈ સારું જતું નથી ને ખોટું ઊભું રહેતું નથી. એ તો એનો હિસાબ ચૂકતે કર્યા સિવાય જતા નથી.

**પ્રશ્નકર્તા :** આ પ્રકૃતિનો વિભાગ એમાં ડખલ કરવાનું બની જતું હોય, એને શું કહીશું ?

**દાદાશ્રી :** વ્યવસ્થિતની વસ્તુમાં ડખલ હોઈ શકે નહીં. ડખલ તો 'આપણે' કરીએ તો થાય.

**પ્રશ્નકર્તા :** આ ચંદુલાલથી જે ડખલ થઈ જતી હોય તો એ એનો અધ્યાસ કહેવાય એ ?

**દાદાશ્રી :** ના, અધ્યાસ નહીં. એ જ્ઞાનની ત્યાં આગળ જાગૃતિ મંદ થઈ ગઈ હોય. કોઈ આવે તો, 'કેમ તું અહીંયા આવ્યો છું ?' એ થયું એટલે ડખો કર્યો કે ડખલ ઊભી થઈ. ડખો કરવાનું નહીં, તે વખતે.

**પ્રશ્નકર્તા :** તો અમારે તો ફક્ત વ્યવસ્થિતના જ્ઞાનમાં રહેવાની અમને શક્તિ આપો, શક્તિ આપો, શક્તિ આપો. એમ જ અમારે 'દાદા' પાસે માંગવાનું ને !

**દાદાશ્રી :** એ શક્તિ આપો, એ શક્તિ માંગવાની ખરી, પણ પાછું અભ્યાસમાં લેતા જવું. અભ્યાસમા આ આખો દહાડો ના થાય, પણ બે કલાક થઈ જાય. આપણે નક્કી કરીએ કે બે કલાક મારે કશું કોઈ રીતે ડખો કરવો નથી, વ્યવસ્થિતના જ્ઞાનમાં રહેવું છે.

**પ્રશ્નકર્તા :** હા, તો એ થઈ જાય.

**દાદાશ્રી :** એમાં પછી પ્રકૃતિ વ્યવસ્થિતને તાબે છે, એવું જુદી જુએ તો પછી આત્માની શક્તિ વધતી જાય અભ્યાસથી.

'ચંદુભાઈ' જે છે એ તમારું ઉદય સ્વરૂપ છે, એટલે એ જે છે તે આખુંય વ્યવસ્થિતને તાબે, એટલે જે કરે એ તમારે 'જોયા' કરવાનું, ચંદુભાઈને પ્રેરણા આપે તેય વ્યવસ્થિત શક્તિ આપે છે. અને તમારે જોયા કરવાનું કે 'ચંદુભાઈ શું કરી રહ્યા છે.'

**પ્રશ્નકર્તા :** આપણને જે વિચાર આવે છે એ બધું પણ વ્યવસ્થિત છે ?

**દાદાશ્રી :** વિચાર આવેને, એ વ્યવસ્થિત વિચાર લાવે છે. મન નિરંતર ફર્યા કરે છે ને વિચારો ઝમ્યા કરે છે. એ વિચારો એ જ્ઞેય છે ને આપણે જ્ઞાતા છીએ. તો આપણે જ્ઞાતા-જ્ઞેયનો સંબંધ છે. આપણે વિચારોને જોયા કરવાના.

## સર્વ ક્ષેત્રે, સર્વ કાળે, સમાધાનકારી

આ અંતરકલેશ અને શોક, બેમાંથી આ દુઃખો બધાં ઊભાં થાય છે, આ બધાં રોગ. અને આવું જ્ઞાની પુરુષનો, આ અક્રમનો આનંદ જો ભોગવે ને તો રોગો બેસી જાય પાછાં. એ નોર્મલ આવી જાય પછી. બ્લડપ્રેશર તો ઘણાનાં ઓછાં થઈ ગયાં ને મટી ગયાંય ખરાં કેટલાયનાં. પછી ભાંજગડ ના રહે. જ્ઞાની પુરુષે કહ્યું કે વ્યવસ્થિત છે એટલે પછી એ બાજુ જોવાનું રહે નહીં ને !

બસ, હવે આપણને આત્મા પ્રાપ્ત થયો છે એટલે બધી બાજુની ખોટ જવાની હોય તે જાવ, કહીએ. જ્યાંની જવી હોય તે જાવ. 'વ્યવસ્થિત'ની બહાર કશું થઈ જવાનું નથી. 'જ્ઞાન'ની જોડે 'વ્યવસ્થિત' પાછું આપેલું છે, નહીં તો મનમાં એમ થાય કે ધીમે ધીમે બધેથી ખોટ જતી રહેશે તો ? પણ 'વ્યવસ્થિત' છે, કોઈ બાપોય નામ દે એવો નથી. વ્યવસ્થિતની શક્તિ એટલી બધી કામ કરી રહી છે.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત શક્તિને આવા બધા ઝીણા, ઝીણા કામ કરવાનું બધું, આટલા આ આની માત્રા કેટલી, ઝીણા આટલા ઝીણા ઝીણા કામ કર કર કરે છે વ્યવસ્થિત શક્તિ બધું !

**દાદાશ્રી :** બળ્યું, આ તો જાડા છે બધા કામો. બહુ ઝીણા કામ કરે. આ તો બધા જાડા કામ છે, જે આંખે દેખી શકાય, કાને સાંભળી શકાય, એવા કામ છે. વ્યવસ્થિત શક્તિ તો બહુ ઝીણા કામ સુધી પહોંચે.

**પ્રશ્નકર્તા :** આ બધું જ આખું ચીતરેલું એક્ઝેક્ટ ક્ષણે-ક્ષણ, સેકન્ડે, સેકન્ડ લગીનું ચીતરેલું ?

**દાદાશ્રી :** એક્ઝેક્ટ બિલકુલ ચેન્જ સિવાયનું, જ્યોતિષ ભૂલો પડે. કારણકે એ તો ગણતરીમાં ભૂલો થાયને, એ કેલ્ક્યુલેશન છે. આ તો એક્ઝેક્ટ. તમને એકુંય અનુભવ થયેલો ?

**પ્રશ્નકર્તા :** આ એવા અસંખ્ય અનુભવો છે ઘણા.

**દાદાશ્રી :** કેવો સુંદર સાહજીક માર્ગ ! મહેનત વગરનો ! કશી મહેનત પડી તમને ? અને આનંદ ખૂટતો નથીને ?

**પ્રશ્નકર્તા :** આનંદ, આનંદ રહે છે.

કંઈક કો'ક વખત જરા સહેજ ઊંચું-નીચું થઈ જાય, પણ પછી પેલું અંદરનું એકદમ જાગૃત થઈ જાય. એટલે આનંદમાં આવી જવાય. પણ પાંચ આજ્ઞા પૂરતા એણે જાગ્રત તો રહેવું જોઈએ ને ?

**દાદાશ્રી :** પાંચ આજ્ઞા છે ને આ જ્ઞાનને રક્ષણ કરનારું છે, તેમાં એક આજ્ઞા તો પાળી શકાય એવી જ છે, નિરંતર. કારણ કે વ્યવસ્થિતને સમજી જાય છે.

**પ્રશ્નકર્તા :** એમાં તો બહુ મોટું સમાધાન છે.

**દાદાશ્રી :** આખું સમાધાન ! આખું જગત અસમાધાન પામ્યું છે. આ 'જ્ઞાન' નહીં હોવાથી જ અસમાધાન પામ્યું છે અને તેથી ચિંતાઓ-

વરીઝમાં જ સપડાયું છે. પ્યાલા ફૂટી જાય તોય કકળાટ. વ્યવસ્થિતમાં તો બધું બહુ સમાધાન છે. એટલે સર્વ સમાધાની જ્ઞાન કહેવાય છે. આ સર્વ સમાધાની, એટ એની ટાઈમ, કોઈ પણ જગ્યાએ, સમાધાન આપે જ કોઈ પણ સંજોગોમાં.

## 'વ્યવસ્થિત'નું જ્ઞાન કરે ચિંતામુક્ત

દહાડામાં રોજ વાપરવાની કેટલી બધી ચીજો હોય ? ચીજોનું લીસ્ટ કરવા જાયને, તો આખું શાસ્ત્ર થાય એટલી ચીજો આ લોકો વાપરે છે ! ઘડિયાળ, રેડિયો, પેન બધા કેટલીય જાતની ચીજો વાપરે છે. માથામાં તેલ નાખવાના બધું, દાઢીની બ્લેડ, સાબુ બધું ! આખું લીસ્ટ થાય મોટું. હવે આમા શી રીતે ચિંતા વગર રહી શકે માણસ ? પણ આ 'અક્રમ વિજ્ઞાન' છે એટલે પરિગ્રહોમાં અપરિગ્રહી દશા આપે એવું છે. આ ગરગડી ઉપરથી દોરી ઉકેલવી ના પડે. એની મેળે ઉકલ્યા જ કરે આજ્ઞામાં રહે તો. હા, આ બધો સંસાર ઉકલ્યા કરે, છોડીઓ પૈણે છોકરો પૈણે. આજ્ઞામાં રહે તો બધું જ એની મેળે થયા કરે, સહજ થયા કરે.

આ તો દહીંમાં હાથ ઘાલીને ડખો કરે છે ઊલ્ટો. આપણે કહ્યું હોય રાતે કે આખી રાત સૂઈ રહેજે. દહીંને જોવા ના જઈશ. તોય છે તે બે વાગે ઊઠેને તો 'જરા જોઈ લઉં', કહે છે, થોડું થયું કે નહીં થયું ? તે સવારમાં ડખો થાય, પેલા ચોસલા ના મળે. નહીં તો આ વિજ્ઞાન છે આ તો. તરત ફળ આપનારું છે ! આજ્ઞામાં જ રહેવાનું.

**પ્રશ્નકર્તા :** કશું કર્યા સિવાય થાય નહીં એવું અત્યાર સુધીની બધાની માન્યતા છે.

**દાદાશ્રી :** હા, એવું. જે પેલી પેઠી છે, માન્યતા-રોંગ બિલીફો બધી, તે ખસતી નથી હજુ. દેહાધ્યાસ ગયો, પણ દેહાધ્યાસની માન્યતાઓ જતી નથી.

હાસ્તો ને ! એટલે આપણે કહીએ છીએ ભઈ, આ આજ્ઞામાં રહે, એની મેળે સહજભાવે થશે. ને પછી મને શું કહે ? તમારી કૃપા હતી તેથી મારે ત્યાં અમારું લગન એટલું બધું સરળ, મેં તો વિચારેલું નહીં,

મને તો લાગતું હતું એક વર્ષ દહાડો વિવાહ કરતાં થશે, પણ આ તો દસ દહાડામાં થઈ ગયું અને પૈણી ગઈ ! મને તો ખબર જ નહીં પડી. આ બધી તમારી કૃપાનું ફળ. મેં કહ્યું, 'ના, અલ્યા ન્હોય આ કૃપા વસ્તુ. આ તો મેં જે તમને આપ્યું, તેમાં મારે કૃપા કરવી જ ના પડે. કૃપા તો કો'ક જ ફેરો વરસાવવાની હોય, કો'ક ફેરો મુશ્કેલીમાં આવ્યું હોય ત્યારે !' આમાં કૃપા હોતી હશે બધી ? આવી બધી બાબતોમાં ? આ તો વિજ્ઞાન છે. વિજ્ઞાન એનું ફળ આપ્યા વગર રહે નહીં. સહજભાવે ઉકલ્યા જ કરે. તમને વ્યવસ્થિતનો થોડો ઘણો અનુભવ નથી ? સહજ ભાવે ઉકલે છે એવું ?

**પ્રશ્નકર્તા :** હા, ઉકલે છે. એવો અનુભવ થાય છે કે સહજભાવે ઉકલે છે, એટલે એ બાજુ વ્યવસ્થિત બધું કર્યા જ કરે છે, એવું એક બેસી ગયું છે.

**દાદાશ્રી :** વ્યવસ્થિત બેસી જાયને જોડે જોડે પાંચ આજ્ઞા પાળોને તો સહજભાવે બધું ઉકલ્યા કરે. વ્યવસ્થિત તો નિર્ભય બનાવે છે, બિલકુલ નિર્ભય ! ચિંતારહિત બનાવે છે અને વ્યવસ્થિતનું વિશેષ જ્ઞાન છે આ. એટલે આ કાળમાં આ વિશેષજ્ઞાન અમારા અનુભવનું આ આપ્યું છે. તમને તેથી ચિંતા બંધ થાય ને ! નહીં તો ચિંતા બંધ થવી આ જગતમાં ક્યારેય બનેલું જ નહીં, ઓછો પરિગ્રહ તો ઓછી ચિંતા, થોડો જ પરિગ્રહ, કશું કપડાં-લત્તાની બહુ જરૂર ના હોય, તો પણ થોડી ચિંતા થાય અને આ તો ચિંતા જ બંધ થઈ ગઈ તમને !

❖❖❖❖❖

# (૨)

# સ્વકર્તા મીટચે, 'વ્યવસ્થિત' કર્તા

## વીરમ્યું કર્તાપણું 'જ્ઞાન' પછી

આ જ્ઞાન પછી હવે તમે કર્તા નથી થતાં ને ? 'હું કર્તા છું' એવું લાગે છે ? આ સંસારના કર્તા નથીને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** વ્યવસ્થિત કર્તા છે ને ? વ્યવસ્થિત તમારું ચા-પાણી બધું કરી આપે છે ને ?

**પ્રશ્નકર્તા :** એ તો ચાલ્યા કરે.

**દાદાશ્રી :** થયું, ત્યાર પછી વાંધો શો છે ?

**પ્રશ્નકર્તા :** મોટેભાગે કર્તાપણાનું ભાન ગયું છે, છતાં ઘણીવાર રીમાઈન્ડ કરાવવું પડે છે.

**દાદાશ્રી :** પણ તમને પોતાને તો ખાતરી થઈ ગઈ છે ને, 'હું ખરેખર કર્તા નથી' એવી !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ પહેલું સ્ટેપ. પછી ધીમે ધીમે અકર્તાપણાનું ભાન થતું જાય. પછી એ અકર્તાપણાનું કમ્પ્લીટ ભાન થાય, એટલે જ્ઞાન ઉત્પન્ન થયું કહેવાય. અકર્તાપણાનું ભાન એનું નામ જ જ્ઞાન. થોડું ઘણું એ ભાન ઉત્પન્ન થયું છે ને ? જુઓને આ ફાવી ગયા છે ને !

પહેલાં તમે એમ બોલતા હતા ને કે 'મેં આ કર્યું'. એટલે કર્તા તમે થયા. તે જોખમદારી તમારી. હવે તમે એમ કહો કે 'એ તો થઈ ગયું છે', અને હવે વ્યવસ્થિત કરે છે, એમ કહેશો, એટલે તમે અકર્તા થયા. સમજણ પડી ?

## અક્રમ જ્ઞાને કર્મ બન્યું નિરાધાર

હવે કર્મ બંધાતાં નથી એની ખાતરી થઈ ગઈ છે ને ! કર્મ શેના આધારે હતાં ?

કર્તા એમ કહે, 'આ મેં કર્યું' એટલે આમ ધર્યા, એને આધાર આપ્યો. કર્મને આધાર આપ્યો એટલે કર્મ ઊભાં રહ્યાં. કર્તાપદ છૂટ્યું એટલે કર્મ પોતે નિરાધાર થયાં હડહડાટ, ને નિરાધાર થયેલું રહે નહીં કોઈ દિવસ. આ બધા આધાર જ આપે છે. સારું કર્યું તેય આધાર આપે છે અને ખોટું કર્યું, તેનેય આધાર આપે છે. એવું નહીં કે સારા એકલાને જ આધાર આપે છે. ખોટાનું ફળ ખોટું ભોગવવું પડશે તોય આધાર આપે. કારણ કે 'હું આધાર આપી રહ્યો છું,' એ ભાન નથી.

તમે અત્યાર સુધી કર્તા રહેતા'તા કે અકર્તા ?

**પ્રશ્નકર્તા :** કર્તા હતા. ને પછી એ કર્તાનો આધાર આપની કૃપાથી જે વખતે ખેંચી લીધો ત્યારે ખબર પડી કે આ બધું ગબડી પડે છે !

**દાદાશ્રી :** હા, આ બધાં કર્તાના આધારથી ઊભાં રહ્યાં છે કર્મ બધાં. આપણે આધાર આપીએ તો કર્મ ઊભાં રહે. પણ આધાર છોડી દઈએ તો ? કર્મ બધાં પડી જાય. તે મેં આધાર છોડી દેવડાવ્યો તમારી પાસે.

અક્રમ વિજ્ઞાન શું તારણ કહે છે ? કર્તાનો આધાર છૂટી ગયો એટલે કર્મ પડી ગયાં. નિરાધાર થાયને તો કોઈ વસ્તુ રહે નહીં અને કર્તા નથી ત્યાં કર્મ હોય નહીં. અને આ જ આખો ચોવીસ તીર્થંકરોનો વીતરાગ માલ છે. દરેક તીર્થંકરનો પોતપોતાના કાળના પ્રમાણે ઉપદેશ અપાયેલો. અત્યારે ચોવીસે તીર્થંકરોનો ભેગો ઉપદેશ અપાય છે. આ માલ જે ચોવીશ તીર્થંકરોના વખતથી રખડી પડેલો માલ તે આ ભેગો છે, તે આ ભેગું જ્ઞાન છે, વીતરાગ વિજ્ઞાનનું એટલે દરેક જગ્યાએ એડજસ્ટ થઈ જાય.

તમને 'જ્ઞાન' આપ્યું એ તો બેઝીક રીતે આપ્યું છે, વિગતવાર હવે તમારે અહીં જરા પ્રશ્ન પૂછવો હોય તો પૂછી જોવાનો.

## નથી સામો પણ કર્તા કદિ...

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત કર્તાનું ભાન થાય પણ દેહ ધારણ કર્યો હોય ત્યાં સુધી કર્તાભાવ તો રહે ને ?

**દાદાશ્રી :** કર્તાભાવ જવાને માટે તો આ જ્ઞાન છે. જો સામાને કર્તા માનીએ, સામો ગાળ ભાંડે છે, એને કર્તા માનીએ તો વાત આખી સમજતા જ નથી. સિદ્ધાંત જ એ છે કે આ પરસત્તા કામ કરી રહી છે. એટલે 'હું કર્તા નથી' એવું ભાન થયું, બીજાય કર્તા નથી, પરસત્તા કરે છે, એટલે વ્યવસ્થિત શક્તિ કરે છે આ બધું.

**પ્રશ્નકર્તા :** એ તો 'અક્રમ વિજ્ઞાન'ના અંકમાં વાણી વિષેનો સત્સંગ બહુ સરસ આવ્યો છે કે 'આ વાણી એ ટેપ છે. સામાની વાણી પણ ટેપ છે ને તારી વાણી પણ ટેપ છે.'

**દાદાશ્રી :** ત્યારે પેલા એક ભાઈ કહે છે, કોઈને માન્યામાં આવે એવી વસ્તુ નથી. મેં કહ્યું, 'ના, માનો કે માનો પણ આમ જ છે. તમારી વાણી હઉ એવી ટેપ છે. વાણીનો કર્તા જો એને માનીએ તો એને કર્તા તમે માન્યો. આપણું અવિરોધાભાસ પ્રુફ થવું જોઈએ, હરેક બાબતમાં એક શબ્દ વિરોધાભાસ ન લાગવો જોઈએ.'

સામાને 'કર્તા છે' એવું મનાય જ નહીં તમારાથી હવે. 'હું કર્તા નથી.' એવી રીતે સામો પણ કર્તા નથી. પણ એને કર્તા માનો તો તમે કર્તા જ થઈ ગયાં ! બીજાને કર્તા ના દેખે, પોતે અકર્તા, સામોય અકર્તા. 'હું કરું છું, તું કરે છે અને તેઓ કરે છે', એ ત્રણેય છે તે કર્તાપદ ના હોવું જોઈએ, બધામાંય. ગમે તે કોઈ કરતું જ નથી, એવી રીતે દેખાવું જોઈએ. કો'ક ગાળ ભાંડે તો આપણને 'એ કર્તા નથી, વ્યવસ્થિત કર્તા છે', એવું ભાન રહેવું જોઈએ.

## ન ફરે આચાર આ ભવમાં...

અને લોકો કહે છે, 'આચાર કેમ તમારા બરોબર નથી !' 'અલ્યા, પણ જે ચીજનો હું કર્તા નથી. એ મારાથી શી રીતે ફરે ? તું તો કર્તા માની બેઠો છું તેય ખોટું છે, તારાથી પણ કંઈ ફેરવી ન શકાય.'

જ્ઞાની પુરુષની અંદર બોધકળા અને જ્ઞાનકળા બન્ને હોય. એ કળા શીખેને એટલે પોતે સમજી જાય કે આ ખોટું છે. કોઈ તમને વાંધો કહે, કે 'તમે કંઈ ફર્યા નથી દાદાને મળ્યા છતાં.' તો તમને વાંધો લાગે પછી ?

**પ્રશ્નકર્તા :** ના, જરાય ના લાગે.

**દાદાશ્રી :** કારણ કે ફરવાની સત્તા કોના હાથમાં ? પરસત્તાના હાથમાં છે. આ તો એ બોલે, એ અણસમજણ છે. એટલે એ બોલે એવું, એ એમ જાણે છે કે 'આ આપણા હાથમાં સત્તા છે' એવું જાણે છે.

જગત વ્યવહારમાં કર્તાભાવથી કરવાનું છે. અહીં જ્ઞાતાભાવથી જાણવાનું, 'શું થઈ રહ્યું છે' એ.

**પ્રશ્નકર્તા :** જેનામાં જ્ઞાન પરિણામ પામ્યું હોય, તેનામાં કર્તાપણું ભાસ્યમાન દેખાય, પણ કર્તાભાવ ના હોય.

**દાદાશ્રી :** ભાસ્યમાન દેખાય છેને, એ તો છે તે ડિસ્ચાર્જ કર્તાભાવ છે, એટલે ભોક્તાભાવ છે. એ અહંકાર મરેલો હોય અને પેલો જીવતો હોય ચાર્જમાં, એટલે કર્મો જ બાંધે.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન આપ્યું એટલે કર્તાભાવ આખો તોડી નાખ્યો !

**દાદાશ્રી :** હા, અહંકાર ને મમતા બેઉ ઊડી ગયાં, હડહડાટ !

## અહંકાર : કર્તા-ભોક્તાપણાનો

કર્તાભાગનો અહંકાર સંપૂર્ણ જાય છે અને ભોક્તાભાગનો અહંકાર જીવતો હોતો નથી. જે ભોક્તાપણું છે, જે પ્રારબ્ધ જ છે એ પ્રારબ્ધ ભોગવનારો જીવતો હોતો નથી. કર્મ કરનારો જીવતો હોય છે.

કર્તા હોય ત્યાં સુધી તો બધું જ અંધારું હોય. પહેલું કર્તાપણું જાય, પછી બુદ્ધિ ધીમે ધીમે ચાલ્યા કરે. બુદ્ધિની જરૂર જ નથી. કર્તાપદ છે ત્યાં સુધી બુદ્ધિની જરૂર છે. અહંકાર બિલકુલ આંધળો છે, એટલે એને બુદ્ધિની જરૂર છે અને અહંકાર એ બુદ્ધિની આંખે ચાલે છે !

એ કર્મ કરનારો અહંકાર ના હોય અને પછી બુદ્ધિ ખલાસ થઈ જાય, એટલે એ શુદ્ધ થઈ ગયો. પછી બધે યાદ જ રહ્યા કરે એ. એની મેળે જ લોકોને યાદ રહે. પણ ટ્રાન્સપરન્ટ થવો જોઈએ. બુદ્ધિ હોય ત્યાં સુધી એ ટ્રાન્સપરન્ટ ન થાય.

## થઈ વિદાય અહંકાર-મમતા તણી

જેને કર્તાપણું છુટ્યું એનો અહંકાર ગયો એટલે મમતા પણ જોડે ગઈ. હવે આપણી પોતાની મમતા તો ગઈ, પણ આપણે કરાર કરેલા એટલે સામાની મમતા હજી છે. સામા જોડે જે કરાર કરેલા તે કરાર તો પૂરાં કરવા પડશેને ? હવે એ જો છોડી દે તો વાંધો નહીં. પણ એવું કોઈ છોડી દે નહીંને ? હિસાબ ચૂકવ્યા વગર કોણ છોડી દે ?

હવે પાછલું જે અહંકારથી ઊભું થયેલું એ કાયમનો નિવેડો તો લાવવો જ પડે ને ! નિવેડો. એટલે ફાઈલોના નિકાલ કરવા પડે બધા અને એનું પરિણામ ભોગવવું જ પડેને. છૂટકો જ નહીં ને ! એ વ્યવસ્થિતના હિસાબે ભોગવવું જ પડે ઠેઠ સુધી. એટલે જ્યાં સુધી વ્યવસ્થિત ભોગવવાનું છે, ત્યાં સુધી અંતરાત્મા. ભોગવવાનું પૂરું થયું એટલે પૂર્ણાત્મા. ફાઈલનો

નિકાલ થઈ રહ્યો, એ પૂર્ણ અવતાર. એટલે આ વચલી દશા, ઈન્ટ્રિમ ગવર્મેન્ટ.

## રહ્યું શુદ્ધાત્મા ને સંયોગ

**પ્રશ્નકર્તા :** હવે આત્મા અને સંજોગ, આ બે જ વસ્તુ છે.

**દાદાશ્રી :** હા, બીજું છે નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે હવે જે જેને નિવારવાનું છે. એ સંજોગને નિવારવાના છે. સંજોગ જાય, એટલે આત્મા છૂટો થઈ જાય. એટલે સંજોગ જે છે, એ તો ડિસ્ચાર્જ ભાવ છે અને સંજોગ એ જ વ્યવસ્થિત ને ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત જુદું છે.

**પ્રશ્નકર્તા :** સંજોગ તો પરિણામ છે ને ! અને આપે વ્યવસ્થિત એ પરિણામ કહ્યું, એટલે સંજોગ એ જ વ્યવસ્થિત કે શું ?

**દાદાશ્રી :** સંયોગ તો સીગરેટનોય થાય. એટલે સંયોગો બધા થાય, તો તે એક જ સંયોગને સંયોગ કહેવાય. પણ આ તો વ્યવસ્થિત એટલે લિન્ક સાથે હોય, કમ્પલીટ લિન્ક !

**પ્રશ્નકર્તા :** સંજોગ જુદા જુદા પણ હોય, અને આ વ્યવસ્થિત લિન્ક હોય એમ !?

**દાદાશ્રી :** આ વ્યવસ્થિત જુદી વસ્તુ છે. આખી લિન્ક છે, ધારા છે એ, ધારા ! આમ તો સંયોગ જ છેને જગત. વ્યવસ્થિત એ શું કહેવા માંગે છે, કે અઠ્ઠાણું આવ્યા એટલે નવ્વાણું જ આવશે હવે અને પછી સો આવશે.

અને સંસારમાં શું થાય ? અઠ્ઠાવન આયા પછી સત્યાવીસ આવીને ઊભા રહે. એવા સંયોગો આવે.

**પ્રશ્નકર્તા :** હા બને. જુદા જુદા સંયોગો આવે.

**દાદાશ્રી :** એ અજ્ઞાનદશામાં. અને આમાં આપણને નહીં. વ્યવસ્થિત એટલે બધી બાબતમાં એક્ઝેક્ટ સંયોગ. બીજું બધું એક્ઝેક્ટ આવે. બહુ કારણો ભેગાં થાય ત્યારે વ્યવસ્થિત કહેવાય.

એટલે વ્યવસ્થિતની સરખામણી કોઈ જગ્યાએ થાય એવી નથી. એટલે એનો અધર વર્ડ પૂછવો નહીં. આપણે સ્વતંત્ર જ રાખો.

**પ્રશ્નકર્તા :** આપ જ્યારે જ્ઞાનમાં જે આજ્ઞાઓ સમજાવો છો, તે વખતે આપ કહો છો ને કે તું હવે શુદ્ધાત્મા થઈ ગયો, તારું વ્યવસ્થિત શક્તિ સંભાળી લેશે.

**દાદાશ્રી :** એટલે હવે સત્તાણું પછી એકાણું આવશે કે કેટલા આવશે, એ તારે ચિંતા કરવાની જરૂર નહીં. એની પછી અઠ્ઠાણું જ આવીને ઊભા રહેશે. યુ ડોન્ટ વરી.

**પ્રશ્નકર્તા :** બરાબર છે. પણ એ વખતે આપ જે શબ્દપ્રયોગ કરો છો કે વ્યવસ્થિત શક્તિ તમારું સંભાળી લેશે.

**દાદાશ્રી :** એ તો સમજાવવા માટે કહું છું. અને બધાને એક જ શબ્દથી સમજાવા માંગું છું. એટલે બધાં પોતપોતાની ભાષામાં સમજી જાય.

અઠ્ઠાણું એ સંયોગ કહેવાય અને અઠ્ઠાણું પછી નવ્વાણું આવશે એ સંયોગની ખબર હોય નહીં. એટલે આપણે તે ઘડીએ મૂકી દેવાનું કે હવે વ્યવસ્થિતને તાબે. મૂળ સ્વભાવમાં આવી ગયું, વ્યવસ્થિત !

આત્મા આત્મસ્વભાવમાં આવ્યો અને પુદ્ગલ છે તે પુદ્ગલ સ્વભાવમાં આવ્યું !

વ્યવસ્થિત એટલે એ તારે એ બાજુ જોવા જેવું નથી. કારણ કે વ્યવસ્થિત એ ગોઠવેલું હોય ડિઝાઈન !

**પ્રશ્નકર્તા :** આ કર્મ જે કર્યાં હોય, પણ કેટલાંક નજીકનાં ઉદયમાં આવે, કેટલાંક પછી ઉદયમાં આવે. એમાં એ ક્રમ નથી રહેતો, એ ગમે ત્યારે ઉદયમાં આવે. એની વ્યવસ્થા કેવી રીતે જળવાય છે ? એ કેમ બને છે ?

**દાદાશ્રી :** એ વ્યવસ્થિત ક્રમમાં જ હોય છે. અને વ્યવસ્થામાં જ હોય છે. એ બુદ્ધિથી ના પહોંચી વળાય. વ્યવસ્થિત એટલે બધું ક્રમમાં પધ્ધતિસર, કોઈ ભૂલ ના કાઢે.

**પ્રશ્નકર્તા :** હા, એ વાત બરોબર છે. પણ કર્મ અમુક વખતે પાકે અને ઉદયમાં આવે છે. પણ અમુકનું અમુક વખતે પાકે, અમુકનું અમુક વખતે પાકે, એ જે વસ્તુ છે, એનું નિયમન કેવી રીતે થાય છે ? એ વ્યવસ્થિતથી જ થાય છે એ બરાબર છે, પણ એની પાછળ કંઈક રહસ્ય હશેને બધું, ઓટોમેટીક જ છે એ બધું ? કંઈક તો હશે ને ?

**દાદાશ્રી :** બધું વ્યવસ્થિત જ છે. દાદરો ચઢીયે તો કયું પગથિયું આવે ?

**પ્રશ્નકર્તા :** હા, એક પછી એક !

**દાદાશ્રી :** હવે નવમું કેમ મોડું આવે છે એમ કહીએ તો શું થાય ? એના જેવું છે. જે ચીકણું છે એ નવમું પગથિયું છે, વધારે ચીકણું. એથી ઓછું છે તે આઠમું છે, તે એથી ઓછું ચીકણું થતું જાય તો સાતમું છે. એ પ્રમાણે બધાં કર્મના ઉદય આવે.

**પ્રશ્નકર્તા :** એટલે કર્મ જેવાં ચીકણાં હોય એ પ્રમાણે એનો ઉદય આવે.

**દાદાશ્રી :** એ પાકે ત્યારે ઉદયમાં આવે ને. નાઈન્ટી એઈટ આવ્યા એટલે પછી નાઈન્ટી નાઈન આવવાનું. બીજું શું આવવાનું ? એ તો કાયદેસરનું છે બિલકુલ. તેથી જ કહીએ છીએ 'વ્યવસ્થિત', એનાથી રૂપાળો કયો શબ્દ હોય ?

## મંડાયો એકડો પછી ચઢે મીંડાં...

**પ્રશ્નકર્તા :** એટલે આપ કહો છો કે વ્યવસ્થિતનો તમે કેવી રીતે ઉપયોગ કરો છો, તે એ પ્રસંગ જ્યારે થાય તે વખતે આ, જે થયું છે તે સરકમસ્ટેન્શિયલ એવિડન્સીસ બધા ભેગા થયા તેને લીધે જ આ થયું છે એમ સમજી લેવાનું ?

**દાદાશ્રી :** આપણે જતી વખતે ઘરમાં સાતેય માણસ જીવતા હતા અને આવ્યા ત્યારે ગુંડાઓએ કાપી નાખ્યા, તો આપણને કશુંય મહીં ફેરફાર નહીં. આ વ્યવસ્થિત છે. આપણે શુદ્ધાત્મા ! આ તો હિસાબ હતા તે ચૂક્તે કર્યા. હવે એની પાછળ રડારડ કરશો તો કંઈ સાજા થવાના નથી. આ તો ઘાંટાઘાટ કરો તો તમારો ઘાંટો બેસી જાય એટલું જ. એ બધું જોયેલું જ્ઞાનીઓએ ! જ્ઞાનીઓના આધારે ચાલોને !

એકડો કરીએ ત્યારે બીજી સંખ્યામાં પેસીએને !

**પ્રશ્નકર્તા :** ઓહોહો ! મોટી વાત છે.

**દાદાશ્રી :** એકડો કરીએ તો સંખ્યામાં પેસીએને ! એકડો જ કર્યો નહીંને, મીંડું-મીંડું ! સંખ્યામાં પેસીએ ત્યારે ગોટાળો વળેને !

આ બધા ગોટાળા સંખ્યામાં પેઠા તેના. હવે જેને જે જગ્યામાં પેસવા માંગતો નથીને, તેને સમાધાન થઈ જાય છે અને જેને વહેમ છે કે સંખ્યામાં પેસવા જેવું છે. તેને માટે કોર્ટો હોય, એ કોર્ટમાં હઉ જાય અને જવાની છૂટ છે. વ્યવસ્થિત શું કહે છે કે તું કોર્ટમાં પણ જા, કોર્ટમાં જવાનો વાંધો નથી. કોઈ પણ બાબતે એ કરોને તો કોર્ટમાં જવાનું. મહીં અહીં ઝીરો ના કરી શકતું હોય, તો કોર્ટમાં જવું પડે. તો કોર્ટમાંય પણ એની જોડે 'ચાલ, ચા-બા પીએ' રાગ-દ્વેષ રહિત કરો. આત્મા થઈને કોર્ટ કરો. કારણ કે હિસાબ છે. તમે આજે આ કોર્ટ ગોઠવી નથી. પહેલાં અજ્ઞાન દશામાં ગોઠવેલી છે માટે આ જોવાની છે. અજ્ઞાન દશાની ગોઠવેલી વસ્તુઓ 'જોવાની' છે.

અને જ્ઞાનીઓ તો ત્યાં ને ત્યાં જ મીંડું વાળી દે. સાતે જણને કાપી નાખ્યા હોયને, જોતાંની સાથે જ મીંડું વાળી દે. પાડોશી કહેશે, 'શું દાદા તમને કશું બહુ અડચણ પડતી હશેને આ બધું ?' ત્યારે કહે, 'હા, બહુ, શું થાય ?' અટાવી-પટાવીને વાત કરીએ. પાડોશી જોડે એવું બોલેને કે 'અમને કશું થાય નહીં. આમ છે ને તેમ છે'. એ પાછા પાડોશીઓ બધું મશ્કરીઓ કરે મહીં. એના કરતાં, 'ભઈ, શું થાય, અમને બહુ દુઃખ થાય છે ?' એવું પટાવીને કામ થાય.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ વસ્તુની શરૂઆત કરી હોય તો બધું લંઘર

એને લાગે ને ! એકડો માંડ્યો હોય તો પછી બધા આંકડા એને મંડાય ને !

**દાદાશ્રી :** એટલે એમાં ફરી એકડો માંડવો નહીં એવું કહેવા માંગતા હતા. હવે પહેલાં એકડા મંડાઈ ગયા એ મંડાઈ ગયા, પણ હવે મીંડાં કર કર કર્યા કરવાં.

કાપી નાખે ને આપણે જોઈએ તો આપણો એકડો ન થવો જોઈએ. મીંડું કરી દેવાનું. તમને સમજ પડી ?

**પ્રશ્નકર્તા :** એટલે મૂળ શરૂઆત જો કરી હોય, એટલે એકડો જો માંડ્યો હોય તો એને મીંડાં ચઢે.

**દાદાશ્રી :** એવું નહીં. ગુંડાઓએ કાપી નાખેલા હોય, આપણે ઘેર આવીએ ત્યારે, બધાંય માણસોને, અને આ જ્ઞાન તો આપણી પાસે છે જ, તો હવે આપણે શું શું કરવું અહીં આગળ ? એકડો માંડીએ એટલે આ પૌદ્ગલિક વિચાર કરીએ તો છે તે બીજા મીંડાં ચઢે ને ! એકડો જ માંડીએ નહીં તો ! એવું આપણું વિજ્ઞાન છે. ત્યાં તે ઘડીએ એનું બધું ભૂલી જાય, આત્મા-બાત્માનું બધું, પાછલું યાદ આવીને બધું ગા-ગા કરે, બધા એકડા માંડી દે બધા. એ ના માંડવા. માટે ચેતવી આપું છું. ગમે તેવા સંજોગ આવે પણ શેને માટે ?

**પ્રશ્નકર્તા :** સાત વ્યક્તિ ઘેર હોય અને સાંજે પાછાં આવીએ તો છ મરી જાય.

**દાદાશ્રી :** છ શું, એકેય ના હોય. આપણું જ્ઞાન તો શું કહે છે કે ભઈ, 'આ તો વ્યવસ્થિત'. વ્યવસ્થિત બધું એક્ઝેક્ટ. બધું જ્ઞાન ચોખ્ખું જ કહે છેને આપણું ! જે જોયું, જે પરિસ્થિતિ ઘેર આવીને જોઈ એ વ્યવસ્થિત જ છે કે નહીં ? કે અવ્યવસ્થિત છે ?

**પ્રશ્નકર્તા :** છે વ્યવસ્થિત જ !

**દાદાશ્રી :** તો પછી વ્યવસ્થિતમાં અવ્યવસ્થિત કેમ કરો છો ? તો પછી એનું અવ્યવસ્થિત કરવાનું કારણ શું ? એકડો કરવાનું કારણ જ શું ?

પછી જે આપણે જોઈએ એટલે વ્યવસ્થિત છે જ. હા, કોઈ મારતો હોય, તો આપણે વચ્ચે પડવું જોઈએ. અને તે પુદ્‌ગલ પડે, આપણે કહેવું કે 'ભઈ, ચંદુભાઈ, જુઓ આ...' આપણે તો દરેક બાબતના જ્ઞાતા-દ્રષ્ટા રહેવું.

**પ્રશ્નકર્તા :** અવ્યવસ્થિત જે થયું, એ પણ વ્યવસ્થિત જ છે ?

**દાદાશ્રી :** અવ્યવસ્થિત દેખાય છે તે પણ વ્યવસ્થિત છે. આ તો અવ્યવસ્થિત દેખાય છે, બુદ્ધિની આંખે અને વ્યવસ્થિત જ્ઞાનથી દેખાય. બુદ્ધિની આંખે બધું અવ્યવસ્થિત જ દેખાય છે ને, બીજાના દોષ જ દેખાય છે ને !

## પછી રહે માત્ર ભરેલો માલ

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિતના જ્ઞાનનો અધિકારી કોણ ?

**દાદાશ્રી :** જેનું જીવતું 'હું ને મારું', એ બે ઊડી જાય, ચાર્જ અહંકાર ઊડી જાય એ વ્યવસ્થિતના જ્ઞાનનો અધિકારી, એટલે નવું ઊભું ના કરે. જૂનું હોય તે ભોગવે. કર્તા ના રહે, ભોક્તા રહે. ભોક્તાપદમાં રહે એ વ્યવસ્થિતના જ્ઞાનનો અધિકારી. જગતના મનુષ્યમાત્ર કર્તા-ભોક્તા સહિત હોય. કર્તાય હોય ને પાછું ભોક્તાય હોય. પણ કર્તાપદ ઊડી જાય, તો ભોક્તાપદ વ્યવસ્થિતના અધિકારી ! સમજાયું ?

**પ્રશ્નકર્તા :** હા જી. એ અધિકારીની જવાબદારી શી ?

**દાદાશ્રી :** 'ચંદુભાઈ' ભોક્તા છે અને 'કર્તા' વ્યવસ્થિત છે. તમે જ્ઞાતા-દ્રષ્ટા છો. એટલે તમારી જવાબદારી શું ? કે જ્ઞાતા-દ્રષ્ટામાં રહેવું એ જ જવાબદારી.

**પ્રશ્નકર્તા :** સતત ઉપયોગમાં રહેવું એ ?

**દાદાશ્રી :** સતત ઉપયોગમાં રહેવું, એ જ જવાબદારી. સતત આત્મામાં જ રહેવું, નિરંતર, ચોવીસેય કલાક. એ આ જ્ઞાનના અધિકારીઓ. વ્યવસ્થિત સમજે તો, વ્યવસ્થિત અને ચંદુભાઈ એ બેને

મેળ ભેગા છે. એ ચંદુભાઈને વ્યવસ્થિત રીતે ભોક્તાપણું ઉકલશે. પહેલું ચુમ્માળીસ આવશે, પછી આપણે એમ નહીં માનવું કે એંસી આવશે. એંસી તો ક્યારે આવે ? કર્તા-ભોક્તા હોય ત્યારે એંસી આવે. આમાં તો ડખલ જ નહીં ને !

વ્યવસ્થિત એક્ઝેક્ટ વ્યવસ્થિત જ છે, ક્યારે પણ ? એ ભોક્તાપદમાં હોય તો !

**પ્રશ્નકર્તા :** એનું પ્રતિપૂર્ણ વર્તન કેવું ઘટે ?

**દાદાશ્રી :** એટલે વર્તન તો જે મહીં વ્યવસ્થિતમાં હોય એવું ઘટે. પણ રાગ-દ્વેષ વગરનું હોય. કારણ કે રાગદ્વેષ તો ક્યારે થાય ? મહીં આ ડખાવાળો ભેગો થયો હોય ત્યારે. કર્તા ભેગો થાય કે રાગ-દ્વેષ થાય. હવે કર્તાપદ ઊડી ગયું છે અને પોતે જ્ઞાતા થયો છે. એટલે રાગ-દ્વેષ ના થાય. ગુસ્સો થાય પણ એની પાછળ ક્રોધ-દ્વેષ ના હોય. ઘડી પછી કશુંય નહીં, મહીં ભરેલો માલ. પૂરણ થયેલો માલ ગલન થાય છે. નવું પૂરણ થવાનું બંધ છે.

હવે ક્રોધ-માન-માયા-લોભ થતાં નથી, પણ લોકોને મનમાં એમ થાય કે હજી મને થાય છે, એ ડિસ્ચાર્જ હોય છે. ચાર્જરૂપે નથી થતાં. ચાર્જરૂપે ક્રોધ-માન-માયા-લોભ કોને કહેવાય ? જેની પાછળ હિંસકભાવ હોય અને તાંતો હોય.

**પ્રશ્નકર્તા :** વ્યવહાર, એ શુદ્ધ વ્યવહાર કેવી રીતે જાણી શકાય ?

**દાદાશ્રી :** વ્યવહાર, એ શુદ્ધ વ્યવહાર ક્યારે જાણી શકાય કે આ વ્યવસ્થિતમાં તમે એક્ઝેક્ટ રહો ત્યારે. એક્ઝેક્ટ વ્યવસ્થિત સમજો ને એક્ઝેક્ટ રહો, આ જગતમાં કર્તાપણું છૂટી ગયું છે, એટલે રહ્યું કયું ? પહેલાં કર્તા-ભોક્તા બેઉ હતો, તે કર્તાપણું છૂટી ગયું એટલે ભોક્તાપણું રહ્યું. ભોક્તાપણામાં કર્તા નથી. એટલે ડખલ કરે નહીં. ડખલ કરનારો કર્તા છે. એટલે ભોક્તાપણું જે છે એ બધું યોજનાપૂર્વક, યોજનાબદ્ધ છે. જેમ તમારે કોઈ યોજના જેમ થયા પછી, ત્યાં આગળ પછી કામ થાય તો યોજનાબદ્ધ ચાલ્યા કરે ને ! તે આ યોજના ઉપર જ છે, એ

ભોક્તાપણું છે. એટલે તમારે હવે એમાં એ પ્રમાણે જો કદી વ્યવસ્થિતને માનીને ચાલે તો શુદ્ધ વ્યવહાર કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ વ્યવસ્થિતમાં કેવી રીતે ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત એટલે ચંદુભાઈ જે કાર્ય કરતા હોય, તે કાર્યને આપણે જોયા કરવું એનું નામ વ્યવસ્થિત. પછી જે કંઈ કાર્ય કરે, ખરાબ, સારું, ખોટું જે કરે તે. એ તમે જોયા કરો, ડખોડખલ ના કરો, એનું નામ વ્યવસ્થિત.

**પ્રશ્નકર્તા :** તો પછી એ દ્રષ્ટાભાવમાં રહ્યા કહેવાય ને !

**દાદાશ્રી :** તે એ જ વ્યવસ્થિત. કારણ કે વ્યવસ્થિત જ છે એ. બીજું ખોટું કરવાનું નથી, ડખોડખલ કરશો તો ઊંધું થશે અને જે ખોટું-ખરું છે જે, તે ટાંકીમાં માલ ભરેલો છે તે નીકળે. નવું ટાંકીમાં આવવાનું બંધ છે. જૂનું છે એ ડિસ્ચાર્જ થાય છે અને નવું ચાર્જ થતું નથી. એટલે જે છે ભરેલું કોઈ ડામરવાળું હોય, તો પણ ભર્યો છે તે એ માલ નીકળે છે, કંઈ નવો માલ નીકળતો નથી. એટલે તમારે શું કરવાનું કે ચંદુભાઈ જે કરે તે તમારે જોયા કરવાનું. ચંદુભાઈના મનમાંય આપણે ઘુસવાની જરૂર નહીં. એમના મનમાં ખરાબ વિચાર આવે કે સારા વિચાર આવે તો આપણે એય જોયા કરવાના. એટલે તમને સમજાયું થોડું ?

## વ્યવસ્થિતનું જ્ઞાન વ્યવહારમાં

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિતના જ્ઞાન સાથે વ્યવહારમાં કેવું વર્તન જોઈએ ?

**દાદાશ્રી :** આપણે અહીંથી રૂપિયા દસ હજાર આપ્યા. તે પછી ના આવે એમ હોય તો એની આપણે ઉપાધિ નહીં કરવી. શાથી ઉપાધિ નહીં કરવાની ?

કારણ કે પેલાને આપ્યા એ કયા કારણથી તે અપાયા હશે ? એ કારણ તમે અંદરખાને જાણતા નથી. એટલે 'જે બને છે એને કરેક્ટ' કહેજો. બની ગયું એ કરેક્ટ, વ્યવસ્થિત ! જો તમે આપતા પહેલાં વિચાર કરો તેના માટે, તો વાંધો નહીં. પણ આપ્યા પછી આપણે કોઈ વિચાર

કરવાનો ના હોય. પછી બીજે દહાડે કોઈ કહેશે કે આ આને ક્યાં આપ્યા તમે પૈસા? ત્યારે કહે, ભઈ ના, બરાબર હિસાબ છે આ તો, જમે કરી દીધા. દાદાએ કહ્યું છે ને કરેક્ટ. આપ્યા એટલે કરેક્ટ જ. થોડું થોડું સમજાયું? ત્યાં તો જે બની ગયું એ કરેક્ટ. જે જે કંઈ બને તે બની ગયા પછી કરેક્ટ જ કહેવાનું. એની ઉપર દાવો માંડવાનો અધિકાર. જો મહીં વિચાર આવતા હોય કે આ માણસ ઉપર દાવો માંડવો છે તોય આપણને વિચાર ડખો ના કરતો હોય તો આપણે વકીલને ત્યાં જઈને કહી દેવાનું કે 'ભઈ, એક માણસ છે, અમારે દાવો માંડવો છે.' તો પણ એ માણસ ઉપર જરાય દ્વેષ ના હોવો જોઈએ આપણે. કારણ કે દાવો માંડવાની ફિલ્મ છે આ. તે ફિલ્મ તો પૂરી કરવી પડશે ને ! હિસાબ છે, ફિલ્મ છે, ત્યાં બારણું બંધ કરીને બેસી જઈએ એ કંઈ ના ચાલે. 'મારાથી ના જવાય' એ કહેનાર કોણ ? ના જનાર તું કોણ ? જનારો કોણ ? તે આ ડિસ્ચાર્જમાં, વ્યવસ્થિતમાં છે !

એટલે આપણે એ જ કહીએ છીએ કે હવે આ તમને જ્ઞાન મળ્યા પછી હવે કલ્પાંત કરશો નહીં. તમારું વ્યવસ્થિત જ છે. અને જગતના લોકોનું વ્યવસ્થિત નથી. કારણ કે એનો અહંકાર ખુલ્લો છે અને તમારો અહંકાર, કર્તાભાવનો ઊડી ગયો તે વ્યવસ્થિત છે. સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** સમજાયું, દાદા.

**દાદાશ્રી :** પછી કાલે ભૂલી જવાના પાછાં ?

**પ્રશ્નકર્તા :** દ્રઢ થતું જાય છે, હજુ જેટલું સમજાય છે તેટલું !

**દાદાશ્રી :** બહુ ઊંડી વાતો આ. આ વાતો જ ઘણી ઊંડી છે !

## થઈ શકે શું વ્યવસ્થિત, અવ્યવસ્થિત ?

**પ્રશ્નકર્તા :** આવતા વ્યવસ્થિતને અવ્યવસ્થિત કરવાની શક્તિ કેટલી ?

**દાદાશ્રી :** એવું છે ને આ જ્ઞાન મળ્યા પછી અવ્યવસ્થિત કરવાની શક્તિ નથી. જ્ઞાન ના મળ્યું હોય તો તે અવ્યવસ્થિત કરી નાખે. એટલે જ્ઞાન મળ્યા પછી જેનો અહંકાર ખસી ગયો છે અને 'હું ચંદુલાલ છું' એ

તમારા જ્ઞાનમાંથી જતું રહ્યું છે એટલે પછી એને અવ્યવસ્થિત કરવાની શક્તિ કશી રહી જ નહીંને ! પછી વ્યવસ્થિત છે જ બધું તમારું.

**પ્રશ્નકર્તા :** આ બધું કમ્પ્લીટ વ્યવસ્થિત છે ? એમ આ પ્રશ્ન આવીને ઊભો રહે.

**દાદાશ્રી :** ના. બધું વ્યવસ્થિત નથી. જો આ અહંકાર જતો રહેને, તો આ બધું વ્યવસ્થિત છે.

**પ્રશ્નકર્તા :** આપણે જ્ઞાન લીધા પછી....

**દાદાશ્રી :** આ જ્ઞાન લીધા પછી 'બિલકુલ વ્યવસ્થિત છે'. અમારી બિલીફ છે જ નહીં બીજી, જો આજ્ઞા પાળે તો. આજ્ઞા ના પાળે તો પેલા જેવો જ થઈ ગયોને !

**પ્રશ્નકર્તા :** હવે આજ્ઞા કેમ પાળે ને કેમ ન પાળે ?

**દાદાશ્રી :** આજ્ઞા પાળવાનો નિશ્ચય છે, એ સીત્તેર ટકા પાળે તો અમારે વાંધો નથી. પણ નિશ્ચય એનો હોવો જોઈએ. આપને સમજાયું ?

## બેસી રહેવાય વ્યવસ્થિત કરીને ?

**પ્રશ્નકર્તા :** જો કોઈ કહે કે નહીં, હવે જે થવાનું હશે તે થશે તો ?

**દાદાશ્રી :** ના ચાલે. તેથી આપણે જ્ઞાન આપીએ છીએ તે અલૌકિક જ્ઞાન આપીએ છીએ બધાને. 'વ્યવસ્થિત'નો જો અર્થ સમજે તો તો કામ કાઢી નાખે. અને ભ્રાંતિવાળો હોય એ ક્યારે અર્થ એનો બગાડી નાખે એ કહેવાય નહીં.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત કહીને બેસી રહે તો તો દુનિયા એમ કહે કે આ તો આળસુનો સરદાર છે, કંઈ કામ નથી કરતો.

**દાદાશ્રી :** વ્યવસ્થિત કરીને બેસી રહેવાનું ક્યારે ? એવું 'વ્યવસ્થિત' કોને કહેવાય છે, એ તમને કહું કે આપણી પ્રકૃતિના કાર્યમાં અને બહારનાં એવિડન્સનાં કાર્યમાં ડખો નહીં કરવો એનું નામ 'વ્યવસ્થિત'.

બહારનાં સંયોગોમાં અને આપણી પ્રકૃતિના કાર્યમાં, હાથ ઊંચો થાય કે પગ આઘોપાછો થાય કે મહીં અંદરથી કહે ને આ હેંડવા માંડે, એ બધામાં આપણે જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું, એનું નામ વ્યવસ્થિત.

**પ્રશ્નકર્તા :** ફરીથી કહો.

**દાદાશ્રી :** ફરીથી કહું ? 'શુદ્ધાત્મા' સિવાય બીજું પ્રકૃતિ રહી, તે પ્રકૃતિ અને બહારનાં સંયોગો બધાં ભેગા થતાં હોયને, તે જે કાર્ય કરે એ બધું વ્યવસ્થિત.

શુદ્ધાત્મા સિવાય બીજો કયો ભાગ રહ્યો ? પ્રકૃતિ રહી. તે ગનેગારી છે. તે પ્રકૃતિ જે કરતી હોય તેમાં આપણે કહીએ, 'તું જોશથી કર.' એમેય નહીં કહેવાનું, અને 'ના કરીશ' એમેય નહીં કહેવાનું. આપણે જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું, તો 'વ્યવસ્થિત'.

અને કોઈ ફેરો જ પહેલું પ્રકૃતિને ઠંડક રહે એટલા માટે કહી દેવું પડે કે વ્યવસ્થિત છે. કારણ કે મહીં જાતજાતના ગૂંચાળા ઊભા થાય, લૌકિક જ્ઞાન હાજર થઈ જાય એટલે આપણે આ જ્ઞાન પહેલેથી કહી દેવું પડે કે વ્યવસ્થિત છે. બાકી વ્યવસ્થિતનો અર્થ એ છે કે પ્રકૃતિના કાર્યમાં ડખો નહીં કરવાનો.

આપણે ગજવું દાબી રાખવું પડે. જો આ પોતે બધું ગોઠવાયેલું કહેને તો તો ગજવું દબાવે નહીં. ગોઠવાયેલું છે જગત એવું તમને લાગ્યું ?

**પ્રશ્નકર્તા :** 'કોઈ કર્તા નથી' કહ્યું, એનો અર્થ એમ કે વ્યવસ્થિત ગોઠવાયેલું છે ?

**દાદાશ્રી :** ખરેખર ગોઠવાયેલું છે, પણ આ લોકોને કહેવાય નહીં એવું. એવું કહે તો આ લોકો કેવાં છે ? હાથેય હલાવે નહીં, એવાં છે. હાથને કહેશે 'તું હાલીશ જ નહીં'. તો ઊંધી પ્રક્રિયા થઈ જશે. સહજ રીતે રહેવાનું. જો સહજ રીતે રહી શકતો હોય, જે મન-વચન-કાયામાં ડખલ નહીં કરતો હોય, તેને વ્યવસ્થિત જ છે જગત, ગોઠવાયેલું જ છે ! પણ આ તો મન-વચન-કાયામાં ડખલ કરે કે હવે નહીં જઈએ તો ચાલશે.

આ સમજવાનું છે. અહીં આગળ ડખલ કરે એ જે રડારડ કરશે ને તેનેય વ્યવસ્થિત છે, ને જે હસીને કરશે ને તેનેય વ્યવસ્થિત છે. કશું વળે એવું નથી.

## આમ અજ્ઞાનતાથી અવળું વીંટે

'વ્યવસ્થિત' તે આપણે શું કહેવા માગીએ છીએ કે તું શું કરવા ઈગોઈઝમ કરે છે ? તું શા માટે સ્પંદન કરે છે ? આ મન-વચન-કાયા, એ વ્યવસ્થિતના તાબે જ છે અને વ્યવસ્થિતની પ્રેરણાથી જ આ મન-વચન-કાયા ચાલી રહ્યાં છે, એમાં કહે છે, 'મેં ચલાવ્યું, હું ચલાવું છું.' એવા આમાં સ્પંદન કરવાની જરૂર નથી. તું તારા સ્વરૂપમાં રહે આપને સમજાયું ને, કે હું શું કહેવા માંગું છું ? કે આ બધું વ્યવસ્થિતને જ તાબે છે, અને વ્યવસ્થિત જ ચલાવી રહ્યું છે. વ્યવસ્થિત જ રહે છે.

પણ એ જ્ઞાન આ બધા લોકોને અપાય એવું નથી. કારણ કે જ્યાં સુધી સ્વરૂપનું જ્ઞાન ના હોય, જ્યાં સુધી 'હું શું છું' એવું નક્કી ના થાય ત્યાં સુધી આ વ્યવસ્થિતનું જ્ઞાન આપીએ તો પોતાની જાત સિવાયનું આની બહારનું બધું વ્યવસ્થિત કહે અને એટલે પછી સૂઈ રહે, કહેશે કશો વાંધો નથી. એટલે અવળા ભાવ કરે અને એનો આવતો ભવ બગડે. આ ભવમાં ના બગડે કારણ કે આ ભવમાં ના બગડે એવું વ્યવસ્થિત છે. એ બહુ સમજવા જેવું છે. એ વાત બહુ ઊંડી છે.

## સંબંધ પ્રકૃતિ ને વ્યવસ્થિતનો

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ અને વ્યવસ્થિતને સંબંધ ખરો ?

**દાદાશ્રી :** બેઉને સંબંધ છે. સાચો સંબંધ એમાં જ છે. બન્નેને સાચો સંબંધ જ છે. આ તો જો કદી અહંકાર ડખલ ના કરે તો બધું તે વખતે વ્યવસ્થિત છે. પણ અહંકાર જીવતો છે ને મૂઓ !

**પ્રશ્નકર્તા :** અને અત્યારે તો જે જીવ ભોગવી રહ્યો છે એ એની પ્રકૃતિ મુજબ એને વ્યવસ્થિત છે ?

**દાદાશ્રી :** પ્રકૃતિ અને વ્યવસ્થિત, બે એક જ છે. પણ અહંકાર છે ને એ ડખલ કરે છે, પ્રકૃતિ રહેવા દેતો નથી. એટલે વ્યવસ્થિત કહેવાય નહીં. અહંકાર કાઢી આપીએ પછી વ્યવસ્થિત કહીએ એ જુદું છે.

**પ્રશ્નકર્તા :** હું તો એમ કહેવા માંગું છું કે અત્યારે જે જીવનું વ્યવસ્થિત ચાલે છે એ એની હાલની પ્રકૃતિ મુજબ ચાલે છે કે એનાથી જુદું છે ? દાખલા તરીકે આ ચંદુભાઈની જે પ્રકૃતિ હાલની છે અને ચંદુભાઈનું જે વ્યવસ્થિત છે એ બેઉનો સંબંધ ખરો ?

**દાદાશ્રી :** એક જ છે, એ જ કહું છું ને ! વ્યવસ્થિત પ્રમાણે જ પ્રકૃતિ ખૂલે છે, જો એ અહંકારની ડખલ ના હોય તો. તેથી એને વ્યવસ્થિત કહીએ છીએને. અહંકારની ડખલ ગઈ એટલે વ્યવસ્થિત ! પણ જગતના લોકોને અહંકારની ડખલ છે એટલે બહાર વ્યવસ્થિત કહેવાય નહીં. પ્રકૃતિ વ્યવસ્થિત છે પણ અહંકાર છે મૂઓ, ક્યારે ગાંડું કરે કહેવાય નહીં ને ? અહંકાર મહીં ગાંડું કરે ?

**પ્રશ્નકર્તા :** કરે !

**દાદાશ્રી :** હેં ! આખો દહાડા ગાંડાં જ કાઢે છે ને. અને ભમરડો છે ને તે કૂદાકૂદ કરે છે વગર કામનો !

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ બરાબર સમજણ નથી પડતી, તો પ્રકૃતિ સમજાવો.

**દાદાશ્રી :** આ શુદ્ધાત્મા સિવાય બીજી બધી પ્રકૃતિ, જે જે કરે છે એ બધું પ્રકૃતિ જ કરે છે.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત શક્તિ અને પ્રકૃતિમાં શું ફરક ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત શક્તિ અને પ્રકૃતિમાં ફેર એટલો જ કે પ્રકૃતિ અહંકાર સહિત છે એટલે વ્યવસ્થિતને ફેરવી નાખે. એટલે અહંકાર મહીંથી બાદ કરી નાખીએ તો પછી વ્યવસ્થિત જ છે. ડખો કરનારો બાદ કરી નાખીએ, ડખો કરનારો કોઈ ના હોય તો બધું વ્યવસ્થિત છે. આ ડખો કરે છે તેથી આ સંસાર ઊભો રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રકૃતિ માઈનસ અહંકાર ઈઝ ઈક્વલ ટુ વ્યવસ્થિત શક્તિ, બરાબર ?

**દાદાશ્રી :** હા, આ અહંકાર મહીં છે ને, તે ડખો કરે છે. તેથી આ ઊભો રહ્યો છે સંસાર, એ જો ડખો ના કરે તો કશો વાંધો નથી. આ જ્ઞાન પછી તમારે ડખો કરનારો કોઈ છે નહીં એટલે વ્યવસ્થિત.

**પ્રશ્નકર્તા :** તો વ્યવસ્થિત શક્તિ અને પ્રકૃતિમાં જોર કોનું વધારે ?

**દાદાશ્રી :** પ્રકૃતિનું. વ્યવસ્થિત તો, એ બધું તો. ન્યાયસ્વરૂપ છે. પેલામાં અહંકાર ગાંડું બોલે ને ? આ જ્ઞાન પછી આપણી પ્રકૃતિ બધી ન્યાયસ્વરૂપ થઈ ગઈ. એ વ્યવસ્થિત. ગાંડું કાઢે તોય એ વ્યવસ્થિત કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો અહંકારને કાઢવો જોઈએને !

**દાદાશ્રી :** જ્ઞાન લીધું હોય તો અહંકાર રહ્યો જ ક્યાં આગળ ! ચાર્જ અહંકાર કાઢી નાખેલો છે અને હવે જે છે તે ડિસ્ચાર્જ અહંકાર છે, એના વગર કોઈ સંસારી કામ થાય નહીં.

એટલે આપણે વ્યવસ્થિતની ગેરેન્ટી શાથી લઈએ છીએ કે એનું કર્તાપણું ઊડી ગયું. અકર્તા થયો એટલે ડખલ નથી. જગત બહુ સુંદર છે. જગત તો એટલું બધું સુંદર છે. પણ કર્તા છે ત્યાં સુધી કાલે શું કરે એ કંઈ કહેવાય નહીં. રાત્રે આપણી જોડે સૂઈ ગયો હોય અને સવારમાં શુંનું શુંય કરતો હોય, આપણે માટે જ કાર્યક્રમ કરતો હોય. એવી આ દુનિયા. અહંકાર જાગતો હોય ત્યાં સુધી શું ના કરે ! હવે તો ના કરે ને કશું ! હવે તો વ્યવસ્થિત બધું અને તે હું જાણું છું કે કશું જ નહીં કરી શકે એટલે મેં વ્યવસ્થિત કહ્યું, નહીં તો કહેવાય નહીં ને ! કોઈએ કહ્યું નથી. એનું શું કારણ છે કે જોખમદારી આવે. એ વ્યવસ્થિત કહ્યું તે તમને અનુભવમાં આવ્યું ને વ્યવસ્થિત છે ! ખરેખર એમ જ છે, નહીં ?

## મોક્ષ ૭૦% આજ્ઞા પાળ્યે !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધા પછી, સમકિત જેને થયું, એને માટે આ

વ્યવસ્થિત શબ્દ છે. જેને સમકિત નથી થયું, જેણે જ્ઞાન નથી લીધું, એને માટે આ વ્યવસ્થિત શબ્દ છે નહીં.

**દાદાશ્રી :** સમકિત તો થયેલું હોય, પણ અમારી જે આજ્ઞા પાળે તેને માટે વ્યવસ્થિત છે. એટલે આજ્ઞાવશ જેની વૃત્તિઓ થઈ ગયેલી છે એટલે એ પ્રમાણે જ વર્ત્યા કરે. વાતને પૂરી સમજે તો ઘડી ઘડી એમ ના કહે કે આ વ્યવસ્થિત છે, એવું તેવું સમજાઈ જ ગયેલું હોય, એની હકીકત સમજે કે આ સિદ્ધાંત શું છે ? જેને આજ્ઞા પાળવી છે એને વણાઈ ગયેલી હોય. એટલે અમે કહીએ છીએને કે સિત્તેર ટકા આજ્ઞા પાળતો હશે તો ચાલશે મારે.

**પ્રશ્નકર્તા :** આ મહાત્માઓ જેણે જ્ઞાન લીધું, એનું ડિસ્ચાર્જ હવે વ્યવસ્થિત છે. આજ્ઞામાં રહે છે તેનું. અને જેણે જ્ઞાન નથી લીધું એનું ડિસ્ચાર્જ વ્યવસ્થિત નથી, એ વાત સાચી.

**દાદાશ્રી :** સાચી, તદ્દન સાચી !

અહંકાર ક્યારે ગાંડું કરે એ કહેવાય નહીં. 'હજાર ગાંસડી લીયા', ફોન ઉપર સોદો કર્યો. બીજાએ લીધી તે એણેય લીધી, પેલો શ્રીમંત માણસ હતો અને આને તો લાખ રૂપિયાનું નુકસાન થાય તો દિવેલ નીકળી જાય ને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે અવ્યવસ્થિત કરી નાખે. અહંકાર જીવતો છે. જીવતો માણસ હોય, અને પાછો જાગતો હોય, અને રાતે ક્રોકરીનાં વાસણો ફૂટી ગયાં, બસો-પાંચસો રૂપિયાનાં તો શું થાય ? જીવતો, જાગતો ને જ્ઞાન મળેલું ના હોય. શું થાય એને ?

**પ્રશ્નકર્તા :** કઢાપો ને અજંપો !

**દાદાશ્રી :** ઊંઘ જ ના આવે એને. અને જેણે તોડી નાખ્યા હોયને, એનું નામ દઈએ તો વઢવાડ થાય એટલે મનમાં ને મનમાં કચવાયા કરે, આ ક્યાંથી મૂઓ, આ આવો ક્યાં છોકરો પાક્યો ? બોલવા જાય તો વઢવાડ થાય. બોલાયે નહીં ને આખી રાત કચવાયા કરે.

હવે એ ઊંઘતો હોય તો ? સવારમાં ઠીકરાં દૂર નાખી આવે, તો ચાલે કે ના ચાલે ?

**પ્રશ્નકર્તા :** ચાલે, ખબર ના પડે.

**દાદાશ્રી :** અને જો એ મરેલો હોય તો.

**પ્રશ્નકર્તા :** મરેલો હોત તો પછી કાંઈ એને રહ્યું જ નહીં ને !

**દાદાશ્રી :** અને મરેલો થઈને જીવતો હોય તો ? મર્યા પછી જીવે તે ?

**પ્રશ્નકર્તા :** એ તો જ્ઞાની, અમર થઈ ગયો.

**દાદાશ્રી :** મર્યા પછી જીવતો હોય, તે જુએ-જાણે, બસ એટલું જ. પછી મમતાથી મરી ગયો.

તમને મારીને જીવતાં કર્યા છે મેં ! સમજાયું ને ?

## કહેવાય અગાઉથી 'વ્યવસ્થિત છે'

જગત તો વ્યવસ્થિત છે. પણ માણસોનું એટલું ગજું નથી કે 'વ્યવસ્થિત છે' બોલી શકે. 'વ્યવસ્થિત' અમે બોલી શકીએ, અમે ગમે તે આગળથી બોલીએ. કારણ કે અમે જાણીએ છીએ કે વ્યવસ્થિતમાં કયાં કયાં છે તે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. તે આ શરીર-મન-વાણી બધું એમાં એવિડન્સ છે. તે લોકો તો પોતે 'હું છું' એમ માને એટલે પેલું વ્યવસ્થિત બગાડે છે. જ્ઞાતા રહીને શુદ્ધાત્મા તરીકે જોનાર, 'ચંદુભાઈ શું કરે છે' એ જાણે તે વ્યવસ્થિત બોલી શકે. કારણ કે વ્યવસ્થિત એટલે ચંદુભાઈ સાથે હોય બધુંય. આ તો પોતે મનમાં એમ કહે કે સવારમાં જે થવાનું હશે એ થશે, જોઈ લેવાશે, એવું ના થાય વ્યવસ્થિત. વ્યવસ્થિતનો દુરુપયોગ કરવો એ ભયંકર ગુનો છે અને એક્ઝેક્ટ, વ્યવસ્થિત જ છે !

આપણું 'વ્યવસ્થિત'નું જ્ઞાન બીજું કશું ઉપાધિ કરાવડાવે એવું નથી.

ઉપાધિ આવી હોય તો 'વ્યવસ્થિત' કહીશું એટલે ચૂપ થઈ જાય. પછી રહ્યું શું ? આપણે આપણું, આત્માનું જ કરવાનું છે !

❖❖❖❖❖

# (૩)

# બાહિરાભાવા સંજોગ લક્ષણ

## કારણ સંયોગોના મિલનનું

**પ્રશ્નકર્તા :** મને પ્રશ્ન શું હતો કે સંયોગો આપણે કહ્યું ને, સંયોગો ભેગા થાય અને વૈજ્ઞાનિક રીતે આ બધું ચાલે છે. પણ સંયોગોની પાછળ કોઝ ખરું કે નહીં કોઈ ?

**દાદાશ્રી :** હા. એ ભેગા થવાની પાછળ આપણે જે ભાવકર્મ કર્યાં છે ને, આપણે જે કર્મ કર્યાં છે ને, તે એ કોઝ છે એનું, અને આ એનાથી આ બધા ભેગા થાય છે.

ભાવ એટલે અત્યારે આ 'જ્ઞાન' ના હોય ત્યારે તને કોઈ ટૈડકાવે, તો તને મહીં અંદર ભાવ તો ઉત્પન્ન થાયને, પોલીસવાળા ટૈડકાવે તો મોંઢે બોલું નહીં, પણ અંદર ભાવ થાયને કે સાલો બહુ ખરાબ છે, નાલાયક છે. એ ત્યાં આગળ જાય ફીડ તરીકે અને પછી એનું આ સંજોગ બધા ભેગા થઈને ફળ મળે. મરવાના ભાવ કર્યા હોય આપણે, એનું ફળ શું આવે ? કે આપણને એવા સંજોગો ઊભા થાય કે મરવાની બધી ઇચ્છા થઈ જાય. અને પોઈઝનની શીશી તરત મળી જાય હઉ પાછી. ભેગી થઈ જાય. એ પોઈઝન ફાકી ને નવરાશ !

## એગો મે શાષઓ અપ્પા....

**પ્રશ્નકર્તા :** તો મારા સંજોગ સારા નથી, એમાં સંયોગ અને મારું એ બેનો સંબંધ શું ?

**દાદાશ્રી :** કશુંય નહીં. પોતાનાં માની બેઠો છે, એટલું જ છે.

**પ્રશ્નકર્તા :** બાકી એ સંજોગો જ છે.

**દાદાશ્રી :** હા, બધાય સંજોગો જ છે.

**પ્રશ્નકર્તા :** તો પછી શુદ્ધાત્મા ને સંયોગો બે જ રહ્યું.

**દાદાશ્રી :** હા, બસ. શુદ્ધાત્મા અને આ બધા સંયોગો જ છે. તેથી મહાવીર ભગવાને કહ્યું,

*એગો મે શાષઓ અપ્પા, નાણદંશ્શણ સંજૂઓ;*
*શેષા મે બાહિરાભાવા, સવ્વે સંજોગ લખ્ખણા.*
*સંજોગ મૂલા જીવેણ, પત્તા દુખ્ખ પરંપરા;*
*તમ્હા સંજોગ સંબંધમ્, સવ્વમ્ તિવિહેણ વોસિરામિ.*

'સંયોગો મારા ન્હોય અને હું જ્ઞાતા-દ્રષ્ટા છું, જ્ઞાયક છું' કહ્યું કે સંયોગો વોસરાવી દીધા.

કોઈ પણ સંજોગ એમ ને એમ બનતો નથી. પોતાના બાહિરાભાવનું ફળ છે. એટલે સંયોગ થયો ત્યાં એડજસ્ટ થઈ જાવને !

**પ્રશ્નકર્તા :** એ બાહ્યભાવો જે છે તે બધા પેલા ભવના ?

**દાદાશ્રી :** બાહિરાભાવ માત્ર પરભવનો હોય. પરભવનો ને પરભાવના હોય, આત્મભાવના નહીં. પુદ્ગલના ભાવ એટલે પરભાવ. આપણે એકલું પુદ્ગલભાવ કહોને, પેલું તો ગૂંચાય પાછું. પુદ્ગલ સિવાય બીજા કયા ભાવો ઉત્પન્ન થવાના તે ! અને આત્મભાવ આવે તો તો કામ થઈ ગયું !

# અસંખ્ય સંયોગોમાં અસંયોગી 'હું'

આ 'જ્ઞાન' મળ્યા પછી જુદો થઈ જાય મહીં આત્મા, એટલે આપણે બોલાવીએ છીએને.

*'એગો મે શાષઓ અપ્પા'*

હું એકલો સનાતન આત્મા છું, બીજા કોઈ જોડે મારે લેવાદેવા નથી. હું નિત્ય આત્મા છું.

પછી પાછો શું કહે છે, મારી પાસે સિલ્લક શું છે ? ત્યારે કહે,

*'જ્ઞાન - દંશ્શણ સંજૂઓ'*

જ્ઞાન-દર્શન એ મારી પાસે પોતાની સિલ્લક છે, એ મારી મિલ્કત છે.

પછી કહે છે,

*'શેષા મે બાહિરાભાવા, સવ્વે સંજોગ લખ્ખણા.'*

બીજા તો મારા બહારના ભાવો છે, અને તેના ફળરૂપે સંયોગો આવ્યા છે આ. બાહ્યભાવ કેવાં કરેલાં, એ સંજોગ લખ્ખણ ઉપરથી ખબર પડે. વહુનો સંજોગ થયો, ત્યાંથી સમજીએ કે બાહ્યભાવ શું કર્યો હતો. ત્યારે કહે, વિષય-વિકારનો ભાવ કર્યો હતો, તેથી સ્ત્રી ભેગી થઈ. લક્ષ્મી ભેગી થઈ તો કેવો ભાવ કર્યો હતો ખબર ના પડે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પછી કહે છે,

*'સંજોગ મૂલા જીવેણ, પત્તા દુઃખમ્ પરંપરા,'*
*તમ્હા સંજોગ સંબંધમ્, સવ્વં તિવિહેણ વોસિરામિ.'*

સંયોગો માત્ર દુઃખદાયી છે.

**પ્રશ્નકર્તા :** બધા જ સંજોગો દુઃખદાયી છે ?

**દાદાશ્રી :** સંજોગ ભેગો થયો એ જ દુઃખ ! આત્મા સ્વભાવિક સુખવાળો છે. સુખના ધામવાળો છે, એને બીજાની શી જરૂર? તેને અવલંબનની જરૂર જ નથી. સંસારિક ગુંચવાડામાં પેઠા પછી અવલંબનની જરૂર છે, પણ જ્યારે છૂટવાનું થાય, તો અવલંબનની જરૂર જ નથીને, નિરાલંબ !

આ જેણે જ્ઞાન લીધું, એને જ્ઞાની પુરુષ એકલા જ અવલંબન, બીજું કશું અવલંબન જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાની પુરુષ મળ્યા, એ પણ સંજોગને ?

**દાદાશ્રી :** સંજોગો જ ને બધું.

**પ્રશ્નકર્તા :** પણ એ દુઃખદાયી કેમ કહેવાય ? આપે કહ્યું સંજોગ બધા દુઃખદાયી છે !

**દાદાશ્રી :** સંજોગ માત્ર દુઃખદાયી, એ કઈ અપેક્ષાએ વાત કરી છે આ ? મુક્તિની અપેક્ષાએ કહી છે. મોક્ષની અપેક્ષાએ. જ્યારે દીક્ષા આપે છે ત્યારે આવું બોલાય છે. આપણે એવું નથી બોલાવતા અને આપણે બીજી રીતે બોલાવીએ છીએ એને કે દ્રવ્યકર્મ-ભાવકર્મ-નોકર્મ, મન-વચન-કાયા અર્પણ કરું છું. એટલે એ સંયોગો જ કહેવાય ને ! તે સંયોગો વોસરાવી દેવડાવીએ છીએ !

આપણને સંયોગ છે તે અસંખ્યાત છે. અને ભગવાન મહાવીરને પણ સંયોગો હતા. પણ તે ગણી શકાય તેટલા જ હતા. તેમણે કહ્યું કે, 'એક પણ સંયોગ મારો નહીં અને હું સંયોગોમાં તન્મયાકાર થાઉં નહીં !'

## શેષા મે બાહિરાભાવા

**પ્રશ્નકર્તા :** 'શેષા મે બાહિરાભાવા' કહ્યું, તો એમાં જ્ઞાનીઓને શું શું દેખાયું હશે, બાહિરાભાવોમાં ? આ બાજુ આત્મા દેખાયો, એથી બધાને બાહિરાભાવા કીધા ? શું હશે એ બધું ?

**દાદાશ્રી :** 'હું શુદ્ધાત્મા છું', તો આ બીજું રહ્યું શું ત્યારે ? મારા

બાહિરાભાવા છે, બીજું કશું છે નહીં. ત્યારે કહે, 'શી રીતે ઓળખાય ?' ત્યારે કહે, 'લખ્ખણ ઉપરથી ઓળખાય.' સંયોગ લખ્ખણ ઉપરથી શું ભેગું થયું ? તો કહે, વઢકણી નાર ભેગી થઈ. નૈયા નહીં, નાર. નાર એટલે શું પૂછ ?

**પ્રશ્નકર્તા :** વઢકણી બૈરી ને ?

**દાદાશ્રી :** હા, બૈરી થઈ નથી તોય તને ખબર છે. એ વઢકણી નાર.

**પ્રશ્નકર્તા :** એ બાહિરાભાવાનું લક્ષણ.

**દાદાશ્રી :** ક્યાંથી ભેગી થઈ ? આ સંજોગ, વઢકણી નારનો ? ત્યારે કહે, મારો બાહ્યભાવ હતો તેવી જ આવીને ઊભી રહી છે.

**પ્રશ્નકર્તા :** એવું સમજવાની જરૂર છે.

**દાદાશ્રી :** સમજવાનું નહીં, છે જ, એમ જ છે. નહીં તો એકને સરસ મળે, એકને આવી મળે, એનું શું કારણ ? ત્યારે કહે, 'જેવા ભાવ, તેવું મળ્યું છે.'

**પ્રશ્નકર્તા :** વઢકણી બૈરી મળે. એવા ભાવ કોઈ કરે ખરો ?

**દાદાશ્રી :** એવા ભાવ નહીં કરવાના, એ તો પરિણામ છે, વઢકણી બૈરી ! એવા જે ભાવ કરેલા, તેનું પરિણામ આ આવ્યું છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ સંજોગો ઉપરથી 'કયા બાહિરાભાવા છે' એ શોધી કાઢવું પડે ?

**દાદાશ્રી :** એ બઈ ગમે એવું નુકસાન કરશે તો મને વાંધો નથી, પણ એ બઈની જોડે જ મારે રહેવું છે. એટલે આ નુકસાન આવે પછી. એવા ભાવ કરેલા.

**પ્રશ્નકર્તા :** એટલે દરેક સંજોગ જે ભેગો થાય છે, એની પાછળ આવા ભાવો હોય જ.

**દાદાશ્રી :** હં. ભાવ ! આ દેખાય છે એ જ ભાવો કરેલા. આ મારા ભાવ આવા હોવા જોઈએ જેથી આ ભેગી થઈ.

**પ્રશ્નકર્તા :** આપ્તસૂત્રમાં વાક્ય છે કે 'અજ્ઞાને કરીને થયેલા બધા ભાવો, જ્ઞાને કરીને ઓગાળવા પડશે.' તો દરેક સંજોગોના આધારે 'કયો બહિરભાવ છે' એ જડી જવું જોઈએ ?

**દાદાશ્રી :** અજ્ઞાને કરીને સંજોગ ભેગો થયો એટલે વઢકણી નાર ભેગી થઈ, તે હવે એને જ્ઞાને કરીને નિવેડો લાવવો પડશે, સમભાવે નિકાલ કરી કરીને !

**પ્રશ્નકર્તા :** તો એવી રીતે બધા સંજોગોના આધારે 'પોતાનો બહિરભાવ કયો હોવો જોઈએ' એ તપાસ કરવી ?

**દાદાશ્રી :** બધા સંજોગો. જેટલા એને સંજોગ મળે છે એ બાહ્યભાવને આધીન છે !

**પ્રશ્નકર્તા :** તો એ બાહ્યભાવનું જ્ઞાને કરીને છેદન કરવું પડશે ને ?

**દાદાશ્રી :** કશું કરવાનું નહીં, સમભાવે એને જ્ઞાને કરીને નિવેડો લાવો.

**પ્રશ્નકર્તા :** એટલે કેવી રીતે ?

**દાદાશ્રી :** એ ધોલ મારે તો આપણે શુદ્ધાત્મા જોઈને નિવેડો લાવવાનો. અજ્ઞાને કરીને ઊભાં કરેલા તે ધોલ વાગી, હવે જ્ઞાને કરીને એનો નિવેડો લાવવાનો.

**પ્રશ્નકર્તા :** 'સંજોગો બહિરભાવના આધારે છે' એવું ક્યારે કહી શકે ? આત્મા જાણ્યો હોય તો, એવું ખરું !

**દાદાશ્રી :** ના જાણ્યો હોય તોય કહી શકે.

**પ્રશ્નકર્તા :** એ મૂકી શકે એવી રીતે એડજસ્ટમેન્ટ ? એને કેવા બહિરભાવથી આ સંજોગ ભેગો થયો એવું જડવું જોઈએ ને !

**દાદાશ્રી :** શું થાય છે એ તારો બંધભાવ. બઈએ ધોલ મારી એ તારો બંધભાવ જોઈ લે. કેવો સરસ છે ?

**પ્રશ્નકર્તા :** એમાં બહિરભાવ શું હોય છે ?

**દાદાશ્રી :** ભાવ કરેલો.

**પ્રશ્નકર્તા :** પણ કયો ભાવ ?

**દાદાશ્રી :** બઈનો ગમે એવો સ્વભાવ હશે, પણ મને વાંધો નથી. પણ તે મારે એને જ પૈણવું છે.

**પ્રશ્નકર્તા :** તો આમાંથી એને આ સંજોગ ભેગો થયો, હવે એમાંથી એને પાછો છૂટકારો લેવો હોય, તો કયો ભાવ ગોઠવે ?

**દાદાશ્રી :** એનો છૂટકારો હોય જ નહીં, એ તો છૂટકારો એની મેળે આવે તો જોઈ લેવાનો. અને ના આવે તો ચલાવી લેવાનો.

'શેષા મે બાહિરાભાવા' એવું જો સમજ્યા હોય ને, હું કહું છું એવી રીતે સમજ્યા હોત તો તો આખું જગત બંધ થઈ જાત. સમજણ પડે નહીં ને, કાયદેસર. પછી કહેશે, 'જો હવે મારે તો આ વહુ સામી થાય છે.' ત્યારે પાડોશીને પૂછીએ કે 'ભઈ કેમ ?' તો 'ખોટું કહેવાય.' બધાય કહે. ત્યારે ભગવાન શું કહે, 'મૂઆ, તારા બાહ્યભાવ આ તો.' 'આવું કેવું બોલો છો!' ત્યાં ફરિયાદ કેમ કરી? ઊલટું ફરિયાદ કરી તેય જોખમદારી વધી. બાહ્યભાવ સિવાય આવું મળે ક્યાંથી તે ! હરેક વસ્તુ છે આ જગતમાં જેવી જોઈએ એવી સ્ત્રીઓ છે, અક્કરમીના હિસાબે આવી મળી આવે છે.

**પ્રશ્નકર્તા :** મળવી, એ પણ બાહિરાભાવમાં જ જાય ને ! આ વિચારો પણ બાહિરાભાવ ! અને વર્તન પણ બાહિરાભાવ.

**દાદાશ્રી :** હા. તમે હિસાબ કાઢ્યોને, બરોબર.

**પ્રશ્નકર્તા :** એટલે એ બહિરભાવ આવો કરેલો. પણ હવે પેલું જાણ્યું

ને કે આ ઊંઘ વસ્તુ તો આત્માના સુખને આવરે છે, એટલે પછી હવે જાગ્રત જ રહેવું છે, ઊંઘવું નથી, એવો ભાવ કરે ને પછી ! તો એવું ફળ આવે !

**દાદાશ્રી :** જાણ્યા પછી ભાવ થાય જ ને ! ભાવ થાય એટલે આવે જ.

**પ્રશ્નકર્તા :** એ બહિરભાવના આધારે સંજોગ હોય છે. તો સંજોગોના આધારે નવા બહિરભાવ હોય એવું બને ને ?

**દાદાશ્રી :** એ નવા. આમ છોકરો મારે મૂઓ એના બાપને. 'બાપને તો મરાતું હશે ?' લોકોને પૂછે ત્યારે લોક કહેશે 'ના, ના, ના.' એટલે પછી આ સ્વીકારે, દીકરાની ભૂલ છે. ભૂલ છે એટલે પછી નક્કી કરે કે હવે તો મારી નાખવો જ જોઈએ આવું જ્યારે છોકરો કરે ત્યારે. તો પછી એવા ભાવ કરીને પછી ત્યાં આગળ જ્યારે છોકરો જન્મે ને પછી છોકરાને મારી નાખે મૂઓ, અને પછી જેલમાં જાય પાછો !

**પ્રશ્નકર્તા :** એટલે બાપા ભાવ કરે છે કે છોકરાને મારી નાખવો જોઈએ ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** તો પછી એ આ ભવમાં એવું કરે કે આવતા ભવમાં ? આ ભવમાં જ મારી નાખે એને ?

**દાદાશ્રી :** એ આ ભવમાં નહીં. નવો ભાવ કર્યો એટલે આવતા ભવમાં. એ ફરી એ બાહિરાભાવા નવી જાતના થાય.

આ અમે ફોડ પાડ્યો, મોક્ષ માર્ગ આખો ઉઘાડો કરી આપ્યો, નહીં તો જડશે નહીં. છોકરો મારે એટલે બધાય લોકો આવીને કહે કે 'ના, ખોટું કરે છે, પેલું છોકરું.' એટલે પેલાને દ્રઢ થઈ જાય કે છોકરો જ ખોટું કરે છે. મૂઆ તારા જ બાહિરાભાવા ! ક્યાંથી ભેગો થયો તને ?

'છોકરો તોફાની હશે તો કશો વાંધો નહીં, જરા ચાલશે, પણ મારે છોકરો હવે આ જ જોઈએ છે.' એ ભાવ છે, તેથી આવો છોકરો ભેગો થયો.

**પ્રશ્નકર્તા :** એવો ભાવ કરેલો. પણ હવે માર ખાતી ઘડીએ પાછા ભાવ બગડે ને એના !

**દાદાશ્રી :** એ પાછું નવું. તમે વકીલાત કંઈ એમ ને એમ કરો છો ? પાછલા અવતારમાં આવું જોયેલું તો મનમાં ભાવ કરે કે આ લાઈન સારી. તે એટલે તમને એ સંયોગ ભેગો થયો. સમજણ પડીને !

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** અને આય ભાવ કર્યો હશે તે આ જ્ઞાની પુરુષનો સંજોગ ભેગો થયો. આય સંજોગ જ કહેવાયને, આ કંઈ મોક્ષ ઓછો કહેવાય ? આ સંજોગ મોક્ષ આપે છે, બીજા સંજોગ બંધન આપે છે, નહીં ? બંધન આપતા સંજોગને ઓળખીએ આપણે ! ઓળખોને ! મીઠાશ બહુ લાગે. મીઠાશ ના લાગે ? આ ભાઈને તો એટલી બધી મીઠાશ લાગે છે કે અત્યારે હસવું આવે છે. તો ત્યાં મીઠાશ કેટલી આવતી હશે ! જો અત્યારેય હસે છે.

## ભાવ પ્રમાણે ભેટ્યા બાહિરાભાવા

શાથી આ સંયોગ ભેગો થયો ? તો એ કહે છે, આનો બાહ્યભાવ કર્યો હતો અને આ ભગત લોકોએ બાહ્યભાવ કર્યો કે હોટલનું આપણે પાણી ના પીવું, ફલાણું ના કરવું, તો તે સંજોગ ભેગા થયા. એ બાહ્યભાવથી આ સંજોગવસાત્ થઈ રહ્યું છે !

**પ્રશ્નકર્તા :** ખોરાક બધો ભેગો થવો એ પણ બાહિરાભાવા.

**દાદાશ્રી :** હા, બધું બાહિરાભાવા !

'સવ્વે સંજોગ લખ્ખણા.' પણ સંજોગ ક્યાંથી ? એવું પૂછે ને લોકો ! લક્ષણમાં 'કયો સંજોગ ભેગો થયો છે' એ એનું લક્ષણ હોય, સંજોગનું લક્ષણ હોય. સંજોગ લખ્ખણ એટલે આ છે તે હીંગનું વઘારેલું કેમ કરીને આવ્યું ? ભીંડા કેમ કરીને આવ્યા ? એટલે એ મહીં રાઈ શી રીતે આવી ? એ સંજોગ અને એના ઉપરથી ભાવ. સંજોગના લક્ષણ ઉપરથી ખબર પડે કે ભાવ શું છે !

એટલે અમને આ બધા સંજોગો ભેગા થાય, પણ આમ પસ્તાવો ના કરીએ. મરચું ખઈએ, ઉધરસ થાય અને કોઈ કહે, દાદા ઉધરસ આવે છે, મરચું બંધ કરો. મેં કહ્યું, 'ના, એ દવા છે, ઉધરસ કરવાની.' હં... મેલને પૂળો મૂઆ ! શેના આધારે આ જીવન રહ્યું છે, એ તો જો ! ખોટાને ખોટું જાણ, હિતકારીને હિતકારી જાણ, અને અહિતકારીને અહિતકારી જાણ. કોઈ ડૉક્ટર, ઈન્જીનિયર, સાધુ-આચાર્યને કશું આવું ભાન ના હોય !

## મહાવીરનો મહાન અભિગ્રહ !

**પ્રશ્નકર્તા :** આ ભગવાન મહાવીરે જે પેલો અભિગ્રહ કરેલો કે આવું જો મળશે, આવું આવું મળશે તો જ હું લઈશ. માથે મૂંડન હશે, આ પ્રમાણે એનું એ હશે, પછી બાકળા જો આવી રીતે ધરશે. ત્યારે હું લઈશ, એમાં ક્યું સાયન્સ આવતું હશે ?

**દાદાશ્રી :** એ તો પોતાની ધારણા બધી એક્ઝેક્ટ પડે છે કે નહીં ? અને ભાવ-દ્રવ્ય એકતા થાય છે કે નથી થતી !

**પ્રશ્નકર્તા :** એકતા થાય છે કે નહીં, તે જોવા માટે.

**દાદાશ્રી :** હા. એટલે આજે દ્રવ્ય જુદી જાતનું હોય. એટલે આજે એ ભાવ કરેલો તે કામ લાગે નહીં. એ ભાવ કરેલો છે જ્યારે એ દ્રવ્ય આવે, ત્યારે એ કામ થાય. હવે દ્રવ્ય યાદ કરવાનું શી રીતે એને સૂઝયું ? ત્યારે કહે, અમુક દહાડા સુધી એનું છે તે ખ્યાલમાં રહે. આ ખાવાનું છે, આ ખાવાનું છે.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ દ્રવ્ય ખ્યાલમાં રહે. એ દ્રવ્ય આજ સંભારે તે ભેગું થઈ જાય. અને તે પાછી માથે મુંડેલી હોય. એક પગ બહાર હોય ને એક પગ અંદર હોય. આંખમાં પાણી હોય અને બાકળા વહોરાવતી હોય. એ અમારે ખપે. મહાવીર ભગવાને આવો અભિગ્રહ કરેલો. તે આવ્યા એક ફેરો, અહીં આગળ.....

**પ્રશ્નકર્તા :** ચંદનબાળા પાસે.

**દાદાશ્રી :** હા, અને પછી એમણે જોયું. આ પ્રમાણે બધું માથે મુંડેલી હતી. એક પગ બહાર હતો, એક અંદર હતો, છે તે સુપડામાં બાકળા હતા. પછી ભગવાને જોયું કે બધું જ છે. આંખમાં પાણી નથી. એટલે પાછા જતા હતા તે પછી આંખમાં પાણી આવ્યું. પછી એમણે પાછું જોયું ત્યારે બધું એક્ઝેક્ટ, પછી લીધું. હવે પાણી શી રીતે આગળથી કાઢી રાખે?

**પ્રશ્નકર્તા :** એ આવો અભિગ્રહ કરવાનું કારણ શું હશે, મહાવીર ભગવાનને ?

**દાદાશ્રી :** અંદર ભાવ-દ્રવ્ય એકતા લાવવા માટે. એ તપ કરે ને એટલે એકતા આવે. બે-ત્રણ દહાડા ખાધા વગર તપ કરવું પડે ને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને ભાવ-દ્રવ્યને માટે જ તપસ્યા કરે એટલે એકતા આવે. પછી આપણે નક્કી કરીએ કે આજ તો નીચે જઈએ ને મગ-ચોખાની ખીચડી, કઢી મેથીની તે એવું બધું ભેગું થાય. તો જ ખાવું, નહીં તો નહીં, એ તપ છે.

## ભાવ પ્રમાણે ભેટ્યા સંયોગો...

સંજોગ ભેગો થયો ને. જુઓને, તને કેવા સંજોગ ભેગા થયા, નહીં? આ બધા તારા ઊભા કરેલા કે બીજાના કરેલા છે ?

**પ્રશ્નકર્તા :** ના, ના, પોતાનાં જ !

**દાદાશ્રી :** બીજાએ ઊભા નહીં કરેલાને ? અને દાદાનો સંજોગ મળ્યો તેય ઊભો કર્યો ને !

આ બીજું બધું કંઈથી ભેગું થયું ? ત્યારે કહે, મેં ભૌતિકભાવ કર્યા હતા તેથી. આ જોઈએ છે ને તે જોઈએ છે. ચંદુભાઈ થઈને ફર્યો. 'હું ચંદુભાઈ છું' એ બધી ભાવના કરીએ તો બહિરભાવ કહેવાય. ત્યારે શી

રીતે ઓળખાય બહિરભાવ આ ? ત્યારે કહે, સાસુ મારે એવી મળી હોય તો ના સમજીએ કે આ આપણે શું કર્યું હશે ? એની જોડે વેર બાંધ્યું હશે ત્યારે જ ને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે વેર બાંધવાના ભાવ કર્યા હશે, તેથી આ સાસુ મળી. બધો આપણો હિસાબ છે. કોઈ આપણને કશું આપી શકે નહીં ને લઈ શકે નહીં, હિસાબ જ છે બધો. આપણું આપણે જ ભોગવવાનું છે, બીજું કોઈ આ ભોગવી શકે નહીં.

## જવાની બધાંની જ જ-વા-ની

આ સંજોગોને લઈને દુઃખ છે હજુ. સંજોગ ના હોય ને તો કશું દુઃખ જ નથી. કારણ કે સંયોગો વિયોગી સ્વભાવના. એટલે એ કાયમ રહે નહીં, એ તો જો કાયમ રહેતું હોય તો જાણે ઠીક છે, પણ આ તો વિયોગ થઈ જતાં વાર ના લાગે કશી, નહીં ? કોઈની જવાની રહી ?!

**પ્રશ્નકર્તા :** ના, નથી રહી.

**દાદાશ્રી :** અહીં તમારે ત્યાં રહી હશે ?

**પ્રશ્નકર્તા :** કોઈની નહીં રહે.

**દાદાશ્રી :** એનું નામ શું કહે છે ? જ-વા-ની. ના ફવડાવીશ, જતી રહેશે, એનું નામ જ જવાની.

સંયોગો દુઃખદાયી છે અને સંયોગો આપણે પૈણીને ઊભા કર્યા છે. પાછા સંયોગો વિયોગી સ્વભાવના છે. એનો સ્વભાવ જ વિયોગી છે. એને જો આપણે કાઢી મેલવાનો હોતને, તો આપણને એનું રીએક્શન આવે. કારણ કે પેલું વેર બાંધે. તે આ સંયોગ એની મેળે જ જતો રહેશે, ભગવાને કહ્યું, 'તું ગભરાઈશ નહીં, સંયોગો ભેગા થયેલા છે એની મેળે જ ઊઠીને જતા રહેશે, ટાઈમ થશે ને ! તું સ્થિરતા રાખજે. જ્ઞાનમાં સ્થિર રહેજે.'

વખત થયે સંયોગો બધા ભાગશે, ઊઠી ઊઠીને. આપણે જો આ બધું માણસ ભેગું થયું ને. હડહડાટ બધું જતું રહેશે ! ક્યાં ઊભું રહે છે બધું? અને કો'ક બુદ્ધિશાળી આવે ત્યારે કહેશે, 'મારે કામ છે ને આ ક્યારે ખાલી થશે.' 'અલ્યા મૂઆ, હમણે જતું રહેશે, બારોબાર. તું આ ધીરજ રાખને થોડો વખત.' કંઈ ઊભું રહેતું હશે આ બધું ? સંયોગો પોતે જ વિયોગી સ્વભાવના છે. એ જો વિયોગી સ્વભાવના ના હોતને, તો આ જગતમાં કોઈનો મોક્ષ થાત જ નહીં !

સંયોગ પોતે કર્તાભાવથી ઊભા કરે છે, પણ જો વિયોગ પોતાને કરવો પડતો હોત તો એ છૂટે જ નહીં. કર્તાભાવથી જો વિયોગ થતો હોય, તો કર્તાભાવ છે ત્યાં સુધી મુશ્કેલીઓ ઊભી થાય ! એટલે વિયોગ અકર્તા ભાવથી કરવાનો છે, સંયોગ કર્તાભાવથી થયેલો છે. હા, એટલે વિયોગી સ્વભાવના છે, લોકોને ગમતું નથી. 'માટે આ સુખ આવ્યું હતું તો તે બધું જતું રહ્યું.' ત્યારે મેં કહ્યું, 'શું આવ્યું ?' ત્યારે કહે, 'આ દુઃખ આવ્યું.' પેલું જતું રહ્યું. તો આય જતું રહેશે, મૂઆ. મેલને, એ વિયોગી સ્વભાવના છે.

સંયોગો ભેગા થાય છે ને પણ મનમાં સમજી જવાનું કે વિખરાવા માટે છે આ બધું. એ કુદરતી વિખરામણ કેવી, કુદરતી રીતે થયા કરે છે, નહીં તો કોઈ મોક્ષે જ ના જાત.

**પ્રશ્નકર્તા :** ચાલતા જ જાયને, આ સંજોગ આવ્યો, બીજો આવ્યો, ત્રીજો આવ્યો, એનું વહેણ જ છે ને આખું !

**દાદાશ્રી :** હા, હવે દાઢ દુઃખવાની શરૂ થઈ, ચેન ના પડતું હોય, ત્યારે કહે, હવે દસ દહાડા સુધી બંધ નહીં થાય તો શું કરીશ. અલ્યા મૂઆ, એ સંયોગ બંધ થઈ ગયા વગર રહે જ નહીં ! આ સંજોગ ભેગો થયો દુઃખવાળો, તે બંધ થયા વગર રહે નહીં. મનમાં થાય કે 'ફરી દુઃખશે ?' પણ હમણે થોડીવારમાં બંધ થઈ ગયો હોય. પણ તું એવો ભય ના કરીશ કે દસ દહાડા રહેશે તો શું થશે? કોઈ રહેવા આવશે કંઈ ? કોઈ રહેવા આવે ખરું ? તમારી જીંદગીમાં કોઈ ફેરો અનુભવ થયેલો તમને ! રહેવા આવે એનો અનુભવ થયેલ ? બધું એની મેળે જ જતું રહે છે ને ! કંઈ કહેવું પડે છે ?

**પ્રશ્નકર્તા :** ના. તો ત્યાં સમભાવ રાખવાનો છે !

**દાદાશ્રી :** સ્થિરતા રાખવાની. જ્ઞાન સ્થિરતા આપે, મનુષ્યને આ દુષમકાળમાં સામાન્ય મનુષ્યને તો ન રહે, એ સ્વભાવિક છે, દુષમકાળ છે. એટલે વરીઝ જ નહીં રાખવાની મનમાં, ગમે એટલા સંયોગો ભેગા થાય. તોય એમ ને એમ ઊઠી ઊઠીને જતા રહેશે, બધા ક્યારે જતા રહેશે એ કહેવાય નહીં, તમે જ્ઞાનમાં સ્થિરતા પકડો અને જ્ઞાન હંમેશા સ્થિર જ હોય.

જ્ઞાન અસ્થિર હોય નહીં. જ્ઞાનનો સ્વભાવ જ સ્થિર. બધું ચાલ્યું જશે, ક્યાંનું ક્યાંય ચાલ્યું જશે. જરા મોડું થાય તો તે ઘડીએ તપ કરવાનું, તે ઘડીએ જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપ. મોડું થાય તો શું કરવાનું ? એ જ તપ. એ આંતરિક તપ. આ બાહ્ય તપ નહીં, આંતરિક તપ.

**પ્રશ્નકર્તા :** આવા તપ આવે એ તો સારું ને, દાદા ?

**દાદાશ્રી :** રિયલી આ કેટલાં પુણ્યશાળી છે, આ દુષમકાળના જીવો કે ઘેર બેઠાં તપ મળે છે.

બૈરી કહે છે, 'તમારામાં વેતા જ કંઈ છે !' 'બહુ સારું થયું બા!' વેતા નહીં એવું કંઈ કહે છે ને ! તે વળી આ પાછા ધોલ મારે લોકો, નહીં ? તારામાં બરકત નથી એમ કહે, નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, એ તો બહુ માથાભારે હોય તો કહે.

**દાદાશ્રી :** હા, નહીં તો બીજું કહે, માથાભારે ના હોય તો બીજું શબ્દ, ટોણો તો મારે જ ને ! ત્યારે ટોણાંમાં આવી ગયું ને ! ટોણાં મારે તો ના સમજી જઈએ આપણે કે ધન્ય ભાગ્ય આપણા !

આ બધું, સંજોગ બધા જવાના. એની મહીં હાયવોય કશી કરવી નહીં, જોયા કરવું. હાયવોયથી કર્મ બંધાય અને જોયા કરવાથી કર્મ બંધાય નહીં, છૂટા થઈ જાય. હાયવોય તો આખું જગત કરે જ છે ને ! એ

અણસમજણથી, સમજણ નહીં પડવાથી. આ લોકો કર્મ કરે બિચારા. ભાન નથી એ લોકોને. અને આ તો કોઈને માટે ખરાબ ભાવ ના રહે ને તો આપણી અંદરેય આમ રામરાજ જેવું લાગ્યા કરે, નહીં ?

**પ્રશ્નકર્તા :** હા. લાગેને ! બરોબર છે.

**દાદાશ્રી :** આ વિજ્ઞાન કેટલું સુંદર છે ! કેવી અજાયબી છે ! નહીં તો હિમાલયમાં દોડધામ કરે તોય કશું વળે નહીં ! બૈરાં-છોકરાં છોડીને નાસોને તોય, એકલા પડી રહો તોય કશું વળે નહીં ! અને આ તો બૈરાં-છોકરાં સાથે રોફ માર્યા જ કરોને પછી ! રોફ મારો છો ને !

**પ્રશ્નકર્તા :** મારીએ ને !

**દાદાશ્રી :** આ બધા સંજોગો છે, તે સારો સંજોગ આવે ને ખોટોય આવે. સારો સંજોગ આવે ત્યારે લોકો રોફ મારે અને પછી ખોટો આવે ત્યારે પછી રડાવે. એટલે બધા દુઃખદાયી છે આ. રોફ મારવો તેમાંય મઝા નથી અને આમાંય મઝા નથી. રોફ મારેલો સંજોગ આવે ત્યારે જ પછી પેલો આવે ને !

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** અને રોફ મારેલો મફતમાં જતો રહે છે ! આપણે ટ્રેનમાં બેઠેલા કેવા રોફમાં બેઠેલા હોય, પણ તે તો કંઈ પુસ્તક વાંચતા હોઈએ ને પછી ઊંઘ કરતા હોઈએ. ભોગવટો ના થાય અને ખરાબ આવે તે ઘડીએ ? કાંટા વાગતા હોય અને ચાલવાનું થાય ત્યારે ? એટલે આ સંજોગ માત્ર દુઃખદાયી છે. એટલે સંજોગ બધા દાદા હું તમને સોંપી દઉં છું, વોસરાવી દઉ છું, હું જૂદો ને સંજોગ જૂદા.

સંજોગ-ધંધા બધા સારા ચાલતા હોય, બધા રોફભેર ચાલતા હોય, ત્યારે જ નક્કી કરી રાખવું કે અવળા ફરશે ત્યારે મારે શું કરવું ? કોઈની આગળ લાચારી ના કરવી પડે. એટલું બધું આપણું જ્ઞાન છે ને કે 'હું શુદ્ધાત્મા છું,' બન્યું તે વ્યવસ્થિત. સંજોગો તો બધા જે સવળા હોય તે અવળાય આવે. અવળામાં ડૂબે નહીં અને સવળામાંય ડૂબે નહીં. આ

જગતનો સ્વભાવ કેવો ? રડવાનો ટાઈમ આવે ત્યારે રડવું આવે. પછી હસવાનો ટાઈમ આવે ત્યારે હસે, ચિઢાવાનો ટાઈમ આવે ત્યારે ચિઢાય. કો'કને આપવાનો વખત આવે ત્યારે આપી દે. લેવાનો વખત આવે ત્યારે લઈએ લે. એવો જગતનો સ્વભાવ. આપણે એવું આમાનું કશું ના હોય.

## ભાવ ને સંયોગ : કાર્ય-કારણ સ્વરૂપે

**દાદાશ્રી :** 'તમે સંજોગોના આધીન નથી', એ વાત ચોક્કસ છે ને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને તમે સંજોગોના જાણકાર છો કે આટલા આ ભેગા થયા ને આ ગયા છૂટા થયા.

**પ્રશ્નકર્તા :** સંજોગો જોઈને ભાવ ઊભો થાય છે, એ ભાવ પણ સંયોગ છે ?

**દાદાશ્રી :** હા, બધું સંજોગો જ છે. આ તો આ ભાવ આવે છે, તેય સંજોગો જ છે. એ સંજોગોથી પેલા બધા સંજોગો ભેગા થાય છે. જેટલા શબ્દો નીકળે છે તેય સંજોગ, ભાવ આવે છે તેય સંજોગ, બધું સંજોગ જ છે અને તે પાછા વિયોગી સ્વભાવના છે.

**પ્રશ્નકર્તા :** જેવા સંયોગો ભેગા થાય, એ પ્રમાણે ભાવ થાય કે જેવા ભાવ કર્યા હોય એ પ્રમાણે સંયોગો ભેગા થાય ?

**દાદાશ્રી :** એ બેઉ કાર્ય-કારણ છે.

**પ્રશ્નકર્તા :** કલ્પે એવો થઈ જાય, એ જે ભાવ થયો એ પણ સંયોગ આધીન છે ?

**દાદાશ્રી :** ના, એ સંજોગ આધીન નથી. કલ્પે એવો ભાવ થયો એ સંજોગ આધીન નથી. એ જ્ઞાનના આધીન છે જેવું આજે અનુભવ જ્ઞાન છે, એ અનુભવ જ્ઞાનને આધીન છે એ. એટલે કહ્યું છે કે કલ્પી ના લેશો.

**પ્રશ્નકર્તા :** કલ્પી ના લેવું, એ આપણા હાથમાં છે ?

**દાદાશ્રી :** હા, એ આપણા હાથમાં છે.

## ઊંડે અક્રમમાં ભાવકર્મ જ પ્રથમ

ના ગમતુંય કરવું પડે, તને સમજાય નહીં કે એમ શાથી હશે ? કર્તા કોણ ? શા માટે આ બધું તોફાન ? એ બધું તને ના લાગે ? તમારી ઈચ્છા ના હોય એવું કરવું પડે છે ?

**પ્રશ્નકર્તા :** ઘણીવાર. બધાને થાય. નોકરી ના જવાની ઈચ્છા હોય તોય જવું પડે ને. આજે કહ્યું ને નથી ગમતું છતાં કરવું પડે છે. તો હવે એવું બને ત્યારે એનો કોઈને આધાર જડે નહીં. તો એને નવા કોઝિઝ પડે અને જો એનો આધાર જડી જાય અને આધાર ઓગાળે તો એને કોઝિઝ ના પડે, એવું બને ખરું ?

**દાદાશ્રી :** હવે આધાર તો જડેલો જ છે. મુખ્ય આધાર આ જ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** આપે એકવાર કહેલું કે 'શેષા મે બાહિરાભાવા, સવ્વે સંજોગ લખ્ખણા.' એટલે જ્ઞાનીઓ આ સંજોગ ઉપરથી ભાવને ખોળી કાઢે છે અને એ એમને જડી જાય છે. એટલે પછી એ તો ત્યાં ને ત્યાં જ છેદ ઊડાડી દે છે. હવે ધારો કે અમને એના મૂળ જડે નહીં કે શેના આધારે આ સંજોગ ભેગો થાય છે એ જડે નહીં તો ફરી ફરી અમને એ સંજોગ ભેગો થયા જ કરે ને ?

**દાદાશ્રી :** ના, એવું કશું નહીં. સંજોગો જ્ઞાતા-દ્રષ્ટા જોઈને કાઢે એટલે કશું નહીં. આ તો જ્ઞાનીઓ તાળો મેળવે, કે આવું શા હારુ મને થાય છે ? એમ ને એમ થયું ગપ્પું છે આ. આ કોઈને આવું ના હોય એવું મારે ભાગે આવ્યું છે ? બાહિરાભાવા, સંજોગ લક્ષણ ઊપરથી જુઓને કે આવા લક્ષણવાળા સંજોગ ભેગાં થયા તો સમજણ નથી પડતી ? લોકોનેય શરમ આવે, જાનવરોય શરમાય. એવો સંજોગ ભેગો થયો છે. ત્યારે એને અરેરાટી છૂટે કે ના છૂટે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આવો સંજોગ ઊભો થયો માટે બાહ્યભાવ ખરાબ કર્યા હશે.

**પ્રશ્નકર્તા :** પણ એ કયા ખરાબ ભાવો, ખબર પડે એમને ?

**દાદાશ્રી :** એના સંજોગ ઉપરથી બધું ઓળખાય. ગજવું કાપવાના ભાવ કર્યા હોય કે જે તે રસ્તે પૈસા ભેગા કરવા છે, તો સંજોગ અત્યારે શું આવે, ગજવું કાપવાનો ! જે તે રસ્તે, રસ્તો નક્કી કર્યા સિવાય, કોઈ પણ પ્રકારે વિષય સુખ ભોગવીશું. વિષય એટલે એનો પ્રકાર નક્કી ના કર્યો હોય તો પછી જાત જાતના પ્રકાર આવે !

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાનીઓ એ મૂળ કેવી રીતે છેદે ?

**દાદાશ્રી :** આપણે ભાવોનું મૂળ છેદેલું જ છે ને ! આ અક્રમ માર્ગ એટલે મૂળ ભાવ બંધ. આ તો ક્રમિક માર્ગના જ્ઞાનીઓ માટે છે. પણ સારું લખેલું છે. હલકા માણસનો સંજોગ કેમ થયો ? એ તો મારા હલકા ભાવો હોવા જોઈએ, નહીં તો હલકા માણસનો સંજોગ કેવી રીતે થાય.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ સંજોગ આવ્યો, ઈફેક્ટ આવી એટલે કોઝીઝની ઈફેક્ટ આવી, એટલે પતી ગયું પછી એના છેદ ઊડાડવાનો પ્રશ્ન જ ક્યાં આવ્યો ?

**દાદાશ્રી :** છેદ ઊડાવવા માટે નથી. તાળો મેળવવા માટે કે આવા સંજોગ મને શા માટે આવ્યા છે ? અને ક્રમિક માર્ગમાં એ સમજણ પાડે છે કે 'આ સંજોગ તને ભેગા થયા એ બધું તેં શું કર્યું છે?' ત્યારે કહે, 'બાહિરાભાવ કર્યા છે'. તો કહેશે, 'હવે કેવા બાહ્યભાવ કરું ?' ત્યારે કહે, 'આ બાહ્યભાવ બંધ કરી દેને છાનોમાનો અને બીજા સારા ભાવ કર. ચોરી કરવાના ભાવ થાય તો એના પ્રતિક્રમણ કર અને આ દાન આપવું છે, એવો ભાવ કર.' જ્ઞાન નથી એટલે એવું ગોઠવે.

આ વાત સાધુ-આચાર્યો ના સમજાવી જાણે. અને અહીં આ બધા મોક્ષ ભોગવે છે. આ જોને રોફથી બેઠા છે ને. મોઢા ઉપર દેખાતો ના હોય આનંદ, તો પણ મહીં આનંદ છે. એ વાત નક્કી, અંદર ઠંડક છે, એ વાત સાચી ! નથી લાગતી ઠંડક અંદર ? એમ ? સલામતી, નહીં? સલામત, સબ સલામત !

## છૂટે કર્તાભાવ તો બંધ બાહિરભાવા

**પ્રશ્નકર્તા :** એટલે બાહિરાભાવ બંધ ક્યારે થાય તો પછી ? સંજોગ ઊભો થાય છે એ બહિરભાવને આધારે છે. તો સંજોગો જ ના ભેગા થાય એવો બહિરભાવ બંધ ક્યારે થાય ?

**દાદાશ્રી :** કરી આપ્યો છે મેં બધાને બંધ ! જુઓને તોય કહે છે, ક્યારે બંધ થાય ?

**પ્રશ્નકર્તા :** એટલે આત્માનું ભાન થાય તો જ બંધ થાય ને ?

**દાદાશ્રી :** બંધ કરી આપ્યા મેં તમને ! કોઝિઝ બંધ કર્યા પછી તમારા બંધ થઈ ગયા છે.

**પ્રશ્નકર્તા :** ખરેખર આમ પ્રશ્ન પૂછે કોઈ, તો એનો શું જવાબ હોય? બહિરભાવ બંધ કેવી રીતે થાય ? સ્વભાવ જાણે તો બહિરભાવ બંધ થાય ?

**દાદાશ્રી :** કર્તાભાવ છૂટી જાય ત્યારે બાહિરાભાવો બંધ થાય !

## સંયોગ એ પરિણામ ને જ્ઞેય એ સ્વભાવિક

**પ્રશ્નકર્તા :** સંયોગને આધારે જ જ્ઞેય છે કે ?

**દાદાશ્રી :** ના, સંયોગ એ જ જ્ઞેય છે. પણ આ સંજોગોથી દુઃખ ઊભું થયું છે. બાકી દુઃખ આત્માને હોય જ કેમ ? જ્ઞેયથી દુઃખ નથી, સંજોગથી દુઃખ છે.

સંજોગ અને જ્ઞેયમાં ફેર એટલો જ છે કે સંજોગ દુઃખદાયી લાગે છે ને જ્ઞેય દુઃખદાયી નથી.

સંજોગ એ બાહ્યભાવનું ફળ છે તેથી કડવું કે મીઠું હોય ને જ્ઞેયને કશું નથી. જ્ઞેય આધીન ભાવ નથી, સ્વભાવિક છે. સંયોગ એ પરિણામ છે, કરેલાનું એ પરિણામ છે ને જ્ઞેય સ્વભાવિક છે

અમે તમને એ કહીએ છીએ કે સંજોગ માત્ર જ્ઞેય છે. કડવો-મીઠો સંજોગ આવે તેને જ્ઞેય તરીકે જોયા કરો તેથી કડવો-મીઠો નહીં લાગે. એટલે પેલાનો રસ તમને અસર કરશે નહીં. માટે જ્ઞેય તરીકે જોયા કરો. ગાળો દીધી કોઈ પણ માણસે. એ ગાળ દીધી એ સંજોગ કહેવાય. કે 'ચંદુભાઈએ મારું આ બધું બગાડયું, આ નુકસાન કર્યું.' હવે એ શબ્દ સંજોગ તમને થયો. તો પછી તમે વિચાર કરો કે આ સંજોગ મને કેમ ભેગો થયો ? ત્યારે કહે છે બાહિરાભાવના આધારે, એટલે બાહ્ય ભાવ જે કરેલો કે આ ભાઈ આવો છે ને તેમ છે ને એમ તેમ કર્યા. એટલે એ બાહિરાભાવનું ફળ પાછું સંજોગ ઊભો થયો. હવે તે ઘડીએ અમે શું કહીએ છીએ કે સંજોગ માત્ર જ્ઞેય સ્વરૂપ છે. તો જો તમે જ્ઞેય તરીકે જુઓ તો પેલાની અસર ધોવાઈ જાય બાહીરાભાવની. અને જો તમે એમ જ જુઓ કે આ ભાઈએ મને કહ્યું તો તમે તન્મયાકાર થયા !

**પ્રશ્નકર્તા :** હા, તો એ સંજોગને જ્ઞેય તરીકે જ જોવો.

**દાદાશ્રી :** અને ખરેખર જ્ઞેય છે. પણ કોઈ માણસ એમ કહે કે સંજોગ અને જ્ઞેય એક જ છે ? તો તે ના કહેવાય અને આમ કહેવું પડે કે એક છે, કારણ કે એનું સ્થિર થવા માટે. પણ કાયદેસર નથી ને ! મૂળ ભાષામાં તો કહેવું પડે કે જ્ઞેય છે તે વીતરાગભાવથી છે અને સંયોગ રાગ ભાવથી છે. સંયોગ કર્મના ઉદયના પરિણામથી છે. એટલે મૂળ સંયોગ એટલે આ સંયોગ ભાવ છે.

આપણે એની જોડે કંઈ પણ રાગ કે દ્વેષ કર્યો છે. તેનું પરિણામ છે અને જ્ઞેયમાં, જ્ઞેય સ્વભાવિક હોય.

આ અરિસો જો જીવતો હોય ને તે બધું જ્ઞેય તરીકે દેખાય એમાં.

**પ્રશ્નકર્તા :** હા, એ બધાને જુએ જ્ઞેય તરીકે.

**દાદાશ્રી :** એવી રીતે એ આત્મા પોતે જુએ છે, જ્ઞેય તરીકે જુએ છે. ફક્ત આ જીવતો નથી અને આ જીવતો છે એટલું જ ફેર છે.

**પ્રશ્નકર્તા :** આ ચેતન છે અને પેલો જડ છે એટલું જ.

**દાદાશ્રી :** આ જેમ એના સંજોગો અંદર ઝળકે છે એવી રીતે પેલા સંજોગ અંદર ઝળકે છે, બહાર દેખાતા નથી.

**પ્રશ્નકર્તા :** હા, અરિસાને દર્શન તો છે, પણ જ્ઞાન નથી. એનો એક ગુણધર્મ છે કે એમાં દર્શન છે ને !

**દાદાશ્રી :** દર્શન એટલે ?

**પ્રશ્નકર્તા :** એ પોતે નથી કરી શકતો.

**દાદાશ્રી :** ના, દર્શન એટલે પ્રતિતિ. એ પ્રતિતિ હોય નહીં. જીવતો નહીં ને ! જીવતા વગર દર્શન હોય નહીં, પ્રતિતિ હોય નહીં, પણ આ તો એક આ દાખલો. ને જો બધાય દેખાઈએ છીએને આપણે બધાં ! છે એને કશું લેવાદેવા ? એ જેટલા બધા સામા ઊભા રહો તે બધું દેખાય.

**પ્રશ્નકર્તા :** એ વીતરાગ જ છે.

**દાદાશ્રી :** વીતરાગ જ છે, તેવો આત્મા સંજોગોને જોયા કરે છે, જાણ્યા કરે છે.

❖❖❖❖❖

# (૪)
# વ્યવસ્થિતની વિશેષ વિગત...

## એક અવતારી અક્રમ જ્ઞાન

આપણે અહીં 'કરવાનો' માર્ગ જ નથી.

**પ્રશ્નકર્તા :** તો આ શું કરીએ છીએ !

**દાદાશ્રી :** આ તો ડિસ્ચાર્જ થાય છે.

**પ્રશ્નકર્તા :** હા, પણ આ જ કર્યું કહેવાયને, બીજું શું ?

**દાદાશ્રી :** ના, એ કર્યું ના કહેવાય. અહીં ભ્રાંતિરહિત વાત છે બધી. સંપૂર્ણ ભ્રાંતિરહિત. કરવાનું નથી એટલે ભ્રાંતિ ગઈ. જ્યાં સુધી કરવાનું છે ત્યાં સુધી બધી ભ્રાંતિ છે.

**પ્રશ્નકર્તા :** પણ પૂર્ણ ના થાય ત્યાં સુધી કર્તાભાવ રહેવાનો છે, અહમ્ રહેવાનો છે, થોડો ઘણો ?

**દાદાશ્રી :** કર્તાભાવ રહે તો તો અહીં આગળ દાદાનું તો અક્રમ વિજ્ઞાન એ સમજ્યો નથી, એક અક્ષરેય.

ઉપાધિ જતી રહી એટલે કર્તાભાવ ગયો. કર્તાભાવ જાય એટલે સંપૂર્ણ દશા થઈ ગઈ. ફક્ત ડિસ્ચાર્જ એકલું રહ્યું. કારણ કે આ લોકોને રસ્તે જતાં આ જ્ઞાન મળ્યું, એટલે જાત જાતનું ડિસ્ચાર્જ, આમને જુદી જાતનું હોય, આમને જુદી જાતનું હોય, આમને જુદી જાતનું હોય. એ ડિસ્ચાર્જ જુદું જુદું રહ્યું ફક્ત. કર્તાભાવ ઊડી જાય એવો જ માર્ગ છે આ. સંપૂર્ણ હંડ્રેડ પરસેન્ટ કર્તાભાવ ઊડી જાય છે. નહીં તો માણસને શાંતિ રહે નહીં !

કોઈને અહંકારી ગુણ તો એટલો બધો હોય કે ડિસ્ચાર્જ થતી વખતે આમ દેખાય હઉ, બધાંય કહે કે આ કેટલો અહંકાર કરે છે, તોય પણ એ નથી કરતો.

**પ્રશ્નકર્તા :** આપણાથી સૂક્ષ્મ અહંકાર તો થઈ જ જાય છે ને ?

**દાદાશ્રી :** ના, એ સૂક્ષ્મ અહંકાર નથી. એ અહંકાર કેવો છે ? નિર્જીવ અહંકાર છે. એટલે બીજ નાખે નહીં અને કામ કરે. સંસારનું કામ કરવા માટે અહંકાર તો જોઈએ જ. પણ બીજ નાખે નહીં. એ તો લાગે એવું !

**પ્રશ્નકર્તા :** અંદર ભાવ પણ અહંકારનો રહે છે, જેવું બોલીએ છીએ એવો.

**દાદાશ્રી :** ના, એ રહે છે તે જીવતો અહંકાર નથી. પોતાને એટલું જ જો સમજણ પડે ને, તો કામ નીકળી જાય. હું તો તમને એટલું પૂછું કે 'તમે શુદ્ધાત્મા છો કે ચંદુભાઈ છો ?' ત્યારે કહે, 'હું શુદ્ધાત્મા છું', તો પછી મારે વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** ગયા જન્મનું જે લઈ આવેલાં, એ તો બધું ડિસ્ચાર્જ થઈ જાય. નવું બંધાય નહીં. એટલે વધારેમાં વધારે એક અવતાર રહે.

**દાદાશ્રી :** આ તો એક અવતારી જ છે. જ્ઞાન જ એક અવતારી છે ને. એક અવતારેય શેને લીધે ? અમે તમને આજ્ઞા આપીએ છીએ તે આજ્ઞા પ્રમાણે કરો છો. આજ્ઞા પાળો છો, એમાં કર્તાભાવ છે. એનું પુણ્યફળ મળે છે અને પુણ્યફળ ભોગવવા જવું પડે. એટલે એક અવતાર છે.

**પ્રશ્નકર્તા :** આજ્ઞા પાળે તોય દુઃખ, ને ન પાળે તોય દુઃખ.

**દાદાશ્રી :** પાળે તો દુઃખ નથી, પાળે તો ફાયદો. ના પાળે તો ભય, જોખમ ? બે-ત્રણ અવતાર વધારે થાય.

## જ્ઞાનાગ્નિથી ભસ્મીભૂત પ્રકૃતિ

**પ્રશ્નકર્તા :** આ જે ટેપ ઉતરી તે બેધ્યાનપણું ખરુંને, તો ચાર્જ કહેવાય ને ?

**દાદાશ્રી :** કર્તાપદ છે કે 'હું આ કરું છું'. એટલે કર્તા નથી પોતે, છતાં કર્તાનો આરોપ કરે છે, માટે એ ચાર્જ થાય છે. નહીં તો ચાર્જ ના થાય.

ફિલ્મો તો પડ્યા કરે, ફિલ્મોની કંઈ કિંમત નથી એટલી બધી. ચાર્જ થાય એટલે ફિલ્મો ભોગવવી જ પડે અને પેલી તો ફિલ્મો ભોગવાય નહીં ને એમ ને એમ પડી રહે.

**પ્રશ્નકર્તા :** અને મહત્વની ના હોયને !

**દાદાશ્રી :** હા. આપણે આ જે ડિસ્ચાર્જ થાય છેને, એ ચાર્જ થયેલું છે.

**પ્રશ્નકર્તા :** એ ડિસ્ચાર્જ સ્વભાવિક રીતે થતું જ હોય છે, તેમાં સહેજ પણ ડખલ કરવા ગયો કે ચાર્જ થાય.

**દાદાશ્રી :** ના. ચાર્જ ક્યારે થાય ? 'હું કર્તા છું' થાય તો જ ચાર્જ.

**પ્રશ્નકર્તા :** હા, તે એ ડખલ કરી, એટલે હું કર્તા થયોને ?

**દાદાશ્રી :** ના. ડખલ તે એમ ને એમ અણસમજણથી કરે, અણસમજણ એટલે વાત ના સમજણ પડે તો. પણ 'કર્તા છું' ભાન ના હોયને ! એટલે આ તો ફક્ત એને સુખ ના આવે.

**પ્રશ્નકર્તા :** નિર્જરા થતી હોય તે વખતે જો ડહાપણ કરવા જાય તો સુખ આવરાય ?

**દાદાશ્રી :** તે કરે છેને ડહાપણ. ડહાપણ કરે છે એટલે બધાને સુખ આવતું બંધ થઈ જાય. જે સુખ આવવું જોઈએ એ ના આવે.

**પ્રશ્નકર્તા :** એટલે સુખ રોક્યું ?

**દાદાશ્રી :** સુખ રોકાઈ જાય. બાકી ચાર્જ તો 'હું કરું છું' તો જ થાય. નહીં તો તો ચાર્જ ના થાય. હવે તમને 'હું કરું છું' નથીને ? તો પછી ચાર્જ નહીં થવાનું !

**પ્રશ્નકર્તા :** હવે પ્રકૃતિ જે એનું કામ કર્યા કરે છે, તે કયું કામ? ગલન થવાનું ને ?

**દાદાશ્રી :** હા, ગલનનું.

**પ્રશ્નકર્તા :** ગલનનું જ કામ. અને એ જો ગલન થયા કરતું હોય એની અંદર જો ડખોડખલ ના કરીએ તો પ્રકૃતિ એની મેળે બધી વિસર્જન થઈ જાય છે.

**દાદાશ્રી :** એ ડખોડખલ ના હોય તો ! અને પુરણ થાય તો પછી ઠેઠ સુધી ચાલ્યા કરે. એટલે આપણે કઈ જાતની પ્રકૃતિ ઓછી થઈ જાય છે આ? કો'કને એમ લાગે છે કે પ્રકૃતિ હવે ઓછી થઈ ગઈ દાદાની જોડે રહેવાથી. પણ પેલું પુરણ થતી હતી ને તે બંધ થઈ ગઈ. ગલન તો છોડે નહીં ને ?

એની પ્રકૃતિનો અમુક ભાગ તો અમે ભસ્મિભૂત કરી નાખીએ, પાણી અને વરાળરૂપે જે ભાગ છે તે. અને જે સન્મુખ થયા હતા ફળ આપવા માટે, જે બરફરૂપે હતા તે આ એકલા રહ્યા. નહીં તો પ્રકૃતિ ઉત્પન્ન ના થાય ને ! આ જ્ઞાન આપીએ છીએ તે ઘડીએ બધો ફેરફાર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** તો પછી આપ જે કહો છો તેનું એવી રીતે સમજાય છે કે આપે જે જ્ઞાન આપ્યું, એ જ્ઞાન આપ્યા પછીથી હવે કશું જ કરવાનું નથી, માત્ર પ્રકૃતિ જે હવે ગળ્યા કરે છે તે 'જોયા' કરો.

**દાદાશ્રી :** 'જોયા' કરો. પણ તે હવે કશું કરવાનું નથી, છતાં

પ્રકૃતિના ભાગ જુદી જુદી જાતના હોય. પ્રકૃતિ એતો આ નળ હોય પાણીનો નળ, અરધા ઈંચનો પાઈપ હોય તો આંગળી ધરીએ તો જીરવી શકે. પણ કોઈના કર્મ વધારે હોય તો દોઢ ઈંચનો હોય તો આંગળી ખસી જાય, ખસી જાય એટલે પ્રકૃતિ ખપી ના કહેવાય. પ્રકૃતિ ઊભી રહી અને એ ટાઈમ ગયો એટલે ફરી ખપાવવી રહી.

**પ્રશ્નકર્તા :** પણ આપ જે જ્ઞાન આપો છો તે વખતે જે આ લક્ષ બેસાડી દો છો. એ લક્ષ બેસાડી દીધા પછીથી તો માત્ર પ્રકૃતિ જ રહી ને!

**દાદાશ્રી :** હા. બીજું કશું જ રહ્યું નથી.

**પ્રશ્નકર્તા :** હવે જે પ્રકૃતિ રહી એ પ્રકૃતિનો સ્વભાવ જ એવો છે કે સહજપણે એ ગળ્યા કરે છે.

**દાદાશ્રી :** બસ, હવે એ વહ્યા જ કરે છે.

**પ્રશ્નકર્તા :** ત્યારે હવે આપ આધાર અમને જે આપો છો તે પાંચ આજ્ઞાનો આધાર આપો છો.

**દાદાશ્રી :** પાંચ આજ્ઞાનો આધાર એટલા માટે આપીએ છીએ કે તમારે હવે બહારની અસરો ન થાય. એટલે પ્રોટેક્શન છે એ !

**પ્રશ્નકર્તા :** એટલે અંદરથી તો કોઈ હવે અડચણ કરનારું રહ્યું જ નથી.

**દાદાશ્રી :** હા. કોઈ રહ્યું જ નથી.

**પ્રશ્નકર્તા :** અને આ બહારની અડચણો જે ન થાય તેને માટે...

**દાદાશ્રી :** બહાર કલીયરન્સ રહે એટલા માટે પાંચ આજ્ઞા છે. કારણ કે બહાર આખું જગત જ્યાં જુઓ ત્યા કુસંગ હશે. એટલે કુસંગની અસર ઝેર, પોઈઝન ન થાય, એટલા માટે આ પાંચ આજ્ઞા છે.

એટલે ડિસ્ચાર્જ એની મેળે ચાલ્યા કરે. આ તો ચલાવા જાય, પછી એના માલિક થાય, ને માલિક થયા એટલે માર ખાવ. આપણે ગાડીમાં

બેસીએ છીએ, પછી એની મહીં સૂઈ ગયા, એ કંઈ તપાસ કરે છે કે નીચે કેટલાં ચકરડાં ચાલે છે ? કેટલી સ્પ્રીંગો ખચાક ખચાક કર્યા કરે છે ? ભઈ સૂઈ ગયા છે નિરાંતે, લે ! એવી રીતે આ ડિસ્ચાર્જ છે. આ ડિસ્ચાર્જ છે તે એની મેળે ચાલ્યા જ કરશે. સૂઈ જાય તોય ચાલ્યા કરે. તો જાગતો રહે તો, 'કેવી રીતે ચાલે ?' એનો ડખો કર્યા કરે ! નહીં તો ગાડીમાં સૂઈ જાય તો નીચે કેટલા ચકરડાં ચકર ચકર ચાલ્યા કરે એની ખબરેય છે ? રાતે એ તો નિરાંતે ઊંઘી જાય છે બસ !

આમાં અમે જે જે કરીએ ને, તેમાં અમારું કર્તાપણું ના હોય પાછું, એ પૂર્વથી લઈને આવેલા એવું એટલે અમારું ડિસ્ચાર્જ જ આ બધું કર્યા કરે. કર્તાભાવ હોય તો ડહાપણ કરું અત્યારે કે મેં કર્યું આ. અમારું કર્તાપણું ના હોય. ડિસ્ચાર્જ જ એવું લઈને આવેલા કે બધું આમ ચાલ્યા કરે ને ઓછું થયા કરે.

## અનંત અવતારનું ઉપાદાન...

**પ્રશ્નકર્તા :** આ જીવનનું વહન છે, જીવન જેમ ચાલી રહ્યું છે આપણું, એ ડિસ્ચાર્જ ભાવ છે, એ બરોબર છે, પહેલાનું પરિણામ છે. તો હવે એની અંદર સૂઝ જે છે એ શું કામ કરે છે ?

**દાદાશ્રી :** અટકોને ત્યારે સૂઝ પડે તો કામ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ જીવનને ઊંચું લઈ જવામાં કે જીવનને નીચું લઈ જવામાં...

**દાદાશ્રી :** ઊંચે કે નીચે લઈ જવામાં સૂઝ, એ બેઉ જગ્યાએ કામ લાગે છે.

**પ્રશ્નકર્તા :** બન્નેમાં કામ કરે ખરી ?

**દાદાશ્રી :** અજવાળું છેને એક જાતનું ! એ તો પછી માણસ ગૂંચાય ને, એટલે પછી આમ કરીને બેસી રહે થોડીવાર. પછી એને સૂઝ પડી જાય તે ઘડીએ, ત્યારે કામ ચાલુ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે આ જીવનનો જે પ્રવાહ છે આખો, એ કમ્પ્લીટ ડિસ્ચાર્જ નથી, એમાં આ સૂઝનો પણ ભાગ ખરો, એવું કહી શકાય ને?

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ કમ્પ્લીટ હોઈ શકે નહીં ને ? આ તો આપણે જ્ઞાન લીધા પછી ડિસ્ચાર્જ કહ્યું છે. બાકી બીજા લોકોને કમ્પ્લીટ ડિસ્ચાર્જ નથી. અહંકાર જીવતો છે ત્યાં સુધી ડિસ્ચાર્જ કહી શકે નહીં ! જ્ઞાન લીધા પછી એનું જીવન કમ્પ્લીટ ડિસ્ચાર્જ છે. તેથી અમે વ્યવસ્થિત કહીએ છીએ ને !

**પ્રશ્નકર્તા :** તો કમ્પ્લીટ ડિસ્ચાર્જ જો હોય, તો એ સૂઝ ત્યાં એ શું ભાગ ભજવે છે ?

**દાદાશ્રી :** સૂઝ તો હેલ્પફૂલ છે, સૂઝ તો ચાર્જ હોય કે ડિસ્ચાર્જ હોય, બેઉ જગ્યાએ હેલ્પ જ કરે છે. બીજું કશું નહીં કરતી. સૂઝ એટલે આગળના અનુભવોનો સ્ટોક !

**પ્રશ્નકર્તા :** એટલે જ્યાં અટક્યું ત્યાં સૂઝથી એ પછી આગળ ચાલે.

**દાદાશ્રી :** એ તો ભાગ ભજવે જ ને ! એ તો એનો પાર્ટ ભજવ્યા જ કરે. સૂઝ એટલે આગળના અનુભવ થયેલા. અનુભવ રસ સાથે. એટલે અટકે ત્યાં આગળ તરત સૂઝ પડી જાય.

એ તો આપણી પાસે જે હથિયાર હોય ને, વખતે બુદ્ધિ હોય ને, તે વપરાયા કરે, મન હોય તે વપરાયા કરે, હવે એવી આ સૂઝ વપરાયા કરે, બસ.

**પ્રશ્નકર્તા :** હવે સૂઝ વપરાઈ, અને પરિણામ સારું આવ્યું.

**દાદાશ્રી :** એ તો બુદ્ધિ વપરાય તોય પરિણામ સારું આવે. પણ એ બધું જે એડજસ્ટમેન્ટ છે ને એની હઉ જોડે જોડે આ મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર બધા છેને, એના જેવું સૂઝ સ્વતંત્ર છે.

**પ્રશ્નકર્તા :** એ બરોબર છે, એક જાતની સૂઝ છે, પણ એનાથી જે પરિણામ આવે છે તે ડિસ્ચાર્જ છે. તો સૂઝ પણ એક ડિસ્ચાર્જ ભાવ જ થયો ને ?

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ શબ્દ શું કહે છે કે જે ચાર્જ થયેલું તે ડિસ્ચાર્જ થાય છે અને સૂઝ એવી વસ્તુ નથી કે ચાર્જ કરેલી ડિસ્ચાર્જ થાય છે. એ ડિસ્ચાર્જ થતી નથી.

**પ્રશ્નકર્તા :** પણ એને એપ્લાય કરવાથી અને પછી જે પરિણામ આવ્યું એ સમજો કે સારું આવ્યું કે ખરાબ આવ્યું, પણ એ સૂઝના કારણે આવ્યું અને એ વળી પાછું ડિસ્ચાર્જ છે, એ મેળ કેવી રીતે ખાય છે ? સૂઝના કારણે આવ્યું અને પાછું કહીએ કે આગળનાં ઉદયને હિસાબે આવ્યું, એ કેવી રીતે મેળ ખાય છે ?

**દાદાશ્રી :** સારી બુદ્ધિને કારણે કામ સારું થાય, ખરાબ બુદ્ધિથી ખરાબ થાય, તોય બધું વ્યવસ્થિત છે. તે મહીં બુદ્ધિય વ્યવસ્થિત છે. અને આય બધું વ્યવસ્થિત છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ તો પછી સૂઝ જે છે એ વ્યવસ્થિત જ થઈ ?

**દાદાશ્રી :** સૂઝ વ્યવસ્થિત નથી, વ્યવસ્થિત કોને કહેવાય ? વ્યવસ્થિત એ પોતે ચાર્જ થયેલું ડિસ્ચાર્જ થાય, એને વ્યવસ્થિત કહીએ છીએ આપણે. આ ડિસ્ચાર્જ થતું નથી. આ તો બધુંય ખેડીને પછી આગળ એનું એ જ રહે છે. સૂઝ આખે આખી રહે છે. એમાં કોઈ ભાગ તૂટતો નથી.

એટલે આ સૂઝને કશું ફેરફાર થાય જ નહીં. આ તો સૂઝ પોતે છે તે એને પોતાને કશું થાય નહીં. આ આને જો ઉપાદાનમાં લઈ જઈએ ને, તો ઉપાદાનમાં ગણાય. અને ડિસ્ચાર્જ શબ્દ કોને કહેવાય કે, આ વીંટ્યું એને પાછું ઉકેલીએ, એનું નામ ડિસ્ચાર્જ અને આ ઉકેલાવું કે વીંટવાનું નથી. આ તો સ્ટોક જ છે એક જાતનો.

**પ્રશ્નકર્તા :** એ તો બરોબર, હું 'સૂઝ શું છે' એ સમજવા નથી માંગતો, હું તો સૂઝના કારણે જે પરિણામ આવે છે.....

**દાદાશ્રી :** એ વ્યવસ્થિત.

**પ્રશ્નકર્તા :** એ વ્યવસ્થિત. તો પછી સૂઝના કારણે પણ આમ આવ્યું અને આપણે એ સૂઝને વ્યવસ્થિત કહીએ તો એ કહેવાય ?

**દાદાશ્રી :** નહીં, સૂઝને વ્યવસ્થિત ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો પછી એ કેવી રીતે એનું એડજસ્ટમેન્ટ લેવું, સૂઝનું ? એક સૂઝ આપણે એપ્લાય કરી, અને કંઈક પરિણામ આવ્યું એટલે આપણે એને વ્યવસ્થિત કહીએ છીએ તો પછી સૂઝેય વ્યવસ્થિત થઈને ?!

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** આવી સૂઝ આવવી એ પણ વ્યવસ્થિત થઈ જ ને ! એ સૂઝ આવવી એ વખતે, તો એ એનો અર્થ શું ?

**દાદાશ્રી :** એ વ્યવસ્થિત કહેવું હોય તો કહેવાય. પણ ડિસ્ચાર્જ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** હા, તો સૂઝ એ વ્યવસ્થિતનો ભાગ ખરો ?

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ ના કહેવાય. વ્યવસ્થિત કહેવું હોય તો કહેવાય.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત કહો તો જ એનો ઉકેલ આવે, નહીં તો એ સમજમાં એડજસ્ટ થતું નથી.

**દાદાશ્રી :** ના, એનો વાંધો નહીં, એ તમારે વ્યવસ્થિત કહો તો વાંધો નથી અને આ સૂઝને બહાર રાખો તોય વાંધો નથી. સૂઝ એક એવું હથિયાર છે કે નિરંતર સ્વતંત્ર છે અને આ બુદ્ધિથી સારું-ખોટું થાય, તો બુદ્ધિ એનું નિમિત્ત થઈ એટલે એને વ્યવસ્થિત કહેવાયને એ ડિસ્ચાર્જ કહેવાય. બુદ્ધિ, ડિસ્ચાર્જ થતી બુદ્ધિ કહેવાય. આ સૂઝમાં ડિસ્ચાર્જ શબ્દ નથી લાગુ પડતો. આ તો ઉપાદાન છે, સૂઝ ઊંચીય થઈ જાય એવી વસ્તુ છે. અનંત અવતારનું ઉપાદાન છે એ તો !

**પ્રશ્નકર્તા :** ઉપાદાન જ છે, ઉપાદાન ખરું. પણ જીવનના પ્રવાહ, જીવન જેમ ચાલી રહ્યું છે, એમાં એ ઉપાદાનનો ઉપયોગ થાય છે ને ?

**દાદાશ્રી :** એ તો નિરંતર ઉપયોગ થયા જ કરવાનો, પણ એ છે તો એને કોઈ રસ્તે ડિસ્ચાર્જ નથી, એવું કહેવાય.

**પ્રશ્નકર્તા :** હું નથી કહેતો કે એને ડિસ્ચાર્જ કહો. મારે સમજવું

છે કે આ જે થઈ રહ્યું છે બધું, એને આપણે ડિસ્ચાર્જ કહીએ છીએ, એ પણ એટલી જ સાચી વાત છે. પણ એની અંદર ઉપાદાન એમાં ભાગ ભજવે છે એ વાત સાચી ?

**દાદાશ્રી :** એ છે જ. એ છે તો આ બધું છે. એને તો આપણે મુખ્ય જ વસ્તુ ગણેલી છે.

**પ્રશ્નકર્તા :** હવે જો ઉપાદાન ભાગ ભજવતું હોય, તો પછી આગળનું જે ચાર્જ છે, એનું આ પરિણામ આવ્યું, એમ કેમ કહી શકાય ?

**દાદાશ્રી :** ઉપાદાન તો એવું છે ને, વ્યવસ્થિત તો, આમથી ગાડી આવી, બીજી આમથી ગાડી આવીને આમ અથડાઈ, તેમાં આ સૂર્યનારાયણે શું કર્યું ? એવું ઉપાદાન છે. એની હાજરી છે વસ્તુની, એ સૂર્યની હાજરી એ તટસ્થ વસ્તુ છે. એટલે આમ લેવાદેવા નહીં ને ! બીજી અથડાઈ, તેમાં સૂર્યનારાયણ ને શું લેવાદેવા ? આ અજવાળાએ એને હેલ્પ કરી, પણ સૂર્યનારાયણને શું લેવાદેવા ? અજવાળું ભલે હેલ્પ કરતું ? એટલે એને ગણતરીમાં જ ગણવાનું નહીં. એને આમેય ગણતરીની જરૂર જ નહીં.

અને એ ઉપાદાન છે તે નિમિત્તને આધીન જ હોય. નિમિત્ત પ્રમાણે વેશ ભજવ્યા જ કરે. નિમિત્ત પ્રમાણે ભાગ ભજવ્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** આ મને સૂઝની વાત જરા બરોબર સમજવી હતી, એટલા માટે હું પૂછું છું.

**દાદાશ્રી :** આમાં શું સમજવાનું છે, કહો ? સૂઝ એ સૂર્યનારાયણ જેવી કાયમની વસ્તુ છે !

**પ્રશ્નકર્તા :** હા, પણ સૂઝ આપણા જીવનની અંદર કેવો ભાગ ભજવે છે એ જરા સમજવું છે ?

**દાદાશ્રી :** આ સૂર્યનારાયણ શું ભાગ ભજવે છે ? વાદળું આવ્યું તો જરા ઓછું અજવાળું થાય અને વાદળે વાદળાં હોય તો અંધારું થઈ જાય. એમાં સૂર્યને શું હેલ્પ કરે છે ?

ના સમજાતું હોય તો ફરી ફરી બોલોને ! પણ આ પ્રશ્ન પછી કાઢી નાખો. ઉપયોગ આત્મામાં રાખવાનો છે.

**પ્રશ્નકર્તા :** હા, એ પ્રશ્ન કાઢી જ નાખવો જોઈએ.

**દાદાશ્રી :** અને છેવટે ના ફીટ થાય તો આ મૂકી દીધું આમ, આવા એક-બે નહીં, આવા તો બધા, અટકી જવાના તો લાખો પ્રશ્નો છે !

**પ્રશ્નકર્તા :** આપે એક સરસ મૌલિક વાત કીધેલી કે તાવ આવ્યો અને ટપ થઈને મરી ગયા. લાંબુ કરવાનું નહીં !

**દાદાશ્રી :** હા, બસ એનો ઉકેલ આવે. અત્યારે તો આત્મા-આત્મા કરવાનો સરસ ટાઈમ મળ્યો છે !

આ સૂર્યનારાયણ જેવું છે આમાં, એવી સૂઝ એ તટસ્થ વસ્તુ છે. જો વાદળા બહુ ઘનઘોર આવ્યા હોય, તો આપણું કામ બરોબર જેવું જોઈએ એવું થાય નહીં અને જો ચોખ્ખું હોય તો થાય. એટલે એ સૂઝને કશું લેવાદેવા નથી. એ તો એની મેળે એની જગ્યાએ છે. એટલે આ એનું જે અજવાળું છે, એ કામ કર્યા કરે. ઓછું અજવાળું હોય ત્યારે ઓછું કામ થાય. વધારે અજવાળું હોય તો વધારે કામ થાય એટલે આને આની જોડે ગ્રંથીમાં નથી, એ કંઈ સંકલનામાં નથી. આ સંકલનામાં એ આવતી નથી. આ સંકલનાનાં ભાગને જ આપણે વ્યવસ્થિત કહીએ છીએ. આ સૂઝ તો છેટે રહીને કામ કરે છે, પણ એ કર્તા નથી.

**પ્રશ્નકર્તા :** એ કર્તા નથી, તો કોણ કરે છે ?

**દાદાશ્રી :** આ સૂર્યનારાયણ છે તો આ અજવાળાથી લોકો કામ કરે છે, તેમાં સૂર્યનારાયણ શું કરે ?

**પ્રશ્નકર્તા :** હા, એ કર્તા નથી.

**દાદાશ્રી :** એની હાજરીથી કામ થયા કરે છે. પ્રશ્ન ફરી યાદ આવશે હવે ? સમાધાન થયું.

**પ્રશ્નકર્તા :** હવે એડજસ્ટમેન્ટ થઈ જશે.

**દાદાશ્રી :** ના, એવું ખોટું એડજસ્ટમેન્ટ નહીં કરવાનું. સમજીને કરી

નાખો, નહીં તો પછી બાજુએ મૂકી દેવાનું, અમારા જેવું ક્ષત્રિય થઈ જવાનું. એક બાજુ આત્મા સિવાય બીજી વાતને મારે શું કરવી છે? આ દરિયામાં નાખી દીધું !

**પ્રશ્નકર્તા :** બાજુએ મૂકવાનો સ્વભાવ નથી. એ તો એડજસ્ટ થઈ જશે. એડજસ્ટમેન્ટ આવી જશે બરાબર.

**દાદાશ્રી :** આ સૂર્યનારાયણ જેમ ઊગે ને સૂર્ય જેમ તટસ્થ છે ને, એવું એ સૂઝથી તટસ્થ રીતે કામ થઈ રહ્યું છે. એ સૂઝને નથી કશું. આ સૂઝ પાડવી, અજવાળું કરવું કે અંધારું કરવું, એવું છે નહીં. પોતે આમ સ્થિરતા કરે એટલે નિયમથી એને સૂઝ પડી જ જાય. પછી ઊંધે રસ્તે જનારાનેય પડે અને છતે રસ્તે જનારનેય, પણ બેઉનું તે વખતે અટકે નહીં, સૂઝ પડી જ જાય. એટલે અટક્યો હોય માણસ, હવે આગળ જવાનો રસ્તો જડતો નથી, તે ઘડીએ આમ કર્યું. તે ઘડીએ સૂઝ પડી જાય. પછી ઊંધે રસ્તે પણ જાય, અને છતે રસ્તેય જાય. જેને જે રસ્તે જવું હોય એ રસ્તે જાય. એ ઉદયાધીન છે.

**પ્રશ્નકર્તા :** પાછો વ્યવસ્થિતનો જ ભાગ થયો ને એ !

**દાદાશ્રી :** ગયો એ વ્યવસ્થિતને આધીન એ ગયો. પણ તેમાં પેલી સૂઝ જે છે એ તટસ્થ વસ્તુ છે. તેને કશું લેવાદેવા નથી !

**પ્રશ્નકર્તા :** એને કોઈ બાજુ લેવાદેવા નથી. હવે સમજાયું. બરોબર છે !

## જુદો કર્તા ચાર્જ, ડિસ્ચાર્જ સમે

**પ્રશ્નકર્તા :** આપ્તસૂત્રનું એક વાક્ય છે. ''ચાર્જ વખતે કર્તા જુદો છે અને ડિસ્ચાર્જ વખતે કર્તા જુદો છે.''

**દાદાશ્રી :** ચાર્જ વખતે કર્તા જુદો હોય. ચાર્જ વખતે કર્તા તન્મયાકાર હોય. 'હું કરું છું' એ ભાન હોયને તો ચાર્જ કહેવાય. તે વખતે કર્તા હોય જ. અજ્ઞાનીઓને ચાર્જ અને ડિસ્ચાર્જ બન્ને વખતે કર્તા હોય જ. અને જ્ઞાન આપણું લીધેલું હોય તેને ડિસ્ચાર્જ વખતે કર્તાપદ ના હોય.

**પ્રશ્નકર્તા :** એટલે એને તો ડિસ્ચાર્જમાં નિર્જરા જ થઈ જાય છે.

**દાદાશ્રી :** એને નિર્જરા જ થઈ જાય છે. એને ચાર્જ તો થતું નથી. એટલે આ બન્ને વાક્યો તે અનુસંધાનમાં મુકેલાં છે.

ડિસ્ચાર્જ વખતે કર્તા જુદો પડી જાય છે, દરેક મનુષ્ય માત્રને. પણ એ પાછું ભ્રાંતિથી પોતે આરોપ કરે છે કે 'હું કરું છું', બસ. એ ના કરે તો ચાલે એવું છે. ડિસ્ચાર્જ થયા કરે એવું છે, કર્તા ના હોય તોય.

**પ્રશ્નકર્તા :** એટલે બધાને જ્ઞાની-અજ્ઞાની દરેકને ડિસ્ચાર્જ થયા કરે છે, પણ એમાં કર્તા જુદો પડી જાય છે.

**દાદાશ્રી :** જુદો પડી જાય છે. એ બહુ ઝીણી વાત છે. પણ એ જો એને 'અમે' બહાર પાડી છે. અહીં આપ્તસૂત્રમાં લખ્યું છેને, હવે આ લોકોને શી રીતે સમજાય ! આ વીતરાગોની બહુ ઝીણી વાત છે. એ વીતરાગ થાય ત્યારે સમજાય એવી વાત છે આ.

એ જો ઈટ હેપન્સ, બધું જોયા કરે, તો ડિસ્ચાર્જ વખતે એ કર્તા જુદો જ રહે, છે જ જુદો. એટલે એ ઈટ હેપન્સ તરીકે જુદો ચાલે એવું છે. તો ફરી આવતો ભવ સાંકડો થતો જાય. પણ એને 'હું કરું છું' એ પાછું બોલે છે. એ ચાર્જ કરે છે પાછો. ડિસ્ચાર્જ વસ્તુને પાછું 'હું કરું છું' એમ કરીને આવતા ભવના માટે ચાર્જ કરે છે.

**પ્રશ્નકર્તા :** જ્યારે પેલો જ્ઞાની જે છે, 'હું કરતો નથી' એ ભાવ હોવાના કારણે તરત જ કાયમ છૂટો પડી જાય.

**દાદાશ્રી :** વ્યવસ્થિતને અમે મૂકી દઈએ. આ કેવી રીતે બન્યું, એટલે આપણે વ્યવસ્થિત મૂકી દઈએ, એ લોકો વ્યવસ્થિતને સમજે નહીં, છતાં પણ એ એટલું જ જુદું સમજે કે આ ઈટ હેપન્સ હોય છે તે ઘણાં બધા કર્મ બંધાતા અટકી જાય.

## નિશ્ચય એ કારણ ને સંયોગ એ પરિણામ

**પ્રશ્નકર્તા :** નિશ્ચય કર્યો હોય તો સંયોગમાં ફેરફાર થાય ?

**દાદાશ્રી :** નિશ્ચય તો આપણે કરીએ, સંયોગ એ પરિણામ છે. નિશ્ચય એ કોઝ છે. એટલે આ છે તે ડિસ્ચાર્જનું કોઝ છે. તેનો જે નિશ્ચય છે તે ડિસ્ચાર્જનું કોઝ છે. તે ડિસ્ચાર્જ ન થયો હોય એટલો ફેરફાર થાય. કોઝ શેનું છે ? ડિસ્ચાર્જનું. એટલે ડિસ્ચાર્જના કોઝમાં ફેરફાર થાય. જેના સંયોગોમાં આ ચાર્જ કોઝ થયેલું તે આ ડિસ્ચાર્જ કોઝ આવ્યું.

**પ્રશ્નકર્તા :** ડિસ્ચાર્જના જે સંયોગો હોય એ સંયોગમાં ફેરફાર થાય નિશ્ચય કર્યાથી ?

**દાદાશ્રી :** આ નિશ્ચય કર્યોને એ કંઈક ફેરફાર તો કર્યા વગર રહે નહીં. નવો ફેરફાર થાય નહીં, પણ આ ડિસ્ચાર્જનું પહેલાં ચાર્જ કરેલું ને તે જ ડિસ્ચાર્જ થાય છે. અત્યારે આ ડિસ્ચાર્જ થઈ રહ્યું છે, જે પહેલાં ચાર્જ થયેલું છે !

**પ્રશ્નકર્તા :** હા. પણ ડિસ્ચાર્જ એટલે પરિણામ જ થયુંને ?

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ એટલે પરિણામ અને પેલું નિશ્ચય એટલે કોઝ !

**પ્રશ્નકર્તા :** હા, એટલે પરિણામ જે તેની અંદર આપણે આમ કહીએ છીએ કે પરિણામમાં ફેરફાર ન થઈ શકે, એ જનરલ રૂલ છે. હવે જો નિશ્ચય કર્યો હોય તો પછી એ પરિણામની અંદર કોઈ ફેરફાર થઈ શકે ?

**દાદાશ્રી :** એ ફેરફાર થયો ને ? પણ ચાર્જમાં નિશ્ચય હોવો જોઈએ. એ ચાર્જમાં નિશ્ચય હતો ને તેમાંથી ડિસ્ચાર્જ નિશ્ચય થયો. માટે આ ડિસ્ચાર્જનાં પરિણામ બધાં ફેરફાર થાય. એટલે આમ પાછું કોઈ એવું ના માની બેસે કે આ ડિસ્ચાર્જના નિશ્ચયથી પરિણામ ફેરફાર થાય છે. ચાર્જના નિશ્ચયથી જ થાય છે અને નિશ્ચય ફેરફાર તો કર્યા વગર રહે નહીં. પછી એ તો આપણને મનમાં અવળું સમજણ પડી જાય કે આ નિશ્ચય કર્યો એટલે બધુ ફેરફાર થઈ જશે. જો ચાર્જ કરેલો હોય તો જ નિશ્ચય થશે. નિશ્ચયના સંકલ્પ-વિકલ્પ કરવા, એ નિશ્ચય કહેવાય નહીં. ગણત્રી-બણત્રી બધું જ રાખે છે, આપણા મહાત્માઓ, આમ થઈ જશે ને તેમ થઈ જશે. તેથી અમે શીખવાડીએ હોય કે ભઈ આ ગુણાકાર-

ભાગાકાર ના કરશો. આ તો પછી પરિણામ બદલાઈ જાય. બાકી નહીં તો નિશ્ચય તો ગમે તે જાતના ગુણાકાર આવે તો ઊડાડી દે.

**પ્રશ્નકર્તા :** અત્યારે જે નિશ્ચય થાય તે પહેલાંના ચાર્જ પ્રમાણે નિશ્ચય થતો હશે.

**દાદાશ્રી :** બીજું શી રીતે થાય ?

**પ્રશ્નકર્તા :** આપણું જ્ઞાન વાક્ય પણ આવે છે કે 'નિશ્ચયની ખામી છે તારામાં'. જો ખામી હોય તો નિશ્ચયની ખામી છે ને નિશ્ચય કર્યો જ નથી, વાતો જ કરી છે.

**દાદાશ્રી :** હા. પહેલાં નિશ્ચય કર્યો ના હોય એટલે આજે નિશ્ચય આવે નહીં ને દહાડો વળે નહીં.

**પ્રશ્નકર્તા :** હા. એટલે ઘણાં કહે છે ને મારાથી આજે નિશ્ચય થઈ શકતો જ નથી. તે આ માટે કે પહેલાં એણે નિશ્ચય કર્યો જ નથી, તો પછી ક્યાંથી આવે ?

**દાદાશ્રી :** હા. માટે એ છોડી દેવાનું. અને 'ક્યાં ક્યાં નિશ્ચય થાય છે' એ કરવું આપણે. જેટલો કરેલો હોય પહેલાંનો એ આપણાથી થઈ શકે તે કરવો. એમાં ઢીલ નહીં કરવી અને મોડું થવાનું હોય તોય પણ અત્યારે નિશ્ચય કરી રાખવાથી શું ખોટું છે ?

**પ્રશ્નકર્તા :** હા. એ તો બરોબર છે.

**દાદાશ્રી :** ત્રણ વર્ષે પણ થાય.

**પ્રશ્નકર્તા :** એટલે એમ તો કહી શકાય ને કે નિશ્ચયની આ સંયોગો ઉપર અસર થાય છે, ડિસ્ચાર્જ સંયોગો હોય તો પણ.

**દાદાશ્રી :** અત્યારે ને અત્યારે થતું નથી. એવો નિયમથી જ છે કે નિશ્ચય કર્યો એટલે સંયોગો ઊભા થયેલા જ છે. જે સંયોગ ખસવાના છે, જે સંયોગ વાગવાના છે એ ઊભા થઈ ગયેલા જ છે. હવે આ ડિસ્ચાર્જ નિશ્ચય થાય એટલે પેલા ભેગા થઈ જાય અને છૂટા પડી જાય. જે નિશ્ચય

થયેલો છે પહેલાં, એના સંયોગ ઊભા થયેલા જ છે. જે ખસેડવાના છે એ તો ખસી જ ગયેલા છે, પણ હવે ડિસ્ચાર્જ થાય ત્યારે એક્ઝેક્ટ દેખાવમાં આવે. બે જાતના સંયોગ, ભાવ સંયોગ અને દ્રવ્ય સંયોગ. ભાવ સંયોગ તો તે ઘડીએ ચાર્જ કરતી વખતે થઈ ગયેલા હોય અને દ્રવ્ય સંયોગ હવે રૂપકમાં આવે છે.

**પ્રશ્નકર્તા :** વિષય ભાવ પછી પાછળથી એ બ્રહ્મચર્યનો નિશ્ચય કરે તો પછી પહેલો જે વિષય સંબંધી જે ભાવ કરેલો તે ઊડી જાય કે રૂપકમાં આવે ?

**દાદાશ્રી :** પહેલાનો આ પુરુષાર્થ અને પછીનો આ પુરુષાર્થ, બેની અથડામણમાં કયો પુરુષાર્થ જીતે છે તેના ઉપર રૂપક આધાર રાખે છે.

**પ્રશ્નકર્તા :** એટલે નિશ્ચયની બળવત્તા ઉપર આધાર છે.

**દાદાશ્રી :** હા, બે લઢે પછી એ, એમાંથી જે જીતે એના બાપનું. ઘણાં ખરા બધું વિરોધાભાસ જ આવું જ હોય બધા, મહીં વઢવાડ ચાલતી જ હોય.

## નિશ્ચય સ્વાધીન, વ્યવહાર પરાધીન

નિશ્ચય એ સ્વાધીન છે અને વ્યવહાર એ પરાધીન છે. અને પરિણામ તો પરાધીનનુંય પરાધીન છે. માટે આપણે નિશ્ચય કરવાનો. પછી વ્યવહારની ભાંજગડ કરવાની નથી.

વ્યવહાર તો વ્યવસ્થિત ચલાવે છે. તમારે જોયા જ કરવાનું છે. ફક્ત તમને ધીરજ રહેતી નથી. અને ધીરજ રહેવી એકદમ તો બને જ નહીંને. કારણ કે ઘણાં કાળથી ધીરજ રહેતી નથીને ! એટલે થોડા દહાડા અભ્યાસ કરવો પડે.

છતાં આપણે શું કહીએ છીએ કે, કોઈ પણ વસ્તુ બનતાં પહેલાં આપણે પ્રયત્ન કર્યા કરવાનાં, પછી એનું ફળ છે તે વ્યવસ્થિત આપશે. ફળ વ્યવસ્થિત ઉપર છોડી દેવું. આપણે તો કામ કર્યે જવાનું. એનું ફળ વ્યવસ્થિતના તાબામાં છે.

હવે હકીકતમાં શું છે કે નિશ્ચય કર્યો પછી ખરેખર પ્રયત્ન કરવાની જરૂર જ નથી. આ જગતનો નિયમ જ એવો છે, નિશ્ચય જ કરવાની જરૂર છે. પ્રયત્ન કરવાનો નહીં. પ્રયત્ન તો પછી સહેજે થઈ જ જાય, કરવો ના પડે.

**પ્રશ્નકર્તા :** આપણે નિશ્ચય કરીએ, એનાથી વ્યવસ્થિતમાં ફેરફાર થાય ?

**દાદાશ્રી :** નિશ્ચય કરો તેય પૂર્વનો ડિસ્ચાર્જ છે. ને નિશ્ચય ના કરો તેય પૂર્વનો ડિસ્ચાર્જ છે. કેવો નિશ્ચય થાય છે, તેના પર વ્યવસ્થિત છે. માટે શું થાય છે તે જુઓ !

નિશ્ચય કરવાનાય આપણે કર્તા નથી. આ તો ડિસ્ચાર્જ સ્વરૂપ નિશ્ચય છે.

**પ્રશ્નકર્તા :** તો પૂર્વના ડિસ્ચાર્જમાં હશે તે થશે, એવું બોલાય નહીંને ?

**દાદાશ્રી :** એવું બોલાય જ નહીં. એ તો જોખમ છે. ઘેર જમાઈ માંદા હોય ને આપણે કહીએ કે ડિસ્ચાર્જમાં હોય તે થશે. તે બધા કામકાજ ના કરે. હવે આય ડિસ્ચાર્જ છે. પણ આવું ઘરમાં કહે તો સમજવું કે જમાઈ મરવાના થયા.

હા, અનુભવ જ્ઞાની હોય તેને પ્રયત્ન સહજ થયા કરે. એ ઉદય કર્મને આધીન રહે ને આ લોકો તો ડખો કર્યા વગર ના રહે. આ લોકો ઉદયકર્મને આધીન રહે નહીં. એટલે અમે એને પ્રયત્ન કરવાનો કહીએ છીએ. નહીં તો આવતો ભવ બગાડે.

## ભાવ-ભાવ અને દ્રવ્ય-ભાવ

**પ્રશ્નકર્તા :** ભાવકર્મમાંથી દ્રવ્યકર્મ આવે છે, તો આ ભાવકર્મ એ વ્યવસ્થિત છે ?

**દાદાશ્રી :** ના. એ વ્યવસ્થિત નથી. તમારે તો આ 'જ્ઞાન' પછી

ભાવકર્મ છે જ નહીં ને ! બહાર ભાવકર્મવાળું વ્યવસ્થિત નથી. એનો અહંકાર જે બાજુ ફરે છે તે બાજુ જ છે. ખુલ્લો અહંકાર છેને.

**પ્રશ્નકર્તા :** એટલે ભાવકર્મ વ્યવસ્થિત નહીં ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત હોત તો સંસાર આવો હોય પણ નહીં ને ! ભાવકર્મ વ્યવસ્થિત હોય ને તો લોકો આ દુનિયાનો હિસાબ કાઢી નાખત તરત ! પણ આ તો ગૂંચાયા જ કરે છેને !

અક્રમમાં ભાવકર્મ જ ના હોય આપણે. વ્યવસ્થિત એટલે તો જેવુંયોજના હતી તેનું આ ફળ આવ્યું. અને યોજના કરતી વખતે ભાન વગરનું કરેલું.

**પ્રશ્નકર્તા :** અત્યારે મહાત્માઓને જે ભાવ થાય, એનું ફળ પછી તો દરેકને જુદું જુદું આવવાનું ને ?

**દાદાશ્રી :** આ ભાવ ન્હોય, આ તો ઈચ્છાઓ કહેવાય. ઈચ્છાને ભાવ કહીએ છીએ આપણે. ભાવકર્મ તો દેખાય જ નહીં આંખે.

ભાવ છે તે બે જાતના. એક ભાવ-ભાવ અને એક દ્રવ્ય-ભાવ. એટલે આ દ્રવ્ય-ભાવ વ્યવસ્થિતમાં હોય અને ભાવ-ભાવ વ્યવસ્થિતમાં ના હોય.

**પ્રશ્નકર્તા :** ભાવ-ભાવ અને દ્રવ્ય-ભાવમાં ફેર શું ?

**દાદાશ્રી :** એ ઈચ્છા કહો, ભાવ કહો, જે કહો એ દ્રવ્ય-ભાવ.

**પ્રશ્નકર્તા :** અને ભાવ-ભાવ એટલે શું ?

**દાદાશ્રી :** ભાવ-ભાવમાં દેખાય નહીં આંખે. એમાં યોજના ઘડાય. દ્રવ્યકર્મનું ફળ આવતી વખતે એમાંથી ભાવકર્મ પડે. માટે એ આપણે આજે ચેતીને ચાલો બરાબર ! અને જો ભૂલેચૂકે બોલાઈ જાય તો પ્રતિક્રમણ કરી લેવાનું.

**પ્રશ્નકર્તા :** પ્રતિક્રમણ કરે એટલે ખરાબ ભાવમાંથી સારા ભાવમાં આવે. એટલે તોય ભાવકર્મ તો ઊભું જ રહ્યું ને ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. પ્રતિક્રમણ કરવાથી ખરાબમાંથી સારા ભાવ આવે એવું નહીં, પણ પ્રતિક્રમણ તો પેલું ધુએ છે કે, 'ભઈ આ અતિક્રમણ કર્યું માટે હું પ્રતિક્રમણ કરું છું, ફરીથી નહીં કરું'.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ વસ્તુને માટેનો ભાવ જ રાખવાનો ? પછી જે થવાનું હોય તે થાય.

**દાદાશ્રી :** ભાવેય નથી હાથમાં. આપણે અક્રમમાં તો ભાવ કાઢી નાખ્યો છે. ભાવ ક્રમિક માર્ગમાં છે. આપણે બિલકુલ ભાવ જ કાઢી નાખ્યો છે ! આખું ડીસમીસ કરી નાખ્યું છે ભાવ. એ તો અત્યારે તમને ઇચ્છાઓ-બીચ્છાઓ થાય, એ ભાવ નહીં. ભાવ વસ્તુ સાવ જુદી છે. 'તમે ચંદુલાલ હો' તો જ ભાવ હોય, નહીં તો ભાવ ના હોય. 'ચંદુલાલ' નથી એટલે ભાવ નથી. હવે 'ચંદુભાઈ' એ વિભાવ હતો. તેને જગતે ભાવકર્મ કહ્યું અને હવે 'હું શુદ્ધાત્મા છું' એ પોતાનો સ્વભાવ છે. આ વિભાવને ભાવકર્મ કહ્યું, એ ગયું, બધું જ ગયું.

આ 'જ્ઞાન' છે ને, એ જો તમે ઊખેડીને ખોદી ના નાખો ત્યાં સુધી આ ભાવ ઉત્પન્ન થતો નથી. એને પોતાને ભાવ ઉત્પન્ન થતા નથી. એમાં બે પુરાવા છે કે 'ભાઈ, તું શુદ્ધાત્મા છે કે ચંદુભાઈ છે ?' ત્યારે એ કહે, 'ના, હું શુદ્ધાત્મા છું, ચંદુભાઈ વ્યવહારથી છે.' 'અને કર્તા તું છે કે વ્યવસ્થિત કર્તા છે ?' ત્યારે એ કહે, 'વ્યવસ્થિત કર્તા છે.' થઈ રહ્યું એ માણસને ભાવ જ થતો નથી. પણ એને જે ભાવ સમજાય છે, એ ડિસ્ચાર્જ ભાવને ભાવ કહે છે. જગતના લોકો ભાવને સમજી શકે નહીં. આ તમને કહી દઉં. કારણ કે ભાવકર્મ જો સમજે તો એ એટલી ઝીણી વાત છે ! આ જે ભાવ થાય છે ને એ તો ખાવાના ભાવ થાય છે, પૈણવાના ભાવ થાય છે, બીજા ભાવ થાય છે, એ ભાવ ખરેખર ભાવ નથી. ભાવ એ વસ્તુ જ બહુ જુદી છે !

## પુદ્ગલનો સ્વભાવ અને વિભાવ

પુદ્ગલ પુદ્ગલના સ્વભાવમાં રહે, પુદ્ગલે, પુદ્ગલના સ્વભાવમાં રહેવું જોઈએ. એનો સ્વભાવ ફેરફાર થયો એટલે પછી આપણે દવા લેવી.

એનો સ્વભાવ ભૂખ લાગવી, આરામ કરવો, સૂઈ જવું, સંડાસ જવું, પાણી પીવું, શ્વાસ લેવો-મૂકવો, એ બધું પુદ્ગલનો સ્વભાવ ! અને ક્રોધ-માન-માયા-લોભ કરવા એ વિભાવ, એ સ્વભાવ અને વિભાવને અમારી બિલિફના આધારે વ્યવસ્થિત માને છે તેનો વાંધો નથી.

વધારે ખઈ જતો હોય, ગળ્યું ખૂબ ખઈ જતો હોય, ગુસ્સો થઈ જતો હોય, લોભ થઈ જતો હોય, તો પણ છે તે વ્યવસ્થિત માને છે એને કશો વાંધો નથી. એવું વ્યવસ્થિત આપ્યું છે મેં.

**પ્રશ્નકર્તા :** એટલે આ બધી અસરો થવી, અસરો ન થવી, એ આખું બિલિફ ઉપર જ આવીને ઊભું રહે છે. એટલે વ્યવસ્થિત કીધું તો એકદમ સમાધાન જ થઈ ગયું. હવે એ માન્યતા બરોબર રહે નહીં, તો ગુંચવાયા કરે, મુશ્કેલી ઊભી થાય, એટલે બિલિફ ઉપર જ બધું ઊભું રહ્યું ને ?!

**દાદાશ્રી :** ત્યારે બીજું શું ?

**પ્રશ્નકર્તા :** એ જ આખું ભૂલવાળી બિલિફથી બધું ગૂંચાય છે.

**દાદાશ્રી :** અમારા જ્ઞાન ઉપર બિલિફ નથી રહેતી. અમે મોક્ષે જવાય એવું જ્ઞાન આપીએ છીએ. છતાં એની બિલિફ રહેતી નથી તો એનો માર ખાય છે. પછી, અમે શું કરીએ ? તોય પાછું ઉપરાણું દેખાડ્યા કરીએ.

**પ્રશ્નકર્તા :** ધારો કે આપે કહ્યું કે વ્યવસ્થિત છે, આ મન-વચન-કાયાનું બન્યું એ વ્યવસ્થિત, એ અંદર એક વખત ના રહ્યું હોય, પણ પાછું એ અંદરથી ગોઠવણી કરીને બિલિફ બેસાડી શકેને ? કે 'આ વ્યવસ્થિત છે' એવું દાદાએ કહ્યું છે. એમ કહીને પાછો મૂળ બિલિફમાં આવી જઈ શકે છે ને ? એટલું સાધન છેને પોતાની પાસે ?

**દાદાશ્રી :** સાધન તો બધું છે. રોંગ બિલિફો હતી એ રોંગ બિલિફ કહી અને આ રાઈટ બિલિફ છે એ રાઈટ બિલિફ ! રોંગ બિલિફો હતી અત્યાર સુધી તેના આધારે આ હતું, બંધન હતું, રાઈટ બિલિફના આધારે મોક્ષ છે.

**પ્રશ્નકર્તા :** આમાં ઘણી વખત એવું બને કે કંઈ પણ બોજા જેવું લાગતું હોય તો કંઈક પેલી રોંગ બિલિફ મહીં વર્તે છે. કંઈ પણ રોંગ બિલિફની અસર ઊભી થઈ છે. એવું કહી શકાય ને ?

**દાદાશ્રી :** છતાં જ્યાં સુધી ભૂલો દેખાય છે, ત્યાં સુધી પોતે પોતાનામાં જ છે.

**પ્રશ્નકર્તા :** અચ્છા, એટલે પોતે પોતાના સ્થાનમાં આવી ગયો કહેવાય. પણ પેલું અમુક જે બોજા જેવું લાગ્યા કરતું હોય, ગૂંચવાડો ઊભો થયા કરતો હોય, સમાધાન ઉત્પન્ન ન થતું હોય, ત્યાં સુધી રોંગ બિલિફમાં પેસી ગયો એવું કહી શકાય ને ?

**દાદાશ્રી :** બીજું શું ત્યારે ! એય ઈચ્છાપૂર્વક નહીં, પરાધીનપણે. પણ નિશ્ચય એનો ડગી ગયો અને જે આવ્યું છે એમાં નિશ્ચય ડગી ગયો.

**પ્રશ્નકર્તા :** તો એમાંથી પાછુ મૂળ જગ્યાએ આવી શકાય ને ? એમાંથી મૂળ જગ્યાએ આવવા માટે કેવી રીતે ગોઠવણી હોય ?

**દાદાશ્રી :** એ તો બહુ દેખાડ દેખાડ કર્યું છે ને ! એ જ દેખાડીએ છીએ ને ! એ જ રીતો બતાડ-બતાડ કરવાની ને હવે. વ્યવસ્થિતને ના ગાંઠ્યો !

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે, વ્યવસ્થિતને ના ગાંઠ્યો તેથી બીજી રીત બતાડી !

**દાદાશ્રી :** વ્યવસ્થિતને ગાંઠતો હોય તો તો મારી જોડે વાતચીત કરવા આવવાની જરૂર નહીં ને !

**પ્રશ્નકર્તા :** આ તો આટલું સ્ટ્રોંગ જ્ઞાન છે, તોય વ્યવસ્થિતને કેમ ગાંઠતો નથી ?

**દાદાશ્રી :** ઢીલાપણું પોતાનું, નિશ્ચય નહીં. કો'કે કહ્યું હોય કે આમ નાકની દાંડી સામું જોઈને જ ચાલ્યા કરજો, આમ બાજુમાં માર્યા જશો. તોય પાછો કૂદાકૂદ કરે ને વઢાઈ જાય. એ કેટલાક શૂરવીર મહીં ચાલ્યા જાય. અડધું તો અક્કલ બચાવનું કામ કરે એવું. અક્કલ ના હોયને તે

ચાલ્યા જાય. આ તો અક્કલ ના હોય ને તો પાછો બજારમાંથી લઈ આવે વેચાતી, ગીરવે લે.

**પ્રશ્નકર્તા :** કમ્પ્લીટ વ્યવસ્થિત માને તો જ પોતે પોતાનામાં રહી શકે ને, નિઃશંક થઈને રહી શકેને ?

**દાદાશ્રી :** બધું ફેક્ટ જ થઈ ગયું. અમારી આજ્ઞામાં આવ્યોને ! ચોખ્ખું જ્ઞાન લીધુંને એણે ! આ તો લીધેલામાં પોતે ડહાપણ કરે છે. અનંત જ્ઞાન શી રીતે રહેશે ? મારામાં જ્ઞાન છે નહીં ને આ અનંત જ્ઞાન કહે છે ! કોની જોડે માપે એ ? પોતાપણું બદલે નહીં. આ તો અમે જ્ઞાનમાં એવી રીતે મૂક્યું છે કે એની મેળે બદલાઈ જાય. નહીં તો એને કહ્યું હોય કે બદલજો તો હવે ના બદલે. અમે જ્ઞાનમાં જ એવું મૂક્યું છે કે બદલાઈ જાય. મૂક્યું છે એવું લાગે છે તમને ?

**પ્રશ્નકર્તા :** હા. એટલે આ પોતાની રોંગ માન્યતાઓ એ જ બધું પોતાપણું કીધું ?

**દાદાશ્રી :** તો બીજું શું ત્યારે ?

**પ્રશ્નકર્તા :** એટલે એ રોંગ માન્યતા છૂટે તો પોતાપણું ગયું કહેવાય.

**દાદાશ્રી :** પોતાપણું આમ તો પાર વગરનું છે બધું. પણ એનો માલિક કોણ ? એનો માલિક કોણ ? એનો માલિક કોણ ? એનો માલિક કોણ ? એનો માલિક કોણ ? છેવટે છેલ્લા માલિક કોણ રહ્યા ? ત્યારે કહે કે બિલિફો.

**પ્રશ્નકર્તા :** છેલ્લી માલિક બિલિફો, કરેક્ટ !

**દાદાશ્રી :** નહીં તો આમ તો પોતાપણું બધું બહુ જગ્યાએ વેરાઈ ગયું છે.

**પ્રશ્નકર્તા :** અને એ પાછી રોંગ બિલિફો હોય છે બધી. એ રોંગ બિલિફો છેદાય તો પોતાપણું પણ જાય અને રાઈટ બિલિફના આધારે જ એને છેદી શકાય ને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** અને રાઈટ બિલિફ પ્રાપ્ત થઈ હોય તો જ એ રોંગ બિલિફ છેદી શકાયને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** એટલે પોતાપણું તો બહુ જગાએ વિખરાયેલું છે. વેરાયેલું છે, એનો માલિક ખોળે, પછી એનો માલિક, એનો માલિક, એ બધા વચલા માલિકો કોણ ?

**દાદાશ્રી :** એ બધું જાણીને શું કરવું છે ? કયે રસ્તે પોતાપણું જાય છે....

**પ્રશ્નકર્તા :** એ રસ્તે... છેલ્લામાં છેલ્લી આ વસ્તુ છે.

**દાદાશ્રી :** ઘેરથી નીકળ્યા અહીં સત્સંગમાં આવ્યા, વચલો રોડ પછી...

**પ્રશ્નકર્તા :** બરોબર છે, એટલે વચલું જાણ્યું કે ના જાણ્યું ? અહીં પહોંચી ગયા, એટલે પહોંચવા સાથે કામ છે ને !

**દાદાશ્રી :** હા.

## ફેર છે નિયમ અને વ્યવસ્થિતમાં

**પ્રશ્નકર્તા :** આ બધું જગત નિયમથી ચાલે છે. એટલે આપે વ્યવસ્થિત કહ્યું ને ?

**દાદાશ્રી :** એટલા માટે વ્યવસ્થિત નથી કહ્યું. તો તો નિયમથી જ ના કહેત.

**પ્રશ્નકર્તા :** નિયમથી ચાલવું અને વ્યવસ્થિત, એમાં ફેર કેવી રીતે રહ્યો ?

**દાદાશ્રી :** બહુ ફેર.

**પ્રશ્નકર્તા :** શું ફેર ?

**દાદાશ્રી :** ચાર જણાએ સરખી ચોરી કરી હોય અને પછી શિક્ષા એક જ જાતની હોય કે જુદી જુદી હોય ?

**પ્રશ્નકર્તા :** જુદી જુદી હોય.

**દાદાશ્રી :** શાથી ? એ વ્યવસ્થિતના પ્રમાણે શિક્ષા થાય.

**પ્રશ્નકર્તા :** તો આ દાખલામાં નિયમ અને વ્યવસ્થિતનો સંબંધ કેવી રીતે રહ્યો આમાં ? એ કેવી રીતે સમજાય ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત વસ્તુ જુદી છે અને નિયમ વસ્તુ જુદી છે. નિયમ ચારેય જણને જેલમાં ઘાલી દે, છ-છ મહિનાની. અને વ્યવસ્થિત તો બધું જુએ કે વાસ્તવિકતા શું છે ?

**પ્રશ્નકર્તા :** આ વ્યવસ્થિત એ કર્મના ફળરૂપે જ વ્યવસ્થિત બનેલું છે ને ?

**દાદાશ્રી :** હં, કર્મફળ ને એ બધું ભેગું થઈને સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ એ જ વ્યવસ્થિત. વ્યવસ્થિત એક્ઝેક્ટનેસ આપે, તોલે તોલ. ના સમજાયું ?

**પ્રશ્નકર્તા :** નિયમ અને વ્યવસ્થિત એ કેવી રીતે જુદા, એ કંઈ બરોબર ફોડ પડતો નથી.

**દાદાશ્રી :** એક શ્રીમંત માણસની ત્રણ છોડીઓ હોય, એક પૈણાવી હોય, એકના વિવાહ કરી નાખ્યા હોય અને એક કુંવારી હોય. અને બીજા છોકરાઓને પૈસા વહેંચી દીધા પોતાની પાસે હતા તે, તો છોકરીઓને આપવા હોય તો કેવી રીતે આપે ?

ત્રણેય દીકરીઓ માટે બાપ નક્કી કરે કે લાખ લાખ રૂપિયા એમને આપવાના, મોટી દીકરીના લાખમાંથી પચ્ચીસ હજાર રૂપિયાનો લગ્નનો ખર્ચ થયેલો તે કાપી લે. બીજી દીકરીની પાછળ દસ હજાર રૂપિયા વિવાહના થયેલા તે કાપી નાખે અને ત્રીજી દીકરીને લાખે લાખ પૂરા

આપે. પેલી દીકરીઓ બૂમ પાડે કે અમારે લાખ મળવા જ જોઈએ. ત્યારે કહે, 'ના.' આ બધા જગતના ભઈઓ-ભઈઓની વઢવાડો એની જ છેને ! મારા મોટા ભઈએ મને દસ જ વીઘા જમીન આપી, એક કહેશે, મને પૂરી આપી. એ ગયા અવતારનું ઋણાનુબંધન હોય તો અપાઈ જાય. પણ અપાઈ ગઈ એ બરોબર, એ કરેક્ટ ! બન્યું એ જ ન્યાય.

**પ્રશ્નકર્તા :** અપાઈ ગયું એ વ્યવસ્થિત કીધું.

**દાદાશ્રી :** એ જ ન્યાય.

**પ્રશ્નકર્તા :** તો આમાં એ નિયમ વસ્તુ ક્યાં રહી ?

**દાદાશ્રી :** એ નિયમને કશું લાગતું-વળગતું નથી. નિયમને આને કશું લેવાદેવા નહીં. પણ વ્યવસ્થિત સમજાયું ?

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત તો બરાબર સમજાય છે, પણ પ્રશ્ન એ છે કે આપણે આ જગત વ્યવસ્થિત ચલાવે છે એવું કહીએ, અને પાછું બીજું કીધું કે જગત નિયમપૂર્વક જ છે બધું.

**દાદાશ્રી :** હા, તે નિયમથી વ્યવસ્થિત છે. જગત નિયમથી ચાલે છે. અને વ્યવસ્થિત એટલે બીજું બધું આ શું થઈ રહ્યું છે ? ત્યારે કહે, વ્યવસ્થિત થઈ રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** ચાલે છે નિયમથી અને થઈ રહ્યું છે એ વ્યવસ્થિત છે એમ ?

**દાદાશ્રી :** ખૂન કરતો હોય છે તે છૂટી જાય તે વ્યવસ્થિત છે. ખૂન નથી કરેલો બંધાઈ જાય છે તેય વ્યવસ્થિત છે. તમને સમજાયું કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** વ્યવસ્થિત અને નિયમનો દાખલો એક સમજાવું. બે ભઈબંધો બહાર ફરવા જતા હતા. તે આ બાજુ બે સરખા વંદા આવતા હતા. વંદા સરખી ઉંમરના એય ફરવા નીકળ્યા હતા. હવે એકે પગ મૂક્યો જાણી જોઈને, વંદો દેખ્યો કે તરત જાણી જોઈને પગ મૂક્યો, અને આમ-આમ કર્યું, શું કર્યું ?

**પ્રશ્નકર્તા :** વંદાને પગેથી કચડ્યો.

**દાદાશ્રી :** એટલો બધો એની ઉપર એ થયો કે પગને આમ ખસેડ ખસેડ કરે. અને બીજાનો પગ એમ ને એમ અજાણતાં આવી ગયો, તે જાણતો નથી બિચારો. હવે વંદાના ફેમિલીવાળાએ બૂમ પાડી, કે અમારા બન્નેવના ધણીને મારી નાખ્યા, આ બે ગુનેગારે. હવે વ્યવસ્થિતની કોર્ટ શું કહે છે ? બન્ને મરી ગયા એ નોંધ કરી. એ બન્નેવ ગુનેગારને સરખું નિયમથી જ ઈનામ મળવું જોઈએ. એવું જ હોયને ! ખૂન તો બેઉનાં થયા છે ને ! અને લોકો એવી જ આશા રાખે ને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** બેઉએ ખૂન કર્યા. તે બેઉની સરખી જ સજા મળે એવી આશા રાખે. હવે વ્યવસ્થિતે શું કર્યું ? પેલા એકને જન્મ આપ્યો, શ્રીમંતને ત્યાં, ગામના આગેવાનને ત્યાં અને એકને એ જ ગામમાં છે તે ઝાડુવાળાને ત્યાં. એટલે હવે બન્નેને અમુક ટાઈમે એનું ફળ મળવું જ જોઈએ. પેલા ચીકણાવાળાને મોડું મળે અને પેલા ભોળાવાળાને વહેલું મળે. જેને એમ ને એમ પગ પડ્યો હતો એને જલદી ફળ મળી જાય, નાની ઉંમરમાં મળી જાય. એટલે ચાર ધોલો અને ચાર ગાળો આપવાનો કાયદો નીકળ્યો. પેલાને ચાર ગાળો અને ચાર ધોલો એ ભરી સભામાં આપી. પેલા હરિજનને હેય, ચાર ચોડી દીધી અને ગાળો આવડી આવડી દીધી. એટલે પેલાને દુઃખ તો થયું બિચારાને પછી રસ્તે જતો હતો ત્યાં આમ આમ ખંખેરી નાખ્યું. કારણ કે એને ગાળો ને ધોલોનો હિસાબ જ ન્હોતો ને ! પ્રેક્ટિસ જ થયેલી હતી ને ! તમને સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હવે પેલા ગામના આગેવાનને શું થયું ? એનેય ચાર ગાળો ને ચાર ધોલો આપી, વધારે નહીં. સરખું જ બધાને અને એટલી જ એ જે શબ્દો અહીં બોલ્યા તે એટલા જ ત્યાં, પણ પેલાને તો આખી રાત ઊંઘ આવી નહીં. 'મને આમ ! મને આવું ?' રાતે ઊંઘ આવતી નહીં, પાંસા ફેરવ ફેરવ કરે. હવે બોલો, ભોગવવામાં ફેર છે ને !

**પ્રશ્નકર્તા :** ભોગવવામાં જ ફેર છે. વાત તો એકની એક છે.

**દાદાશ્રી :** બાકી નિયમ તો સરખું જ આપે બન્નેને. તે આમાં બધું વ્યવસ્થિતના હિસાબમાં ભોગવવાનો ફેર બધો.

**પ્રશ્નકર્તા :** એટલે જ તો દાદા, જે ભાવે એ ભર્યું એ ભાવે ભોગવવાનું.

**દાદાશ્રી :** જેવા ભાવે કર્યું છે તેવા જ ભાવે હવે ફરી ઉદય આવશે અને ફળ આપશે. કષાયભાવે કર્યું હશે તો કષાયભાવે ઉદય આવશે. પણ જેવા ભાવે કર્યુંને એવા ભાવથી જ ફળ મળે. થોડું સમજાયું ?

**પ્રશ્નકર્તા :** હા, ફળ મળવું એ નિયમ છે જ, જેવા ભાવે...

**દાદાશ્રી :** એ જેવા ભાવે કર્યું ને એવા ભાવે ફળે.

**પ્રશ્નકર્તા :** એ જેવા ભાવે ભોગવટો આવ્યો એ વ્યવસ્થિત પ્રમાણે જુદું જુદું આવ્યું !

**દાદાશ્રી :** હં, ભોગવટો કેવા ભાવનો આવ્યો, તેવી રીતે આપણે કાર્ય કરેલું.

**પ્રશ્નકર્તા :** એટલે ભોગવટો એ જે આવ્યોને અત્યારે, અત્યારનો ભોગવટો અને હવે જે જાગૃતિ રહે છે તે જુદી વસ્તુ !

**દાદાશ્રી :** એ પ્રમાણ જુદું છે.

**પ્રશ્નકર્તા :** હં, તો એ વસ્તુ...

**દાદાશ્રી :** નહીં ભોગવટો તો ખરો ને !

**પ્રશ્નકર્તા :** હં, એ વ્યવસ્થિત આવ્યું.

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** અને વ્યવસ્થિત જે હોય અને અંદરની જાગૃતિ જુદા ભાવે રહી શકે ને ?

**દાદાશ્રી :** એ બધું રહી શકે, પણ આ વ્યવસ્થિત આવવાનું.

**પ્રશ્નકર્તા :** આવ્યા વગર રહે નહીં. હવે, આપ બધું નિયમ પ્રમાણે કરો છો ને. એ આઠ વાગે જમતા હો, આઠ વાગે જમો. પછી સવારે ઊઠતા હો સાડા છએ, તો સાડા છએ ઊઠી જવાનું, એ બધું નિયમ પ્રમાણે કેમ ?

**દાદાશ્રી :** કુદરત નિયમવાળી છે. તેને આપણા લોકો નિયમથી બહાર કરી નાખે છે. કુદરતમાં તો આઠ વાગે તમે એક્ઝેક્ટ ચા પીતા હો ને, તો આઠ વાગે ટકોર મારશે, પછી તમે સાડા આઠ કરો તો એ શું કરે ? કુદરત નિયમબદ્ધ છે. દાઢી ત્રીજે દહાડે કાપતો હોય, તો ત્રીજો દહાડે જ ઊગીને ઊભી રહે, તેથી વધઘટ ના થાય. નહીં તો ઊગી જ ના હોય તો શું કરે ? કોઈ ફેરો આવડી આવડી થઈ જાય ને કોઈ ફેરો ના ઊગે એવું કશું નહીં, નિયમવાળી.

હુંય 'વ્યવસ્થિત'ના નિયમને આધીન છું. થોડું અમારી સત્તામાં છે, પણ તે અમારા અંદરના ભાગમાં સ્વતંત્ર છું. કડવું ફળ આવ્યું હોય એને મીઠું કરવું હોય તો આવડે કે આમ કરીએ એટલે મીઠું થાય. છતાં અમારે કડવું ફળ હોય નહીં. કારણ કે આ લાઈનમાં હેંડ્યા, આ દાદરની બાઉન્ડ્રીનો એન્ડ આવે કે ના આવે ? આવે !

## મનુષ્ય માત્રને ચલાવે 'જ્ઞાન' જ

**પ્રશ્નકર્તા :** એક વાત એવી નીકળી હતી ને સાયન્સની, કે જ્ઞાન જ ચલાવે છે. એ જ્ઞાન કહો કે અજ્ઞાન કહો, પણ બધાંય જીવોને જો ચલાવતું હોય તો જ્ઞાન જ ચલાવે છે આમાં. એટલે વ્યવસ્થિતનું કર્તાપણું જે આપે કહ્યું, અને આ જ્ઞાન ચલાવે છે, એ બેનો કેવી રીતે ભેદ પડે છે ?

**દાદાશ્રી :** જ્ઞાન તો સ્વતંત્ર છે ને વ્યવસ્થિત તો બધું ભેગું થાય ત્યારે પરિણામ આવે. એટલે એ તો પાર્લામેન્ટરી પદ્ધતિ છે, એમાં કોઈ કોઈનો રોફ નહીં, આ જ્ઞાનનો તો રોફ.

આપણે અહીંથી દાદર જવાનું મને જ્ઞાન નથી. તે હું જ્ઞાન વગર શી રીતે જઉં ? પગ ચાલે, બધુંય કરે પણ જ્ઞાન ના હોય તો જાય કેવી રીતે ? બીજી જગ્યાએ જ નીકળી જાયને ! જ્ઞાન ના હોય તો ક્યાંથી જાય ? બધી બાબતમાં જ્ઞાન વગર કશું ચાલે નહીં. એક તરણું સરખું પણ જ્ઞાન વગર ચાલે નહીં. કાં તો અજ્ઞાનથી કે જ્ઞાનથી, બેઉથી, પણ એના વગર ચાલે નહીં. જ્ઞાન ના હોય તો અજ્ઞાન ચલાવે એને. આમ ભટકાવે, આમ ભટકાવડાવે, આમ ભટકાવડાવે ! પણ કોઈ છે બેમાંથી એક તો છે તે હાજર છે ને ! એટલે એ જ ચલાવે છે આ. પગ ચાલતા નથી, ચલાવનાર ચલાવે છે. તને ના સમજાયું હજી ?

**પ્રશ્નકર્તા :** એ વાત કરેક્ટ છે. કારણ કે એની પાસે જ્ઞાન ના હોય તો એ કઈ દિશામાં જાય ? એટલે જ્ઞાન તો જરૂરનું જ છે, પહેલામાં પહેલું.

**દાદાશ્રી :** આ જો સીધો રસ્તો ના જડે, તો જ્ઞાન નથી એમ કહેવાય અને અજ્ઞાન એટલે ઉંધે રસ્તે ચલાવે. અજ્ઞાનેય કામ કર્યા કરે. આમ રહીને હેંડોને, આવી જશે ! તે ઊલટો પછડાય ! હવે અજ્ઞાનથી જડે નહીં ! એટલે અજ્ઞાન ને જ્ઞાન બેઉ હોય. વ્યવસ્થિત તો બધા એવિડન્સ ભેગા થાય એટલે કાર્ય થઈ જાય.

**પ્રશ્નકર્તા :** હં. એટલે એક કાર્ય થવા માટે પણ જ્ઞાન પહેલું હોય છે એમાં !

**દાદાશ્રી :** જ્ઞાન પહેલું જ હોય ને !

**પ્રશ્નકર્તા :** જ્ઞાનના પ્રમાણે પછી જે બને એમાં વ્યવસ્થિત કહેવાય.

**દાદાશ્રી :** પછી વ્યવસ્થિત છે. પણ તને વિચાર કરતાં સમજાય છે કે જ્ઞાનની જરૂર છે આમાં ? જ્ઞાન વગર ચાલતી નથી આ જગતમાં કોઈ વસ્તુ !

**પ્રશ્નકર્તા :** એ તો જેમ ચાલવા માટે પણ જ્ઞાન જોઈએ છે, વર્તન

માટે પણ જ્ઞાનની જરૂર છે, એ શબ્દ બોલવા માટે પણ જ્ઞાનની જરૂર ખરી ને !

**દાદાશ્રી :** હા, ખરીને !

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાનનો આધાર તો બધે જ છે ને !

**દાદાશ્રી :** બધે એ જ્ઞાન વગર ચાલતું નથી. એથી આપણા લોકો એ, જૂના લોકોએ ઠોકી બેસાડ્યું કે આ ભગવાન ચલાવે છે, એટલે જ્ઞાન એટલે ભગવાન, પણ એવું કહીએ ત્યારે મૂઆ ચોંટી પડે છે, ઉંધે રસ્તે. એટલે આપણે એ વાત ઊડાડી મેલી. ભગવાન ચલાવે છે એટલે મારે ચલાવવાનું ક્યાં રહ્યું ? એટલે પછી પરીક્ષાનું વાંચે જ નહીં. મૂઆ સૂઈ જાય નિરાંતે. પણ જો આમ સમજે તો આ બધું જ્ઞાન જ ચલાવે છે. અને કાર્ય થાય છે વ્યવસ્થિતથી. એ જ્ઞાનથી કાર્ય થાય એવું નક્કી નહીં. પણ કાર્ય થાય તે વ્યવસ્થિતથી થાય છે. વ્યવસ્થિતથી કાર્ય નક્કી થાય જ.

**પ્રશ્નકર્તા :** પેલું કાર્ય થવા માટે પણ એ ક્રિયાનું પણ જ્ઞાન પહેલું જોઈએ. પછી કઢી બનાવાનું જ્ઞાન હોય તો કઢી બનાવી શકાય.

**દાદાશ્રી :** નહીં તો બનાવે શી રીતે ? આ તો મારી જોડે વાતચીત કરવાનું તને જ્ઞાન હોય તો તું વાતચીત કરું, નહીં તો આ લોકોથી ના જ થાય ને ! એ ક્યા આગે બોલતા હૈ !

**પ્રશ્નકર્તા :** આપ્તસૂત્ર નં. ૨૬૯૫માં આવે છે કે ''જેને જેવું જ્ઞાન મળે તેવી રીતે એ ચાલ્યો જાય. અને જો સવળું જ્ઞાન મળે તો તેવું ચાલે.''

**દાદાશ્રી :** હં. એ જો અવળું જ્ઞાન મળે તો અવળો મૂઓ ચાલે.

**પ્રશ્નકર્તા :** 'જગતનું અધિષ્ઠાન જ જ્ઞાન છે.'

**દાદાશ્રી :** જે ચોખ્ખું લખ્યું છે ને !

**પ્રશ્નકર્તા :** આમાં આવી ગયેલું. ''જ્ઞાન ના આધારે જ જીવો ચાલી રહ્યા છે, એ અજ્ઞાન કે જ્ઞાન. અજ્ઞાન એય જ્ઞાન છે. એ તો જ્ઞાનીએ જૂદું પાડ્યું, બાકી જીવને જે જ્ઞાન છે, તેના આધારે જ ચાલે છે. એટલે જ્ઞાન

જ ચલાવનારું છે આ જગતને. અહીંથી જૂહુ જવું હોય, ને બે રસ્તા આવ્યા, તેમાં કયો રસ્તો સાચો ? કોઈ બતાવે, એ જ્ઞાનને આધારે તમે આવો. આ ક્રિયા છે તે જ્ઞાન જ ચલાવે છે. ક્રિયા એ બધી જ્ઞાન જ કરાવે છે. જ્ઞાનીઓના કહેલાના આધારે ચાલેલાનું ફળ વિરતિ, અને જગતના જ્ઞાનનું ફળ અવિરતિ.''

**દાદાશ્રી :** જગતના જ્ઞાનનું ફળ અવિરતિ એટલે આખો દહાડો વધારે માથાકૂટ કરવાનું મન થાય એ જ્ઞાનને આધારે. અને પેલા જ્ઞાનને આધારે વિરતિ.

**પ્રશ્નકર્તા :** ''છોકરાં, મા-બાપને જીવડાં મારતાં જુએ એટલે એય મારે. જે જ્ઞાન જુએ તેવું કરે. એટલે એનો માર પડે. જ્ઞાન એ જ પરમાત્મા છે, જ્ઞાન ક્યારે અજ્ઞાન થતું નથી, પણ ઉપયોગ બદલાય છે તેને જ અજ્ઞાન કહ્યું છે.'' આ ફોડ પાડોને, ઉપયોગને ને અજ્ઞાનને ! ઉપયોગ બદલાય એને અજ્ઞાન કહ્યું ?

**દાદાશ્રી :** હાસ્તો ને ! આત્માનો ઉપયોગ બદલાયો, એટલે સંસાર ઊભો થયો ને એને અજ્ઞાન કહ્યું. સંસારી જ્ઞાન બધું એ અજ્ઞાન. આ એક એક વાક્ય સમજવું દસ વર્ષે ના બને.

**પ્રશ્નકર્તા :** આ ઊંચો ફોડ પાડી દીધો છે આમાં.

**દાદાશ્રી :** પછી આગળ વાંચ, શું લખ્યું ?

**પ્રશ્નકર્તા :** ''સંસાર એ સમસરણ માર્ગ છે, બહુ લાંબો માર્ગ છે. એટલે ગયા અવતારમાં તમે ચાલ્યા કરો છો, આ અવતારમાં તમે ચાલ્યા કરો છો. એ માર્ગ ઉપર જેવું જ્ઞાન તમે જુઓ છો એવા જ્ઞાન પર તમને શ્રદ્ધા બેસે છે. એ શ્રદ્ધાનું રૂપક આવે છે બીજા અવતારમાં. હવે બીજા અવતારમાં બીજા પ્રકારનું જ્ઞાન મળે છે ને રૂપક પાછલા અવતારના જ્ઞાનનું આવે છે. આનાથી દ્વિધા ઉત્પન્ન થાય છે કે મનના હિસાબ પ્રમાણે રૂપક કેમ નથી આવતું ?''

**દાદાશ્રી :** ઓહોહો ! એ પાછું વિસંગત જ થયા કરે.

**પ્રશ્નકર્તા :** 'જેટલું જ્ઞાન ભર્યું એટલી દ્વિધા ઉત્પન્ન થાય.'

**દાદાશ્રી :** થાય. લખ્યું છે બધું, નહીં ?

**પ્રશ્નકર્તા :** હવે આમાં અધિષ્ઠાન. અધિષ્ઠાન પણ જ્ઞાન ?

**દાદાશ્રી :** હા, તો બીજું શું ત્યારે ? અધિષ્ઠાન જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** એટલે જગત જેમાંથી ઉત્પન્ન થાય છે, અને જેમાં વિલય પામે છે, એ જ્ઞાન જ કે ?

**દાદાશ્રી :** જ્ઞાન જ છે, જ્ઞાનમાંથી અજ્ઞાન ઊભું થયું, એટલે જગત ઊભું થયું અને પાછું અજ્ઞાનમાંથી જ્ઞાન થયું એટલે પાછું સમાઈ ગયું.

**પ્રશ્નકર્તા :** પણ પ્રતિષ્ઠિત આત્માને કહ્યુંને આપણે !

**દાદાશ્રી :** એ તો લોકોને સમજાવા માટે આવું કહીએ. નહીં તો તો ઊંધે રસ્તે ચાલ્યા જાય ?

**પ્રશ્નકર્તા :** આ મૂળ હકીકત છે.

**દાદાશ્રી :** મૂળ હકીકત આ ! પ્રતિષ્ઠિત આત્મા તો આનો જ બનેલો છે. આપણો જ ગોઠવેલો છે. પ્રતિષ્ઠા કરેલી 'આ હું છું, આ હું છું.' ત્યારે કહે, 'હા, તું છું !' અને એને વ્યવહાર આત્મા, તીર્થંકર ભગવાને એને વ્યવહાર આત્મા કહ્યો, કે વ્યવહારમાં વર્તતો આત્મા. આપણે શું કહીએ છીએ કે એમ ને એમ થયો નથી, પ્રતિષ્ઠા કરી છે માટે થયો છે, એટલે એ પ્રતિષ્ઠિત આત્મા છે.

**પ્રશ્નકર્તા :** આ અધિષ્ઠાન એ જ્ઞાન કહ્યું, અને ચાલી રહ્યા છે, એટલે ચલાવનારુંય જ્ઞાન કહ્યું.

**દાદાશ્રી :** હા. એ બધું ચલાવનારું, ન ચલાવનારું બધું જ જ્ઞાન છે એ. એ જ આ જગતનું અધિષ્ઠાન છે. જગતનું અધિષ્ઠાન ક્યું ? ત્યારે કહે, આ જ્ઞાન જ. જ્ઞાન ના હોત તો અજ્ઞાન ઊભું ના થાત, ને તો પછી જગત હોત નહીં.

**પ્રશ્નકર્તા :** હવે આ જ્ઞાન, અને આત્મા પોતે અનંત જ્ઞાનવાળો છે, તો એ જ્ઞાનમાં.

**દાદાશ્રી :** એ બે ફેર છે.

**પ્રશ્નકર્તા :** કેવી રીતે ?

**દાદાશ્રી :** આ વિશેષ જ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** એટલે જગતના અધિષ્ઠાનવાળું જ્ઞાન એ વિશેષ જ્ઞાન છે.

**દાદાશ્રી :** એ વિશેષજ્ઞાન. અને પેલું દરઅસલ જ્ઞાન, ચેતન જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** એ ચેતન જ્ઞાન.

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** અને આ ?

**દાદાશ્રી :** આ ચેતન નહીં, ક્રિયાકારી નહીં.

**પ્રશ્નકર્તા :** આપે કહેલું ને કે જે આ જગત ચલાવે. તમારું બધું ચલાવે જ્ઞાન, એ ચેતન જ્ઞાન નથી, અહંકારવાળું જ્ઞાન છે.

**દાદાશ્રી :** અહંકારવાળું જ ને !

**પ્રશ્નકર્તા :** હં, એટલે એ જરા ફોડ પાડોને વધારે !

**દાદાશ્રી :** આ બધું જ્ઞાન અને અજ્ઞાન જ કામ કરી રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** એ બધું જ્ઞાન જ કામ કરી રહ્યું છે !

**દાદાશ્રી :** બસ, એ જ્ઞાનથી જ ચાલી રહ્યું છે આ બધુંય. એ જ્ઞાન જો મિક્ષ્ચર વગરનું હોય તો પરિપૂર્ણ થાય કામ. અને જ્ઞાનમાં છે તો બીજું બીજું હોય, ભેળસેળ હોય ત્યારે બગડી જાય. જે જ્ઞાનમાં અહંકાર હોય એ અજ્ઞાન છે. એટલે અજ્ઞાન છે તે અહંકાર સાથે છે એટલે એ ચેતન જ્ઞાન ના હોય.

**પ્રશ્નકર્તા :** ચેતન વગર તો એ કેમ કામ કરે ?

**દાદાશ્રી :** એ કામ તો આપે, પણ એ તમે જો હાજર કરો તો કામ આપે. પોતે હાજર ના કરો તો જ્ઞાન એને ચેતવે નહીં.

**પ્રશ્નકર્તા :** એ સમજાયું નહીં બરોબર. એ ચેતન વગર કેવી રીતે કામ આપે ?

**દાદાશ્રી :** એ જ્ઞાનના આધારે અહંકાર ચેતે. એ પ્રકાશ જોઈ અને પ્રકાશ જુએ એટલે અહંકાર આમ ખસી જાય. બાકી ચલાવે છે એ બધો પ્રકાશ. પ્રકાશ ચેતન નહીં હોવાથી અહંકારને કામ લેવું પડે છે અને જ્યારે અજ્ઞાન ખલાસ થઈ જાય ત્યારે પ્રકાશ ચેતનરૂપ થઈ જાય. ત્યારે અહંકાર નથી હોતો. જ્ઞાન હોય તો તમે સીધા ઘેર ચાલ્યા જાવ, ત્રણ રસ્તા હોય કે પાંચ રસ્તા હોય, પણ સીધા ઘેર ચાલ્યા જાવ કે ના ચાલ્યા જાવ ?

**પ્રશ્નકર્તા :** ચાલ્યા જઈએ.

**દાદાશ્રી :** બધે જ્ઞાનની જ જરૂર છે. જ્ઞાન વગર જ ગૂંચાયું છે.

જે જ્ઞાન અનુભવમાં એને હોય. એટલે પછી એનું અનુભવ જ્ઞાન કામ કાર્ય જ કરે. પછી છે તે છોડતો જ જતો હોય. આ પોતાના ભાવ બધા ઊડાડતો જ જતો હોય. માર ખાતો ખાતો જાય ત્યારે અનુભવ જ્ઞાન ઉત્પન્ન થાય. દહાડે દહાડે અનુભવ તો હોય પણ ભૂલી જાય છે. પેલો ઓછો માર ખાધો છે ત્યાં સુધી ભૂલી જાય છે. એટલે પાછો ફરી માર ખાય છે. ફરી ખાતો ખાતો પણ એ જ્ઞાન સજ્જડ થતું જાય. આ બધું જ્ઞાન જ કામ કરી રહ્યું છે. જ્ઞાન ને અજ્ઞાન, જ્ઞાન ના હોય તો અજ્ઞાન કામ કરી રહ્યું છે, અજ્ઞાન એટલે અધોગતિમાં લઈ જાય. જ્ઞાન ઊંચી ગતિમાં લઈ જાય.

**પ્રશ્નકર્તા :** માર ખાતો ખાતો આવ્યો હોય એમાંથી જે અનુભવ થાય અને એનાથી જે જ્ઞાન થાય. એટલે એ પછી કોઈ પણ પ્રકારના ભાવ ન કરે એવું આપ કહેવા માંગો છો ?

**દાદાશ્રી :** એ તો એટલું બધું સજ્જડ થાય ત્યારે સજ્જડ જ્ઞાન. જે જ્ઞાન અનુભવ જ્ઞાન એને રહ્યા કરતું હોય.

**પ્રશ્નકર્તા :** તો પછી એ કોઈ પણ પ્રકારના ભાવ ન કરે.

**દાદાશ્રી :** બંધ થઈ જાય અનુભવ જ્ઞાન એટલે શું કે 'આ નથી કામનું. આ આમાં કશામાં સુખ નથી.' ત્યારથી છૂટ્યો એટલાથી. આમ મુક્ત થતો થતો જ આવે છે. અને મુક્ત થઈ રહ્યો છે.

આ વાત અજ્ઞાનીને લાગુ પડે. આપણને અહીંયા લાગુ પડતી નથી. આપણે તો અહીં પાંચ આજ્ઞા. એથી આગળ કશું વસ્તુ જાણવાની જ નથી. બહારના માટે આ વાતો છે.

❖❖❖❖❖

# (૫)

# વ્યવસ્થિત - જીવન વ્યવહારમાં

## વાળ જેટલી પણ શંકા, વ્હોરે દુઃખ

**પ્રશ્નકર્તા :** 'વ્યવસ્થિત'ની જે આજ્ઞા છે એ હજી બરોબર સમજાતી નથી.

**દાદાશ્રી :** 'વ્યવસ્થિત' છે, એની પર શંકા પડે છે ખરી ?

**પ્રશ્નકર્તા :** સંપૂર્ણ 'વ્યવસ્થિત' છે કે ?

**દાદાશ્રી :** 'વ્યવસ્થિત'માં જરાક શંકા એ જ દુઃખ ! દુઃખ ખોળવું હોય તો ક્યાં લેવા જવાનું ? ત્યારે કહે, 'વ્યવસ્થિત'માં જરાક શંકા, એક વાળ જેટલી પણ શંકા ! આ વ્યવસ્થિત તો એક્ઝેક્ટ વસ્તુ છે. પણ કેવી રીતે કહેવું વ્યવસ્થિત ? 'વ્યવસ્થિત હશે ત્યારે થશે' એવું કહીને સૂઈ જવાનું નહીં.

આપણે ચંદુભાઈને કહેવાનું કે સવારમાં વહેલું ઊઠવું છે એવો

નિશ્ચય કરો. એટલે ‘વહેલું ઊઠવું છે’ એમ નિશ્ચય કરીને પછી મોડું ઊઠાયું તો તે વ્યવસ્થિત. મોડા ઊઠાયું, પાંચને બદલે છ વાગી ગયા, અને ગાડી જતી રહી તો આપણે વ્યવસ્થિત કહીને જવાનું બંધ રાખવાનું. ચા પીતાં પીતાં પ્યાલો પડી ગયો તોય પાછું ‘વ્યવસ્થિત’ કહીને બીજો પ્યાલો ચા પી લેવાની. એટલે એક્ઝેક્ટ વ્યવસ્થિત છે. આની પર જે શંકા કરે એ આત્માની પર શંકા કર્યા બરાબર છે.

આ તો તીર્થંકરો સિવાય આત્માથી કોઈ નિઃશંક થયેલો નહીં. ફક્ત ક્ષાયક સમકિતી હતા, કૃષ્ણ ભગવાન જેવા, તે આત્માથી નિઃશંક થયેલા અને તમે તો આત્માથી નિઃશંક થઈ ગયા છો. તમને હવે શંકા નથી ને કે આત્મા આવો હશે કે તેવો હશે ? કે કંઈ શંકા પડે છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** માટે આત્માથી નિઃશંક થઈ ગયા. અબજો રૂપિયા આપે તોય આ પદ નથી મળે એવું, તે આજના લોકને એ સમજાતું નથી. આ તો એટલું બધું ઊંચું પદ છે.

કોઈ માણસને ત્યાં આપણે ચા-પાણી પીવા ગયા હોય, અને તે નોકરના હાથમાંથી ટ્રે પડી ગઈ અને કપ-રકાબી ફૂટી ગયાં. તો પેલા માણસને કંઈ પણ ઈફેક્ટ ના થાય, આ નાની બાબતમાં ઈફેક્ટ ના થાય તો એને જગતના લોક મહાન પદ કહે છે. આ નાની જ કહેવાય ને ? પણ બધે જ્યાં જુઓ ત્યાં આની આજ ભાંજગડ છે. શિષ્યથી જરાક કશું તૂટ્યું ને તોય શિષ્યનું તેલ કાઢી નાખે !

તો આવું જો કપ-રકાબી પડી જાયને તો શું કહો ? તરત જ વ્યવસ્થિત કહી દેવાનું. આ વ્યવસ્થિત આપણા મનમાં સમજવાનું, મોઢે નહીં બોલવાનું. નહીં તો નોકરેય સમજે કે વ્યવસ્થિત છેને ! નોકરને આપણે કહેવાનું કે ભઈ, દઝાયો નથીને ! પહેલું એમ પૂછવાનું. એટલે પેલાને શેઠનો ભડકાટ હોય ને તે જતો રહે. પછી બીજા શબ્દોમાં કહેવું કે ભઈ સાચવીને ચાલજે હવે પછી, હં ! આટલા શબ્દ કહેવાના.

કોઈ જગ્યાએ ગાડી વડોદરા જતાં અથડાઈ હોય અને આજે

આપણે જવાનું થયું, તે આપણું મન જરા ચંચળ હોય, તે આપણને શું કહે ? ગઈકાલે ગાડી અથડાઈ હતી, તે આપણને ઊંઘવા ના દે. અલ્યા, અથડાઈ હતી તે ત્યાં મીંયાગામ આગળ, તે અહીં શું કરવા હેરાન કરે છે ? અહીં તો સૂવા દે ! ત્યારે કહે, 'ના, આ તો ગમે ત્યાં અથડાય.' પાછું એવુંય કહે. એટલે આપણે 'વ્યવસ્થિત' કહીને સૂઈ જવું. 'વ્યવસ્થિત' કહેશો તો ઊંઘ આવશે.

આ અમારી બહુ ઊંચી શોધખોળ છે. આ સાયન્ટિફિક શોધખોળ છે, બજારુ શબ્દ નથી એ !

## ટાઈમિંગ મળ્યે પરિણામ

સવારમાં ઊઠ્યાને તો આપણે જાણવું કે ઓહોહો ! આજે આપણે જીવતાં છીએ. તો વ્યવસ્થિતનો મોટામાં મોટો ઉપકાર માનવો કે ઓહોહો ! હું જીવતો જ છું ! તો મારાથી આજે મોક્ષનું કામ કરી લેવાશે. આ વ્યવસ્થિત ઊઠાડે તો ઊઠાય, નહીં તો ઊઠાય શી રીતે ? એટલે વ્યવસ્થિતનો આપણે ઊપકાર માનવો. વ્યવસ્થિત ઊઠાડે તો આપણે જાણવું કે કહેવું પડે ! આજનો દહાડો તો ચત્તો થયો, કલકી બાત કલ દેખ લેંગે !

## પછી દેહ પણ સહજ ભાવમાં

હવે આ વ્યવસ્થિત જો યથાર્થ સમજે ને તો ઓફિસમાં આઠ કલાકનું કામ એક કલાકમાં પતે એવું છે. એક જ કલાકમાં પતે એટલું દર્શન ઊંચું જાય.

વ્યવસ્થિત શક્તિ આપણે કહી છે ને, તે આ શરીરનાં બધાં અવયવો એને તાબે છે. એટલે આપણે સહજ ભાવમાં 'હું શુદ્ધાત્મા છું' એમ માનીને વ્યવસ્થિતને સોંપી દઈએ ને અને ડખોડખલ ના કરીએ. 'કામે નહીં જાય તો શું બગડી જશે ?' એવું કંઈ ના બોલાય. એ ડખોડખલ કહેવાય. જવાનું આપણા સત્તામાં નથી, તો એવું કેમ બોલાય ? એ ડખોડખલ કરે છે ને તેને લીધે વાત સમજાતી નથી. નહીં તો બહુ જ સહેલાઈથી કામ પતી જાય. સંસાર બહુ સરસ ચાલે તેવો છે.

ઔરંગાબાદ જવાનું છે ત્યારે કોઈક બહુ દોઢ ડાહ્યો હોય તે વિચાર કરી નાખે કે આટલું માણસ આવવાનું છે તો આપણું ખાવાનું ઠેકાણું શાનું પડશે ? પડશે કે નહીં ? ત્યાં સુવાનું ઠેકાણું પડશે કે નહીં પડે ? હવે બહુ વિચાર કર કર કરે તો એને ઔરંગાબાદનો ભેટો થાય ખરો ?

**પ્રશ્નકર્તા :** ક્યાંથી થાય ?

**દાદાશ્રી :** ઔરંગાબાદ જવાનું છે એટલે ટાઈમ બધું કામ કરશે, એવું કહેવું. એ વ્યવસ્થિતના આધીન છે. એટલે જે ટાઈમે જે કામ થવાનું છે એ ટાઈમ જ ઈટસેલ્ફ કામ કરશે.

બગાડ્યા પછી સુધરે તો ખરું, પણ બગડે છે તે ઘડીએ ધ્યાન બગડી જાય છે. અસર ના થાય ને, તો આપણું આ જ્ઞાન સાચું કહેવાય. એટલે ધ્યાન બગડે નહીં એવી તે ઘડીએ એટલી બધી તૈયારી રાખીએ.

આ જગતમાં કશો ફેરફાર થઈ શકવાનો નથી. તો શેના માટે આપણે વિચાર કરવાનો ? એક ફેરો વ્યવસ્થિત થઈ ગયેલું છે, આપણે તો ફક્ત પ્રયત્ન કરીએ. આપણે કહેવું, 'ચંદુભાઈ પ્રયત્ન કરો, પ્રયત્ન કરો.' અને આ ના મળ્યું, તે ચંદુભાઈ કંટાળી જાય ત્યારે કહીએ, 'ભઈ, લે ! તને આ બીજી વસ્તુ આપીએ છીએ.' એમ કરીને ચંદુભાઈને ખુશ રાખવાના આપણે. પાડોશીને જેમતેમ કરીને અટાવી-પટાવીને કામ લેવાનું, આપણે કશું જોઈતું નથી. અપરિગ્રહી છીએ સંપૂર્ણ ! વ્યવસ્થિત થોડું ઘણું સમજાયું કે ? સમજમાં આવે છે ને ?

## અહંકારેય સ્વીકારે અકર્તાપણું

આ વ્યવસ્થિત શક્તિ તો બધું કામ કરે છે. તે અહંકારનેય, પોતાને સમજાય કે આ હું ન્હોતો કરતો અને હું અમથો ભ્રાંતિથી બોલતો'તો 'હું કરું છું' એવું. કરે છે વ્યવસ્થિત શક્તિ. નહીં તો સંડાસ જવા ગયેલા પાછા આવેલા મેં જોયેલા. મેં કહ્યું, 'કેમ પાછા આવ્યા ?' ત્યારે કહે છે કે ઉ... ઉ... ઉ... મેં કહ્યું, 'આ ઘૈડાં છો ને નથી થતો ? તે આ જવાન નાના છોકરાંને ના થાય !' ત્યારે કહે, 'ના, મનેય નથી થતો.' ત્યારે મૂઆ, તમે જીવતા છો કે મરેલા ? બળ્યું સંડાસ થતું નથી,

ત્યારે મૂઆ શું કરવા કૂદાકૂદ કરે છે અમથો વગર કામનો ? ઘૈડાંય પાછા આવેલાં. આ પ્રયત્નેય સફળ ના થયો બળ્યો ! બીજા બધા પ્રયત્ન સફળ થાય, શાદી કરવા જાય ત્યાંથી પાછું આવવું પડે એ સમજણ, પણ મૂઆ આય ના થયું ! એવું અમે આ જ્ઞાનથી બધું જોઈને બોલીએ છીએ. કરવા મોકલવાનો, પાછો આવે એટલે કહીએ કે વ્યવસ્થિત છે, સૂઈ જા બા. આપણે એને કહેવાનું ઊલ્ટું. શું કહેવાનું ? નિરાંતે સૂઈ જા. અને ના ખાધું હોય તો ખઈ લે, ચાલ જલદી.

આહારીને કહેવું પડેને ! એણે ના ખાધું હોય તો 'ખઈ લે', કહીએ. અને વેઢમી તો સારી બનાવી હોય, પુરણપોળી, 'તો બે-ચાર ખઈને સૂઈ જા, સારું છે, ઘી ઘરનું છે ! નહીં તો કેરીનો રસ સારો છે', ત્યારે કહેશે, 'વાયુ થઈ જશે !' 'તો દેખ લેંગે, નાખ સૂંઠ મહીં. ખાઈને પછી સૂઈ જાને છાનોમાનો, મળી તો મળી, નહીં તો ફરી ઠેકાણું પડ્યું કે ના પડ્યું પાછું. સંયોગિક પુરાવા છે એમાં શું કરવા તું કચકચ કર્યા કરે છે, અમથો !'

## અતિથિને આવકારો ચોખ્ખા મને

મને આ જ્ઞાન થયું ન્હોતું તોય પણ વ્યવસ્થિતનું જ્ઞાન હું લઈને આવ્યો હતો કે આ વ્યવસ્થિત જગત છે. એટલે પેલા ઘેર જે મહેમાન આવ્યા છે, તે વ્યવસ્થિત જ છે. તો પછી એને શા માટે તરછોડવા જોઈએ ! એટલું કે કોઈ દા'ડોય છે તે હું બહાર કોઈને એમ બોલું નહીં કે 'તમે ક્યાં ઉતર્યા છો ને મારે ઘેર કેમ ના આયા ?' પણ ઘેર આવ્યા એટલા અતિથિ. ઢસેડી લાવવાના નહીં કોઈને. વ્યવસ્થિતને વ્યવસ્થિત જ રહેવા દેવાનું. અને ઘેર આવ્યા એ તો વ્યવસ્થિત છે જ એમાં. અને આ વ્યવસ્થિતનું જ્ઞાન તમને નિશ્ચિંત બનાવે એવું છે.

હવે વ્યવસ્થિતના આધીન આવ્યા. પાંચ-સાત દહાડા સુધી ખસે નહીં, તો મનમાં ભાવ બગાડે કે બળ્યું, આ અત્યારે ક્યાં આવ્યા છે ? આ લોકો અહીંથી જાય તો સારું. એ ભાવ બગડ્યા કહેવાય. એવું ન થવું જોઈએ. વ્યવસ્થિતના આધીન આવ્યા ને વ્યવસ્થિતના આધીન જશે. આપણા હાથમાં છે કશું ? એ એમની મેળે નથી આવ્યા, એમની શક્તિ નથી બિચારાની, એમની ઉપર શું કરવા કકળાટ કરો છો તે ? આ

વ્યવસ્થિતનું જ્ઞાન રૌદ્રધ્યાન-આર્તધ્યાન બેઉ બંધ કરાવી દે એવું છે. આ વ્યવસ્થિતનું જ્ઞાન તો બહુ હેલ્પીંગ છે. આ તેને લીધે તો નિરાંત રહ્યા કરે છે અને એક્ઝેક્ટ વ્યવસ્થિત છે.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત બેસી ગયું તો અડધું કામ પતી જાય.

**દાદાશ્રી :** આખુંય કામ પતી જાય છે. વ્યવસ્થિત બધું મૂક્યું. વ્યવસ્થિતનું જેને જ્ઞાન રહે છે, તેને આત્મા આપેલો છે.

ઘરમાં ના ગમતું કોઈ આવ્યું હોય ને એ જાય નહીં ત્યારે મહીં અણગમો રહ્યા કરે, નહીં ? હવે નથી રહેતું એવું ? હવે આવ્યું તે વ્યવસ્થિત. અને આપણું કાઢ્યું જવાનું નથી. એટલે આપણે જોયા કરવાનું, વ્યવસ્થિત શું કરે છે તે.

**પ્રશ્નકર્તા :** છતાં પણ ક્યારેક એમ ભાવ આવી જાય, પણ આપણને ખબર પડે.

**દાદાશ્રી :** એ ભાવ આવી જાય છે એ ખબર પડે. એટલે ભાવ તો આવે. ભાવ તો આવવો અવશ્ય છે, મહીં છે એટલે. જેટલા ભાવ ભરેલા છે, એટલા નિર્જરા તો થવાના જ ને ? તે નિર્જરા ક્યારે થઈ કહેવાય ? કે પેલા સંવર હોય, ફરી તે વખતે તન્મયાકાર ના થાય. સંવર રહે, એટલે બસ થઈ ગયું. એક નિર્જરા થઈ ને આ બાજુ સંવર થયું. નિર્જરા તો અવશ્ય થવી જ જોઈએ મહીં છે તો નિર્જરા થવાની છે. ના ગમતો મહેમાન આવે ત્યાંથી જ કંટાળો આ મનુષ્યોને હોય. ના ગમતો મહેમાન હોય કે ના ગમતું માણસ આવ્યું હોય તો મનમાં એમ થયા કરે કે આ ક્યારે જાય, ક્યારે જાય, ક્યારે જાય ? છતાંય એય જાણતું નથી બિચારું, કે મારા માટે આવું ધ્યાન કર્યા કરે છે. પણ આપણી આંખો પરથી સમજી જાય, કે હું ગમતો નથી. એને ભગવાને આર્તધ્યાન કહ્યું. અને આર્તધ્યાન ક્યારે ? કે પેલાને દુઃખ ના થાય એવું વર્તન આપણું હોય તો, દુઃખ થાય એવું વર્તન તો રૌદ્રધ્યાનેય સાથે થયું.

અને ગમતું આવે તો, 'ના, બે દહાડા પછી જવાનું. નહી જવાનું, નહી જવાનું' કહીએ તોય વ્યવસ્થિત તેડી જાય એને અને આંખમાંથી ટીપાં પડ્યા કરે.

**પ્રશ્નકર્તા :** પણ તે જ્ઞાનથી ફરક પડી ગયો.

**દાદાશ્રી :** બધો ફરક પડી જાય. જ્ઞાનથી ફરક ના પડે તો એ જ્ઞાન એ જ્ઞાન નથી. એક કલાકમાં ફરક પડવો જોઈએ, જ્ઞાન તો એનું નામ જ કહેવાય.

**પ્રશ્નકર્તા :** હમણાં જ એક બનાવ બન્યો છે. મારા રિલેટીવ છે, સારું કમાય છે તો એમને નોકરી મળી છે છતાં અમારે ઘેર આવીને રહ્યા છે. તો હવે ભાવ બગડ્યો કે હવે એમણે એમનું ઘર શોધી લેવું જોઈએ. દોઢ મહિનો થઈ ગયો અને એવું લાગે છે કે આપણા ઘરમાં જ રહેશે.

**દાદાશ્રી :** એ ભાઈ સમજતા નથી ?

**પ્રશ્નકર્તા :** ના. એને જો મફતનું રહેવાનું ને ખાવાનું મળે તો એ ભાઈ ના ખસે.

**દાદાશ્રી :** તમે જેવું માનો છો એવું કંઈ હોતું નથી, ફક્ત તમારા આ હિસાબ. તમારા બોલવાથી જાય એવા હશે, તો તમારે ધીમે રહીને કહેવું, 'તમારે તો સારો પગાર છે, જગ્યા-બગ્યા ખોળી કાઢીએ તમારે માટે.' એમ કરીને કહેવું. ત્યારે કહે, 'ખોળી કાઢો.' એટલે એનો ઉકેલ આવે. એને એમ તો ન જ કહેવાયને, 'તમે જાવ. અમારે ત્યાંથી જાવ.' કારણ કે વ્યવસ્થિતનો નિયમ છે કે કોઈ ના બોલે તોય જતા જ રહેવાના છે. ચાલે જ નહીંને કોઈનુંય. અહીં લોકોને જીવવું છે તો પણ જવું પડશે ને ?

**પ્રશ્નકર્તા :** પણ એવો ભાવ બગડી જાય છે મારો.

**દાદાશ્રી :** ભાવ તો બગડી જ જાય ને. પેલી બુદ્ધિ ખરીને કે આ આટલું કમાય છે ને આમ ને તેમ, બુદ્ધિ તોલ કાઢે ને ! જ્ઞાન અહીં જ જોવાનું છે ને !

**પ્રશ્નકર્તા :** ભાવ બગડ્યોને કે એમણે એમનું ઘર શોધી લેવું જોઈએ. ત્યારે અંદર તો થઈ ગયું કે ખોટું થાય છે. ત્યારે એ જ મોમેન્ટ પર પ્રતિક્રમણ થયું.

**દાદાશ્રી :** એમણે ઘર શોધી લેવું જોઈએ, એ વસ્તુ ન્યાય છે. પણ ન્યાય ને કર્મના ઉદય બે જોડે ના થઈ શકે. ન્યાય તો આપણે જાણવાનો છે. કો'કને ત્યાં ગયા હોય, તો આ ન્યાય આપણને કામ લાગે કે આપણે બીજું ખોળી લેવું જોઈએ. પણ એના ન્યાય પ્રમાણે ચાલશેને, એને જે ન્યાય સમજણ પડી છે એ પ્રમાણે ! એટલે તમારે સમજીને કહેવાય, આમ સમજીને. તમારે મહીં આમ કહેવું કે 'ચંદુભાઈ, આસ્તે રહીને એને દુઃખ ના થાય એવી રીતે વાતચીત કરજો.' બાકી જો ધીરજ રહેતી હોય તો ચલાવી લેવું પડે. એનું નામ જ તપ કહેવાય ને ! તપ થાય નહીં ત્યારે કરવાનુંય શું ?

**પ્રશ્નકર્તા :** પણ આપણને એમ થાય કે કોઈને જરૂર હોય, કોઈ ઈન્ડિયાથી આવ્યો હોય, નોકરી-ધંધો ના હોય, તો આપણે ત્યાં છ-બાર મહિના રહે તોય વાંધો નથી. પણ જેને આટલું બધું છે એણે તો એનું શોધવું જ જોઈએ.

**દાદાશ્રી :** એ બુદ્ધિ કૂદાકૂદ કરે છે. આપણે એને જાવ એમ ના કહેવું. એની પાસે કશું છે નહીં, એટલે રહ્યો છે. જો આપણાથી સહન થાય એવું હોય તો, ના સહન થાય એવું હોય તો તો કહી દેવું. બાકી પેલી બુદ્ધિ, આપણી બુદ્ધિ કૂદાકૂદ કરે છે. એ કાયદાનો ભંગ નથી કરી રહ્યો. તમે ભંગ કરી રહ્યા છો કાયદાનો. એ તો કોઈ કાયદાના આધારે રહ્યો છે, વ્યવસ્થિતના.

## પોતે 'પોતાને' ઠપકો, તો થાય બંનેનો છૂટકો

જે વ્યવસ્થિત થતું હોય તેનું અવ્યવસ્થિત આપણે ના કરવું.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં કો'ક વખત હજી એવું થઈ જાય છે તો શું કરવું ?

**દાદાશ્રી :** સાંજે ચંદુભાઈને થોડો ઠપકો આપવાનો, એવું એકાદ મહિનો ઠપકો આપીએ એટલે બંધ થઈ જાય.

એવું છે, કે વ્યવસ્થિતની બહાર વ્યવહારમાં કશું થતું જ નથી. અને વ્યવહાર જેટલો ફેરવવા જાય છે ને તેટલો મહીં ભરેલો અહંકાર છે. એટલે એટલું આપણે સમજી લેવાનું કે આ વ્યવસ્થિત છે તેનું આપણે અવ્યવસ્થિત કરીને શું કામ છે ? તેમ છતાં બોલાઈ જવાયું, તે પહેલાંનો ભરેલો માલ છે. કારણ કે આપણું આ અક્રમ છે ને, તે કર્મો ખપાવ્યા વગર આવ્યા છીએ એટલે ભરેલો માલ નીકળે.

**પ્રશ્નકર્તા :** પણ કોઈ વખત જાણી જોઈને કહેવું પડે એટલા માટે કહું છું.

**દાદાશ્રી :** ના, કહેવા માટે તો આ જગતમાં કંઈ છે જ નહીં. એ પૂછે તો કહેવા જેવું. એ પૂછે કે આ શું કરવાનું છે ? ત્યારે આપણે કહેવાનું. બાકી, મનમાં તો ઈચ્છા કેવી રાખવી કે આ ના પૂછે તો સારું. પેલું તો વગર પૂછ્યે જ માલ આપ આપ કરીએ. ઘરાક ના કહે ને આપણે માલ આપ આપ કરીએ તો ઘરાકને અકળામણ ના થાય ? તે ઘરાક પછી માથામાં જ મારે આપણને. પણ એ પૂછે તો જવાબ દેવો પડે. અમને કોઈક પૂછવા આવે તો અમે જાણીએ કે આ વળી ક્યાં ઉપાધિ આવી ? ધર્મની બાબત પૂછવા આવે તો ઠીક છે. પણ વ્યવહારની બાબત પૂછવા આવે તો તો ઉપાધિ સ્વરૂપ લાગે. પણ અમે વ્યવહારમાં કશું બોલીએ નહીં ! મીઠું વધારે હોય તોય અમે બોલીએ શું કરવા તે ? બોલીએ તો ઉપાધિ થાય ને ?

વ્યવહાર તો વ્યવસ્થિત જે પ્રમાણે ચલાવે છે એ શુદ્ધ વ્યવહાર છે અને તેમાં 'આપણે' ડખો કરીએ એ અશુદ્ધ થયું, ડખો કરવો નહીં, ને ડખો થઈ જાય તો કર્મો ખપાવ્યા વગરનાં છે એટલે થઈ જાય છે. તો સાંજે આપણે પા કલાક બેસી અને ચંદુભાઈને ઠપકો આપવાનો. આપણે કહેવાનું કે જો તમે વગર કામનાં તે વખતે બાબા જોડે માથાઝીક કરી હતી. આ વહુ જોડે માથાઝીક કરી. આ ખોટું કર્યું, આમ ના કરવું જોઈએ, આવું કરાતું હશે ? તે ઠપકો આપીએ. ને મહિના સુધી ઠપકો આપીએ તો ચંદુભાઈનું બંધ થઈ જાય. ચંદુભાઈ પણ સમજુ છે, પણ ઠપકો આપનાર જોઈએ, કોઈ વઢનાર તો જોઈને ! એટલે આપણે ઠપકો આપવાનો. નહીં તો અવળું માનીને એ અવળું ચાલ્યા કરે, અને ચંદુભાઈનું અવળું ચાલ્યું એટલે આપણુંય અવળું ચાલ્યું.

અહીં પૂના જવાનું હોય તેને બદલે ચંદુભાઈ અમદાવાદની ગાડીમાં બેઠાં, તો પછી આપણનેય અમદાવાદ જવું પડેને ? માટે ચંદુભાઈ સવળાં ચાલે એવો રસ્તો આપણે કર કર કર્યા કરવાનો, તે ચંદુભાઈય છૂટે અને આપણેય છૂટીએ.

**પ્રશ્નકર્તા :** આપણે સમજીએ છીએ કે આ અહંકાર છે, છતાં એ ચઢી બેસે છે.

**દાદાશ્રી :** ચઢી બેસે છે તેનો વાંધો નથી. ચઢી બેસે છે તે તો હકીકત બની. એમાં આપણું કંઇ ચાલે નહીં. પણ સાંજે ઠપકો આપીએ ને ? આપણે નોંધ રાખીએ કે 'અમુક ટાઈમે આમ કર્યું હતું, અમુક ટાઈમે આ કર્યું હતું, આ ભઈ જોડે અમથી વગર કામની માથાફોડ કરી હતી.' એ બધાનો ચંદુભાઈને ઠપકો આપીએ એટલે આપણે છૂટી ગયાં. પછી આપણે જવાબદાર ના રહ્યાં, અને એટલે ચંદુભાઈની જવાબદારી છૂટી જાય છે. કારણ કે આપણી જવાબદારી છૂટી ગઈ કે ચંદુભાઈની જવાબદારી પણ છૂટી ગઈ અને કોઈને દુઃખ થયું હોય તો પ્રતિક્રમણ કરવું પડે તો કહીએ કે, 'ચંદુભાઈ અતિક્રમણ કર્યું, માટે પ્રતિક્રમણ કરો.'

## વ્યવહારમાં જાગતા ઊંઘો

જગતવ્યવહાર ચલાવવા માટે આપણે કશું કરવાનું હોતું જ નથી. વ્યવહાર વ્યવસ્થિત ચલાવી જ લે છે, 'એક્ઝેક્ટ' ચલાવી જ લે છે. આપણે ઊંઘી જઈએ તોય મહીં ખાવાનું પચે છે, તો પછી જગતમાં નહીં ચાલે ? એટલે આપણે શું કહ્યું કે થોડું ઘણું જાગતા ઊંઘવું પડે. જાગતા ઊંઘવું એટલે શું કે આપણે જાગતા હોઈએ અને પ્યાલો ફૂટે તો તે આપણે ઊંઘતા હોયને પ્યાલો ફૂટે એવી અસર થવી જોઈએ. અસરમાં ફેર ના પડવો જોઈએ. આપણે ઊંઘતા હોય ને પ્યાલો ફૂટે ત્યારે કેવા ડાહ્યા રહીએ છીએ ? અને જાગતા ફૂટે ત્યારે કોણ વચ્ચે આમાં ભૂત પેઠું ? એ અહંકાર ને મમતાનું ભૂત પેઠું. એ ભૂતને આપણે ઓળખો એટલે પછી જાગતા ઊંઘાય એટલે ઉઘાડી આંખે ઊંઘવું, તો કશી ભાંજગડ જ નહીં ને ! અને તે શું ખોટું છે ?

એવું છે, હવે ચંદુભાઈને એમનું કામ કાઢી નથી લેવું, હવે તો આપણે આપણું કામ કાઢી લેવાનું છે.

એટલે વસ્તુસ્થિતિમાં વ્યવસ્થિતને બહુ જ એડજસ્ટ કરી લો. બધો વ્યવહાર 'વ્યવસ્થિત' ચલાવી જ લે છે. કશું ડહાપણ કરવા જેવું નથી. ગમે તે ખોરાક પેટમાં નાખીએ છીએ ને રાતે ઊંઘી ગયાં પછી કોણ ચલાવે છે ? મહીં પિત્તરસ, પાચકરસ બધું નાખવાનું-એ બધું જ 'વ્યવસ્થિત' ચલાવે છે. હવે જે અંદર ચલાવે છે તે બહાર નહીં ચલાવે ? પણ આ તો બહાર વખતે પોતે જાગતો છે ને તેથી ડખો કર્યા વગર રહે નહીં ને! એ જ આવતો ભવ ઊભો કરે છે અને એનું નામ જ આવતા ભવનો સંસાર ઊભો કર્યો. અને આમ ઊંઘી ગયો હોય ને તે ઘડીએ પચ્ચીસ પ્યાલા ફૂટી ગયા હોય તોય વાંધો નથી. પછી બાઈસાહેબ શું કહેશે કે એમના જાગતાં પહેલાં બધા ટુકડા બહાર નાખી દો, નહીં તો એ જાગશે કે તરત ડખો કરશે. એટલે ઊંઘમાં જતું જ રહે છે ને. તેવું હવે ઉઘાડી આંખે ઊંઘો. પછી વ્યવહાર કેવો થાય છે તે તો જુઓ. આખી રાત ઊંઘે છતાં દાઢી એમ ને એમ ઊગે છે ને ? આ સવારે ઊઠ્યા તો આંખોથી દેખો છો ને ? ઊઠ્યા તો કાનથી તરત સંભળાય છે ને ? તો આ બધું એડજસ્ટમેન્ટ કોણે કર્યું ? એટલે હવે થોડુંક જાગ્રત થવાની જરૂર છે. વ્યવહારમાં પૂછે તો જ જવાબ આપવો. એમ ને એમ ડખલ કરવી જ નહીં.

## કાઢો આ બધાનું લઘુત્તમ

આ બધું બોલે છે તેનું લઘુત્તમ કાઢો છો તમે ! આ બધું બોલે છે તેનું લઘુત્તમ કાઢી નાખો, એ સમજવાનું અને આ જગતમાં બધું 'વ્યવસ્થિત' છે. એટલે કોઈને એમ ના કહેશો કે 'તેં ખોટું કર્યું'. એવું તો કહેવાય જ નહીં, એવું વિચારાય નહીં. કહેવાની તો વાત ક્યાં ગઈ, બોલે તો સામાને ખોટું લાગે, પણ એવું વિચારાય પણ નહીં. તેથી અમે કહીએ છીએને 'વ્યવસ્થિત' છે. એક્ઝેક્ટ 'વ્યવસ્થિત' લાગ્યું ને ?

'વ્યવસ્થિત'નો અર્થ શો ? કોઈ દોષિત છે જ નહીં ! જો તમે 'વ્યવસ્થિત' સમજો તો કોઈ તમને દોષિત દેખાશે જ નહીં.

## પહેલાંય હતું એવું જ

**પ્રશ્નકર્તા :** ધણીઓ, દાદાના જ્ઞાન પછી ડાહ્યા થઈ જાય, એટલે બૈરાઓ છે તો ગેરલાભ લે ધણીઓના.

**દાદાશ્રી :** એ બધી કલ્પનાઓ છે. પહેલા નો'તા લેતા ? એ એમને ખબર જ ક્યાં છે ?

જે વ્યવસ્થિત કહેલું છે, એ એક્ઝેક્ટ જોઈને કહેલું છે. એમાં ફેરફાર જ ના થાય કંઈ. એ ગેરલાભ લેવાના હશે તે ગેરલાભ લેશે. નહીં લેવાના હશે તે ગેરલાભ છોડી દેશે. તમારા મનમાં, બુદ્ધિના વિકલ્પ બોલે છે.

**પ્રશ્નકર્તા :** એમને છૂટવું છે. ગેરલાભ લઈને ક્યાં બંધાવવાનું ?

**દાદાશ્રી :** અમે જે વ્યવસ્થિત જોઈને કહ્યું છે ને, એટલે નિશ્ચિંત રહેવા જેવું છે.

આ જેટલું ડિસાઈડેડ છે એટલું જ થશે. અન્‌ડિસાઈડેડ કશું થવાનું નથી. તમારી પાસેથી કોઈ લાભ લઈ શકે નહીં. આ જ્ઞાન આપતાં પહેલાં ડિસાઈડેડ થઈ ગયેલું છે. એટલે અમે વ્યવસ્થિત કહેલું આ. એટલે તમે જરાય છેતરાઓ નહીં, માટે નિર્ભય થઈને આ કામ કર્યે જાઓ. નિર્ભય થઈને પણ તમારો શુદ્ધ ઉપયોગમાં રહ્યા કરો. શુદ્ધ ઉપયોગમાં રહેવું, એટલે 'હું શુદ્ધ જ છું'.

## વર્કર્સ સાથે વ્યવસ્થિતનું જ્ઞાન

વ્યવસ્થિતના જ્ઞાનમાં રહે તો કાયદો જ જોવાનો ના હોય ને ! એટલે કોઈ વહેલું આવે, કોઈ મોડું આવે, તોય વ્યવસ્થિત ! એટલે કોઈ માણસને વઢવું ના જોઈએ.

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** હવે પછી કાયમનું જે મોડું કરતો હોય, તેને કહેવાય કે ભઈ, આવું લેટ ના કરવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** કાયદામાં સાચું કે ખોટું રિઝલ્ટ આવે. સાચા માટે લડે કાયદો, જ્યારે વ્યવસ્થિતમાં જે આવે તે એક્સેપ્ટ કરવાનું.

**દાદાશ્રી :** હા, અને વ્યવસ્થિત તો આપણને, તમે લેટ થયા એ મારે પૂછવું જ ના જોઈએ. હું સમજું કે તમે લેટ થાવ એવા માણસ જ ન હોય. સંજોગોએ ગૂંચવ્યા છે અને આપણા લોકો તો એવું સમજે જ નહીં ને ? એ તો પેલાને કહેશે, 'તેં જ મોડું કર્યું આ તો. તેં મારું બધું કામ બગાડ્યું.' અને એની વઢવાડ ચાલે. વ્યવસ્થિત નહીં સમજવાથી બધે ગૂંચાય. તમને સમજાયું કે ?

## છોકરા આમ જોવાય નિર્દોષ

આ તારા છોકરાએ છે તે સો રૂપિયા ખોઈ નાખ્યા અને વ્યવસ્થિત કહ્યું, એટલે પેલા ઉપર દોષ જ થાય નહીં ને !

**પ્રશ્નકર્તા :** એનો અર્થ તો કે એમ ને એમ નક્કી થયું કે મારો કંઈ કહેવાનો અર્થ નથી, એ તો જે કરવું હશે એ કરશે. અમને આપનું જ્ઞાન મળ્યું છે અને સમજ્યા છે કે મારે કંઈ આમાં કંઈ ડખોડખલ કરવાની જરૂર નથી. છોકરો એ તો એના રસ્તે જ જવાનો છે, અને જે થવાનું હશે એ થશે. તો એ બરાબર જ છે ને કે જેમ થવાનું હશે એ જ થશે ?

**દાદાશ્રી :** ના, ના. એવું નહીં. એવું ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** આપણે છોકરાને નથી કહેતાં. આપણે સમજીએ છીએ કે આ જે થાય છે એ વ્યવસ્થિત છે.

**દાદાશ્રી :** ના. પણ આપણે જ્યાં સુધી ભેગા હોઈએ, જુદા પડી ગયા પછી કશું વાંધો નહીં, પણ ભેગા હોય અને નાનો છોકરો એક હોટલમાં જતો હોય, અને આપણે જોવામાં આવે તો એને એમ કહેવાનું કે ભઈ આ હોટલમાં જવાથી શરીર સારું થાય ? આમતેમ સમજાવીને કહેવાનું બધું. આપણું બગાડવાનું નહીં. એનું ના બગાડાય, આપણું

બગાડીએ, એ એનું બગડે. આપણે જો ગુસ્સે કરીએ એટલે આપણું પહેલું બગડ્યું પછી એનું બગડે પાછું.

## કામ કરો પણ પીડા ના વહોરો

આપણે કહી છૂટવું કે કાકા, આજ બહુ ઊઠાઊઠ ના કરશો અને પછી આપણે આમ લપાઈને જોયા ના કરવું, કાકા ઊઠે કે નહીં ? આપણે સૂઈ જવું નિરાંતે. તે આપણે ક્યાં આખી રાત લપાઈને જોઈએ ? શા આધારે કાકા ચાલે છે, તે આપણે જાણતા નથી ?

એ બધા સંજોગો શી રીતે બને છે ? સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે બધા. ખાવું-પીવું તેય સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ. આ પરમાણુ, પરમાણુ વ્યવસ્થિત છે આ જગત. આ જગતની રેગ્યુલારિટી કેટલી બધી છે ? આ રેગ્યુલર છે જગત. તેની રેગ્યુલારિટી કેટલી છે ? એક પરમાણુ-પરમાણુ માત્રની ! તો આ આટલું જથ્થાબંધ તો નહીં પેસી જાય ને ? આપણે સાયન્સ જાણીએ તો, આપણા મનને કંઈક સમાધાન થાય. નહીં તો કાકાને રોજ બોલ બોલ કરીએ ને આપણું કશું વળે નહીં, એના બોલ્યાનો અર્થ નહીં ને ! તમને કેમ લાગે છે ? તેમ બોલવાનો વાંધો નથી, જ્ઞાન તો બોલવું જ જોઈએ. આપણને જે લાગે, એ જ્ઞાન ! બધાં વિકલ્પી જ્ઞાન છે. વિકલ્પી જ્ઞાન એટલે પોતાને જે અનુકૂળ આવે તે જ્ઞાન બોલવું ખરું ? અને સામાને ઠીક લાગે તો ગ્રહણ કરે, નહીં તો ના કરે. આમાં આપણે કંઈ જવાબદાર નથી.

એટલે આ બધી પીડામાં નહીં પડવું. આપણે આપણું કામ સાથે કામ રાખો ને, બધું કુદરત જ કરી રહી છે. આ તો બધું આપણે કંઈક કહીએ, એવું થવાનું નથી ? આપણે જ્ઞાન હાજર કરવું, બોલવું કે આમ કરો. બે વાગ્યા સુધી સૂતા ના હોય તો આપણે કહેવું કે ભઈ, વહેલાં સૂઈ જવાથી તબિયત સારી રહેશે ને આમ છે, તેમ છે એટલું કરીને પછી આપણે ઓઢીને સૂઈ જવું નિરાંતે. આપણે આ ક્યાં જાગ્યા કરીએ, આ ક્યારે ઊંઘશે, હવે ક્યારે ઊંઘશે ? એનો પાર ક્યારે આવે ?

તેથી હું કહું છું ને ભાઈ, આ બધાંની ભાંજગડો તમે ના કરતા.

તમે કામ કર્યે જાવ. જાણે પારકું કામ હોયને એવી રીતે કર્યે જાવ. દાદાનું કામ હોય એ રીતે તમારી મેળે કર્યે જ જાવ. બીજી કશી ભાંજગડ ના રાખશો. એ તો બુદ્ધિથી માપવા જાયને, ત્યાં સુધી કશું જડે જ નહીં આપણને. તેથી આ 'વ્યવસ્થિત' મેં આપેલું ને કે ચિંતા કરશો નહીં, કામ કર્યે જાવ અને કામ કેવું ? જાણે દાદાએ સોંપેલું હોય એવું. એ ફાવે કે ના ફાવે ?

**પ્રશ્નકર્તા :** ફાવેને.

## ભયંકર ભૂલ, ધાર્યું કરાવાની

આપણા ધાર્યા પ્રમાણે થાય, એવું વ્યવસ્થિત હોય ખરું ?

**પ્રશ્નકર્તા :** હોતું જ નથી આવું વ્યવસ્થિત.

**દાદાશ્રી :** કેમ આપણા ધાર્યા પ્રમાણે નથી થતું ને ?

**પ્રશ્નકર્તા :** 'ધાર્યું કરવું' એ જ ગુનો છે ? વ્યવસ્થિતનું ધાર્યું થવા દેવાનું ?

**દાદાશ્રી :** એમ ? એટલે તું ધારતો નથી ? આ તો ધાર્યા વગર રહે નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે આમ ધારવાનું હોતું નથી, પણ સંજોગો જ ડિસાઈડ કરી આપે કે હવે આવતીકાલે ક્યાં જવાનું છે અને આમ નથી કરવાનું ને આમ કરવાનું છે. એટલે ધારવાનું રહેતું જ નથી પછી.

**દાદાશ્રી :** અને તું તો ધારું છું ને ?

**પ્રશ્નકર્તા :** હા, દાદાજી.

**દાદાશ્રી :** પછી એ પ્રમાણે થતું નથી. પછી શું કરવું, રડવું આપણે ?

**પ્રશ્નકર્તા :** પછી ગૂંચાયો એટલે ખબર પડે કે આ માર ખાધો. ધારીને ના થાય એટલે પછી મહીં સફોકેશન થાય. એટલે પછી જાગૃતિ આવે ને પાછું છૂટું પડી જાય.

**દાદાશ્રી :** ભૂલો એ થઈ છે.

**પ્રશ્નકર્તા :** આ ધાર્યું થવામાં તો, અત્યાર સુધીની ભૂલો જે થઈ છેને આવતો ભવ બંધાવવા માટે. કારણ કે ધાર્યું કરવું હતું, ધાર્યુ થતું હોતું નથી, પણ આવતો ભવ જરૂર બંધાઈ જાય છે એનાથી. એવું જ છે ને?

**દાદાશ્રી :** એવું જ છે, આવતા ભવનાં બીજ પડે. વ્યવસ્થિતને ખોટું જેવું કહ્યું કે બીજ પડે. અને તે વ્યવસ્થિત એ ભગવાન જેવી શક્તિ કહેવાય. એને ખોટું કંઈ બીજું બોલતાં નહીં. પણ એની પર શંકા કરી તો પણ બીજ પડે.

**પ્રશ્નકર્તા :** આખું કર્તાભાવની જે દૃષ્ટિ બંધાયેલી છે, તે જ આખો આવતો ભવ બંધાવે છે ?

**દાદાશ્રી :** હા. એ જ બીજું કોણ. અહંકાર છેને તે જ.

**પ્રશ્નકર્તા :** અને આ વ્યવસ્થિતની આજ્ઞાથી એ દૃષ્ટિ છૂટે છે !

**દાદાશ્રી :** છૂટી જાય અને વ્યવસ્થિત જ છે. છેવટે વ્યવસ્થિતને આધીન કરવું પડે છે. ત્યાર પહેલાં સીધી રીતે એ કરતાં હોય તો શું ખોટું? છેવટે વ્યવસ્થિતને માન્ય કરવું પડે ને ?

**પ્રશ્નકર્તા :** માન્ય કરવું જ પડે ને ! અને તે જ પ્રમાણે બનતું હોય છે. વ્યવસ્થિતને આધીન જ બનતું હોય છે.

**દાદાશ્રી :** એને આધીન જ બને ને ! એ રાજીખુશીથી સ્વીકારીએ તો આનંદ રહે અને ફુલિશનેશ કરીએ તો મહીં દુ:ખ પડે. કરું છું તું ફુલિશનેશ ?

**પ્રશ્નકર્તા :** ઘણીવાર થાય છે એવું. વ્યવસ્થિત છે એવું કહે તો પણ મન માને નહીં ને ? કાવાદાવા કરે જ.

**દાદાશ્રી :** માને નહીં એવું મન છે ? એટલે વ્યવસ્થિત કે બીજું કશું જ્ઞાન પહોંચે જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** એટલે એવું બહુ હાલી જાય, બધું !

**દાદાશ્રી :** તારે હઉ થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** મારે તો વહેલું થાય.

**દાદાશ્રી :** તારે થઈ જાય ? બેઉ કાચા ફુસ ! નહીં તો આ તો કાચો નથી પડતો. વ્યવસ્થિત કહી દીધું એટલે કહી દીધું !

**પ્રશ્નકર્તા :** એટલે આ બધું રાગે પડેલું બધું બગડી જાય પછી.

**દાદાશ્રી :** વળી કો'ક શું બગાડતું આપણે ઘેર. એક-બે દહાડા કોઈ બગાડી જાય. પછી ત્રીજા દહાડાથી એમનો સાંધો જ તોડી નાખીએને !

**પ્રશ્નકર્તા :** પણ પછી એવું થાય કે આવું કેવું વ્યવસ્થિત ?

**દાદાશ્રી :** વ્યવસ્થિતને પાછું વખોડી કાઢું છું ? ઓહોહો ! જુદી જાત ! તેં એવું નથી કહ્યું કોઈ દહાડો, નહીં ? આ તો તારા કરતાંય જબરા! આ તો બહુ વસમું! વ્યવસ્થિત એટલે વ્યવસ્થિત. નહીં તો અવ્યવસ્થિત ના કહેત આપણે ? અંધારી રાત્રી ગમે તે ટાઈમે હોય, કબૂલ કરવા જેવી વસ્તુ એ! આવું કેવું વ્યવસ્થિત ? બુદ્ધિ દેખાડે ! તે બુદ્ધિને એટલી બધી પંપાળ, પંપાળ કરી હોય તો ચઢી બેસે પછી !

બુદ્ધિ ડખલ ન કરે તો વ્યવસ્થિત લાગે જ એમાં, એ તો એમાંથી બુદ્ધિ એકલી વચ્ચે ડખલ કરે છે. જેમ બુદ્ધિ અત્યારે સાચી હોય ત્યારે આવું ના કરે. ડખલ તો ઊંધી બુદ્ધિ, વિપરીત બુદ્ધિ કરે. સાચી બુદ્ધિ ડખલ ના કરે.

**પ્રશ્નકર્તા :** ધાર્યું કરાવવાની માથાકૂટ બુદ્ધિ જ કરતી હોય છે. એથી એને પેલું ધાર્યા પ્રમાણે નથી થતું, માટે ડખો થાય છે.

**દાદાશ્રી :** તારે શી શી બાબતમાં જોઈએ, ખાવાની બાબતમાં ? સૂઈ જવાની બાબતમાં ?

**પ્રશ્નકર્તા :** ખાવાની બાબતમાં થાય, સૂઈ જવાની બાબતમાં ના થાય ખાસ.

**દાદાશ્રી :** સૂઈ જવાની બાબતમાં સુખ ! એમાં ના થાય. ખાવાની બાબતમાં શું થાય ? એક જ બેઠકે ટેબલ ઉપર કેમ ?

**પ્રશ્નકર્તા :** ના, એવું કશુંય નહીં.

**દાદાશ્રી :** તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** આ તો એવું કે પેલું કાંદા-બટાકા આમ ખાવાની ઈચ્છા ના હોય તો એના એ જ ભેગા થાય. એવું બધું એટલે આમ મનમાં પેલું થાય.

**દાદાશ્રી :** ભેગું થાય એ આપણને કંઈ ભોંકે છે. ભેગું તો થાય ને ? સંયોગ છે ને ? વિયોગી સ્વભાવનો પાછો. વિયોગી છે પાછો પછી.

**પ્રશ્નકર્તા :** સેવા કરવાની બાબતમાં વધારે થાય.

**દાદાશ્રી :** સેવાની બાબતમાં શું ?

**પ્રશ્નકર્તા :** કોઈવાર કોઈ કાઢી મૂકે. કોઈવાર ના આવવા દે, એવું તેવું બધું આવું થાય ત્યારે ડખો થાય મહીં.

**દાદાશ્રી :** કાઢી મૂકે એ તો બહુ ન્યાય કહેવાય. કાઢી કોઈ મૂકે ખરું ? નહીં તો આપણે સવાસો રૂપિયા આપીએ તો કાઢી નાખે ! એવું મળે છે ખરું, ઈનામ કોઈ વખત ?

**પ્રશ્નકર્તા :** મળેને કોઈવાર.

**દાદાશ્રી :** એમ ને, બહુ સારું કહેવાય ? હું તો નોંધ રાખું. બહુ સારું કહેવાય, તને કાઢી મૂકે તો કોઈનો નથી દોષ.

**પ્રશ્નકર્તા :** પણ પેલું અહીં પેસવું હોય એવો ફોર્સ હોય ત્યારે કાઢી મૂકવાની ઉપાધિ થાય ને ?

**દાદાશ્રી :** હં. ફોર્સને લઈને ! ઊંધો ફોર્સ હોય ત્યારે કાઢી મેલેને ! નહીં તો દુનિયામાં કોઈ કાઢી ના મૂકે. ઊંધો ફોર્સ હોય તો જ્યાં પોલીસવાળા આંતરતા હોય ત્યાં પેસવા જાય તો તો પછી મારે ડંડો ! અને કાઢી મૂકે તે વ્યવસ્થિત સમજે તો બહુ આનંદ થાય.

**પ્રશ્નકર્તા :** દાદા, 'વ્યવસ્થિત છે' એવું રહે, કાઢી મૂકે તેનોય દોષ ના દેખાય. પણ પોતાને મહીં થાય કે કેવાં અંતરાય કર્મ લઈને આવ્યા છે તે નીકળી જવું પડે છે ? એટલે એ આધારે પછી પેલું મહીં એ થાય.

**દાદાશ્રી :** પાંચ માણસોને વાત પૂછેને કે આમાં કોનો દોષ ?

જેને કાઢી મૂક્યો છેને એનો જ દોષ. પછી આપણે વાત જ કરીએ તો મૂર્ખા જ કહેવાઈએ ને ? હક્કનું તો મળ્યા વગર રહે જ નહીં. અણહક્કનું ખોળે તોય ના મળે. માર ખાય તોય ના મળે. એના કરતાં ડાહ્યા જ થઈ જઈએ, તે શું ખોટું ? તું ડાહ્યો થઈ ગયો ને ? ધાર્યું કરાવવાની અપેક્ષા એ તો આપણે ઘેરેય ના થાય. અને તમને તો વળી સેવા જ ક્યાં કરતાં આવડે છે ? તમને આ બધા ટોળામાં, બધા લોકોને સેવા જ કરતાં નથી આવડતી ને ? જ્યારે સેવામાં નવરાશ હોય ત્યારે એ જ કયે ગામ ગયા હોય ! પછી કો'ક પેસી ગયો હોય ત્યારે એને કાઢવાની તૈયારી કરે.

**પ્રશ્નકર્તા :** એટલે તે ઘડીએ 'વ્યવસ્થિત' કહીને કેસ ઊંચો મૂકી દેવાનો ?

**દાદાશ્રી :** નહીં. ઊંચો મૂકી દેવાનો નહીં. વ્યવસ્થિતને ઊંચે મૂકવાની જરૂર જ નહીં. આપણે તો તે ઘડીએ જોઈને આનંદ થવો જોઈએ કે ઓહોહો ! વ્યવસ્થિત આમના તાબામાં આવી ગયું, કેવું આવ્યું છે ! તેવો આપણને આનંદ થવો જોઈએ તો હેલ્પ કરે અને આપણા તાબામાંય આવે ! પેલાં બધાં ક્યાંય ખસી ગયાં અને આપણે ભાગે જ સેવા આવી જાય.

## જ્ઞાનીનો વિરહોય વ્યવસ્થિતાધીન

**પ્રશ્નકર્તા :** દાદાથી દૂર થવાનો સંયોગ થાય તો વિરહ ખૂબ લાગે, સહન ના થાય.

**દાદાશ્રી :** એ તો બધાને લાગે જ ને. સ્વભાવિક રીતે લાગે ને પણ

બધું એ વ્યવસ્થિત છે ને છૂટકો જ ના હોય, આપણે તો જે તે રસ્તે મોક્ષે જવું છે. એક આપણો ધ્યેય એટલે ધ્યેયમાં અંતરાય ના આવવા જોઈએ.

## પહેલું વિજ્ઞાન, પછી જ્ઞાની

દાદાની પાછળ પડ્યા એટલે આ વિજ્ઞાન નાશ કરીને પાછળ પડવું, એ ગુનો છે. દાદા એવું નથી કહેતાં. 'મેં વિજ્ઞાન આપ્યું છે, નાશ કરીને તમે આવો'. એનાં ફાધરે એને ના કહ્યું. પછી પોતે સમજાવી જોયું, છતાં ના કહે તો 'વ્યવસ્થિત છે' એમ સમજી લેવું જોઈએ. એટલું બધું ઘેલું થઈ જવાનું દાદાની પાછળ એનો અર્થ જ નહીં. ઊલ્ટું ઘરમાં કલેશ થાય. એવું ઘેલું ના હોય. આપણે 'વ્યવસ્થિત શું છે ?' જુઓ. છેવટે એને તો આવવાનું તો થયું જ નહીં ને ? એણે ઝઘડો કર્યો તોય આવવાનું થયું જ નહીં ને ? એવું છે વ્યવસ્થિત. નહીં આવવા દે તમને. તમે ગમે એટલાં માથા પટકશો તોય નહીં આવવા દે. માટે એના કરતાં આપણે જોઈ લેવું કે વ્યવસ્થિતમાં શું છે ? ખબર પડે કે ના પડે ? હવે વ્યવસ્થિતની આજ્ઞા તમે પાળોને તો મને મળ્યા બરોબર છે. એમને ના પાડી છતાં આપણે ફરી વિનંતી કરી જોઈએ કે મારે આવું કારણ છે. પછી પાંચ દહાડા જઈ આવ્યા પછી હું જબરજસ્ત આટલું તમારું મહિનાનું કામ કરી આપીશ. એવું તેવું કરીને જો માન્યું હોય તો જાણવું કે વ્યવસ્થિત છે. અને ના માને તો પણ વ્યવસ્થિત છે. કષાય કરવા માટેનો આ ધર્મ નથી. આ રિયલ ધર્મ છે. કષાયનો અભાવ કરવાનાં માટેનો આ ધર્મ છે. કષાયનો અભાવ એ વીતરાગ ધર્મ કહેવાય છે. અને કષાયની જ્યાં હાજરી હોય, જ્યાં કષાયનું વાતાવરણ હોય ત્યાં રીલેટીવ ધર્મ કહેવાય. એટલે ભૌતિક સુખો આપે એ ધર્મમાં, પણ મોક્ષ સુખ ન મળે. પોતાનો આનંદ ના મળે.

## જ્ઞાની માટેય ખેંચાખેંચ

**પ્રશ્નકર્તા :** મોટા પ્રોગ્રામમાં બધા સાથે હોયને તો અમૂક ગામવાળા હોય તે પોતાના ગામવાળાને મદદ વધારે કરે, ગરમ પાણી વહેલું આપે, ચા આપી દે, પેલો હોય તે પોતાના ગામવાળાને હેલ્પ કરે ને આ છે તે

એના ગામવાળાને મદદ કરે. આ ભાવો કેમ છે ને એ ભાવ શું નુકસાન કરે ?

**દાદાશ્રી :** એ ખેંચાખેંચ કરે જ. એ બધે ખેંચાખેંચ ઘર સુધી હોય. એ તો મનુષ્યનો સ્વભાવ, એમાં જે મોટા મનના હોય ને એ મોટા માણસ કહેવાય. બાકી જેટલા હલકા મનના હોય ને તે તો પોતાના ઘરમાંય ખેંચે. અરે, બઈ જોડેય હઉ ખેંચે, 'તમારું નહીં. આ અમારું', કહેશે. એ તો હલકું મન કહેવાય, ડેવલપ માઈન્ડ હોયને તે મોટું મન હોય, બધાને સમાન ગણે. એવું ચાલે છે ને મહીં ?

આપણે બહુ ધ્યાન રાખવું નહીં. જેનું મન પાતળું હોય તેને શું કરશો ? એનેય મોક્ષે જવું છે પણ મન પાતળું છે એનું. શું કરો તમે દવા પછી એની ?

**પ્રશ્નકર્તા :** પણ હું જોયા કરું.

**દાદાશ્રી :** બસ, ફક્ત જોયા જ કરવાનું.

**પ્રશ્નકર્તા :** પણ મને એમ થાય કે આ ના હોવું જોઈએ.

**દાદાશ્રી :** ના હોવું ને હોવું જોઈએ એ બુદ્ધિના ખેલ છે. શું બન્યું એ કરેક્ટ ! અમે હઉ શું બન્યું એ કરેક્ટ કહીએ છીએ ને !

**પ્રશ્નકર્તા :** ઘણા લોકો એમ કહે કે 'ના, દાદાજી અમારે ત્યાં રહેશે', પેલાં કહેશે, 'દાદાજી અમારે ગામ જ રહે.' પેલો કહેશે, 'ના, અમારે ત્યાં વધારે રહે', એ ખેંચાખેંચ જ ને !

**દાદાશ્રી :** હા, એવું હોય જ ને પણ, એ તો સ્વભાવિક રીતે હોય જ. અમે દરેકને કહીએ કે 'આ વીકમાં આવીએ છીએ'. પણ અમે વ્યવસ્થિત પર છોડી દઈએ. વ્યવસ્થિતમાં જે બનશે એ ખરું. વ્યવહારેય તમે વ્યવસ્થિત ઉપર છોડી દો ને તો કોઈ ઉપાધિ જ નહીં. કારણ કે આ લોકો બૂમાબૂમ કરે છે તે એમાં એ પ્રમાણે થતું નથી કશું ! થાય છે વ્યવસ્થિતના આધીન, તો પછી કચકચ કરવાની જરૂર શું છે ?

**પ્રશ્નકર્તા :** કશી નહીં !

**દાદાશ્રી :** જે કચકચ કરતાં હોય, તે જોયા કરવું.

**પ્રશ્નકર્તા :** અને મારાથી કચકચ થઈ જાય તો મારે પ્રતિક્રમણ કરી લેવું ?

**દાદાશ્રી :** તો તમારે જોવું. 'ચંદુભાઈ શું કચકચ કરે છે' તે આપણે તો એમને જોવાનો રિવાજ રાખવો. ચંદુભાઈ કરે તો એમને પણ જોવું અને જો પેલા ભાઈ કચકચ કરે તો એમણે એમની ફાઈલ નંબર વનને જોવું. દરેકે પોતાની ફાઈલ નંબર વનને જોવી. જોવાનો ધંધો સારો આપણો.

**પ્રશ્નકર્તા :** પોતપોતાનું ખેંચે, એ ખોટી રીત ને સાચી રીત ખરી ? એમાં ન્યાય-અન્યાય જેવું ખરું ?

**દાદાશ્રી :** ના, ના, અન્યાય ના કહેવાય. એ તો સ્વભાવ છે બધો મનુષ્યનો. એમાં આપણે જોયા કરવાનું. મેં કહ્યુંને કે ઘર સુધી ખેંચે.

**પ્રશ્નકર્તા :** પણ એ સ્વભાવ જાહેરમાં દેખાય તો...

**દાદાશ્રી :** પણ આ ખોટું દેખાય ને, એ માણસ ખોટો દેખાય. મોટા માણસ સમજી જાય કે આ માણસ ખરાબ છે. એવું હોવું જોઈએ નહીં, પણ એ તો બહાર પડે જ, બધું પડે.

**પ્રશ્નકર્તા :** પણ એવું છે ને કે જો કોઈ નવા જીજ્ઞાસુ ભાઈઓ આવે...

**દાદાશ્રી :** તેમને અવળું દેખાય, તોય પણ એ અવળું કોઈ દહાડો સવળું થશે. પણ આની જોડે, બૂમાબૂમ કરવાથી, એનો ઉપાય નહીં. જેનો ઉપાય નહીં ને એને લેટ-ગો કરવું.

સૌ સૌનાં સ્વભાવમાં છે, કોઈને કોઈની જોડે વેર નથી. વરસાદ વરસાદનાં સ્વભાવમાં છે. કેટલાંકને ના ફાવતું હોય ને કેટલાકને ફાવે, પોત પોતાનો સ્વભાવ છોડતાં નથી. આને વગાડીએ તો વાગે ને કોઈને ગમતું ના હોય તોય વાગે. સૌ-સૌનાં સ્વભાવથી મુક્ત થઈ શકે એમ નથી.

# અપેક્ષા અધૂરી તેય વ્યવસ્થિત

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન લીધું છે અને પછી સાધારણ વ્યવહારમાં અપેક્ષાઓ રહ્યા કરે છે, આધ્યાત્મિક દૃષ્ટિએ અપેક્ષા. એ અપેક્ષા શું વસ્તુ છે ?

**દાદાશ્રી :** પણ અપેક્ષા સંસારની રહે છે ને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** સંસારની અપેક્ષા એ બધી પૂરી થઈ જવાની, જેટલી અપેક્ષા છે એ બધી પૂરી થવાની આ ભવમાં જ.

**પ્રશ્નકર્તા :** એક વ્યક્તિ છે, વ્યવહારની અંદર એ વ્યક્તિની સામે આપણે અપેક્ષા રાખી કે આ માણસ આમ કરે, આ પ્રમાણે વર્તે. અને એ ન વર્તે ત્યારે શું કહેવાય ?

**દાદાશ્રી :** એ ન વર્તે તોય વ્યવસ્થિત અને વર્તે તોય વ્યવસ્થિત.

**પ્રશ્નકર્તા :** તેનું દુઃખ થાય છે તે ?

**દાદાશ્રી :** એ તપ છે, એ દુઃખ નથી, એ જ્ઞાન-દર્શન-ચારિત્ર ને તપ એ ચોથો પાયો છે. મોક્ષે જવાના ચાર પાયા જોઈએ તેમાંથી ચોથો પાયો કાઢી નાખવો છે તમારે ? ત્રણ પાયાનો જ પલંગ રહેશે પછી !

**પ્રશ્નકર્તા :** પણ એ દુઃખ થાય, તે એ દુઃખને કેવી રીતે સમજવું ?

**દાદાશ્રી :** એ તપ છે, એ દુઃખ નથી ! હવે તમને દુઃખ તો આવે જ નહીં. તપ જ આવે છે. તે તપ તો આવવું જ જોઈએ ને ! અને આંતરિક તપ કહેવાય છે આને.

**પ્રશ્નકર્તા :** એવું ઘણું તપ આવે છે.

**દાદાશ્રી :** એ જેટલું વધારે આવે ને, એટલું જાણવું કે આ ચોખ્ખું થવા માંડ્યું. એટલે આવવા દો. હજુ તો આપણે કહેવું કે હજુ તમે ઓછાં આવો છો, બધાં આવો કહીએ !

**પ્રશ્નકર્તા :** બોલાવીએ છીએ...

**દાદાશ્રી :** હા, બોલાવો, બોલાવો, દાદા મળ્યા છે હવે. 'આવવું હોય તો આવો, ગભરાશો નહીં.' કહીએ. એ લોકો ગભરાય, પણ આપણે ના ગભરાઈએ !

## વ્યવસ્થિત સાચું, નહીં કે જ્યોતિષ

વ્યવસ્થિતની બહાર કશું થવાનું નથી. કો'ક હાથને જોઈને કહેશે, 'તમારી લાઈફમાં ઘાત છે'. ત્યારે કહીએ, 'ભઈ ભલેને એક હોય કે, બે હોય કે ચાર હોય તેનો વાંધોય શું છે ?' કારણ કે આપણે જાણીએ કે વ્યવસ્થિતનાં હાથમાં છે, તો એ ઘાતવાળો તે શું કરવાનો ? અને વ્યવસ્થિત ના ખબર હોય તો વાત કહે એની સાથે ચમક ઉપડે.

## હસતે મુખે ઝેર પીવે...

તમે શુદ્ધાત્મા થયા એટલે નીલકંઠી ખાનદાન થયાં. તમે હવે હસતે મુખે ઝેર પીવો. રડી રડીને તો બધાં પી રહ્યાં છે. બહારના લોકોને પીધાં વગર ચાલે છે ? રડી રડીને પીવે છે. સામાને ગાળો આપીને પીવે. આપણે હસીને પી લઈએ. 'લાય બા, શાનો પ્યાલો લાવ્યો છું ?' ત્યારે કહે, 'પોઈઝન' છે. 'લાય પી જઈએ આપણે', અને તે પાછું વ્યવસ્થિત છે. વ્યવસ્થિત ના હોત તો, હું કહેત કે 'પીશો નહીં બા. એ તો ટેવ પડી જશે.' સામા માણસને ઝેરનાં પ્યાલાં પાવાની ટેવ પડી જશે. પણ ના, વ્યવસ્થિત છે. એ મૂઓ લાવવાનો ક્યાંથી તે ? સાત પ્યાલાં હતા, તે સાતથી આઠમો લાવવાનો ક્યાંથી ? છોને ટેવ પડી જાય તોય. નહીં તો બહારનાં લોકો તો શું કહે, 'એને કટેવ પડી જાય. એના કરતાં એને મારો.' એટલે ટેવ ના પડવા દે. આપણે શું લેવાદેવા ? વ્યવસ્થિતનાં સાત પ્યાલા હશે તો સાત આપશે. એને ટેવ પડે તો એને ભારે. ગાયનાં શીંગડાં ગાયને ભારે, એક ગાયને મોટા શીંગડાં થાય તો, ભાર લાગે કોને ? એને ને ? અને પોતે તો નીલકંઠી ખાનદાન થઈ જાય !

## નીતિ : શ્રદ્ધા ને વર્તનમાં

વ્યવહારનો સાર હોય તો નીતિ. એ નીતિ હોય તો પછી તમને

પૈસા ઓછા હશે તો પણ અંદર શાંતિ રહેશે અને નીતિ નહીં હોય, ને પૈસા ખૂબ હોય તોય અશાંતિ રહેશે, એ જોવોનું. પૈસા તો કરોડો રૂપિયા હોય પણ મહીં જાણે જલતી ભઠ્ઠી જ જોઈ લોને ! અકળામણ, અકળામણ ! પાર વગરની અકળામણ ! તમે કોઈ દહાડો અકળામણ જોયેલી ખરી !

**પ્રશ્નકર્તા :** બહુ જોયેલી !

**દાદાશ્રી :** બહુ જોયેલી ? ભારે ! તે અત્યારે હવે સમાધિય એવી રહે છે ને !

**પ્રશ્નકર્તા :** હા, પણ વ્યવહારમાં નીતિ રાખવી એ એના પોતાના હાથમાં ખરું ?

**દાદાશ્રી :** એ નથી પોતાના હાથમાં.

**પ્રશ્નકર્તા :** તો 'વ્યવસ્થિત'ને આધીન છેને એ તો ?

**દાદાશ્રી :** 'વ્યવસ્થિત'ને આધીન ખરું, પણ આ તો જ્ઞાન હોવું જોઈએને કે આ સાચું જ્ઞાન કે આ સાચું જ્ઞાન ? ત્યારે કહે, 'વ્યવહારમાં નીતિ રાખવી જોઈએ, એ સાચું જ્ઞાન છે'. પછી આપણે આપણામાં નીતિ કેટલી રહે છે ? એ તપાસી જોવું. એવું કઈ કહ્યા પ્રમાણે થઈ જતું નથી. થાય ખરું એવું ? પણ આ સાંભળ્યું, ત્યારથી આપણે નક્કી કરવું જોઈએ છે કે આ નીતિવાળું જ્ઞાન સાચું છે. અનીતિનું જ્ઞાન આપણે સાચું ઠરાવ્યું હતું, તેની પર શ્રદ્ધા બેઠેલી, તેનું આ ફળ આવ્યું છે. પણ હવે નીતિની શ્રદ્ધા બેસે ત્યારે એનું ફળ પછી આવશે.

આ જ્ઞાન લીધું એટલે હવે તો આપણે શ્રદ્ધા જોઈતી જ નથી ને. આપણે તો ઉકેલ લાવી નાખવો છે હવે ! હવે આ સંસારનો કાયમ ઉકેલ લાવી નાખવાનો, આ સંસાર તો કોઈ દહાડોય સુખિયો જ ના થવા દે !

## પાંપણનો પલકારોય વ્યવસ્થિતાધીન !

**પ્રશ્નકર્તા :** બધું વ્યવસ્થિતને આધીન છે. તો એના માટે પ્રયત્ન કરવાની જરૂર કે નહીં ?

**દાદાશ્રી :** પ્રયત્ન તમારે કરવાં હોય તો શુદ્ધાત્મામાં રહીને કરજો. આ મન-વચન-કાયા તો વ્યવસ્થિતને તાબે છે. તેને તમારે ના નહીં કહેવાની. પ્રયત્ન કોણ કરી શકે છે ? આ મન-વચન-કાયા કરી શકે તો એમાં તમને અધિકાર નથી, એટલે કરવું કે ના કરવું, એવી કશી ડખલ કરવાની તમારે જરૂર નથી. એ તો મહીં એની મેળે પ્રેરણા આપે કે ચાલો ચંદુભાઈ આજે આમ જવાનું છે. પ્રેરણાય થાય છે ને હાથ-પગ હલાવીનેય કામ થાય છે. આ આંખનો મિચકારો એ પણ વ્યવસ્થિત તાબે છે. તારે દરેક કામ વખતે સંજોગો ભેગા થાય છે કે ?

**પ્રશ્નકર્તા :** સંજોગો ભેગા થાય છે, અને કોઈ વસ્તુ ન થવાની હોય તો સંજોગો ભેગા થતાંય નથી.

**દાદાશ્રી :** પણ આપણે ભેગા થઈ જવું, એ સંજોગોમાં. પછી એ કામ ના થાય, તો પછી ત્યાંથી ખસી જવું. કારણકે આપણે લીધે જો અટક્યું હોય તો આપણે એને ભેગા થઈએ તો એની સાથે એ કામ પૂરું થઈ જાય.

**પ્રશ્નકર્તા :** સંજોગોને આપણે ભેગા થઈ જવું એટલે શું ? આપણે એડજસ્ટ થઈ જવું ?

**દાદાશ્રી :** કોઈ કામ હોય અને આપણે જઈએ ત્યારે એ સંજોગ ભેગા થાય ને ! અને જઈએ અને પછી થઈ જાય તો જાણવું કે આપણે લીધે અટક્યું હતું આ આપણા સંજોગથી. જો પછી ના થાય, તો જાણવું કે બીજી કોઈ ચીજને લીધે અટક્યું છે.

**પ્રશ્નકર્તા :** ઉદયકર્મ નથી એટલે જ ના થયું ને !

**દાદાશ્રી :** એ તો દીવા જેવી વાત છે. શાથી ભેગા ના થયા સંજોગો? તો એવો ઉદય નથી.

જગતને ખબર જ નથી. આ કામ કેમ થયું અને આ કેમ કામ ન થયું. એનો પુરાવો લોક સમજી શકે નહીં. નહીં તો કહેશે. 'એનામાં આવડત નથી, એનું આમ નહીં, તેં બગાડ્યું. મારાથી નથી થતું'. આ તો સંજોગો ભેગા થયા નથી. સંજોગો ભેગા થાય એટલે કાર્ય થયે જ છૂટકો

અને આ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ. એ આપણા મહાત્માઓને બહુ અનુભવ થાય છે. સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ભેગા થાય તો કામ થાય ને કામ ના થતા હોય તોય એ સમજે કે હવે એવિડન્સ ભેગા થતા નથી.

## જંક્શનની જાળવણી

ધંધાની બાબતમાં સિન્સિયર રહેવાનું, પણ 'થશે હવે, હવે તો 'વ્યવસ્થિત' છે ને બધું મોડું થશે તો કશો વાંધો નહીં.' એવું ના હોવું જોઈએ 'વ્યવસ્થિત' છે, મોડું થશે, શું વાંધો છે ? આ શબ્દો ના હોવા જોઈએ. ત્યાંય સિન્સિયારિટી જોઈએ.

તમારે ધંધા પર જવાનુ મોડું થઈ જશે. આ સત્સંગની વાતોનો કંઈ પાર આવવાનો નથી. કામ પહેલું કરવું.

**પ્રશ્નકર્તા :** પહેલાનો મેં વધુ મહેનતવાળો ધંધો માથે લીધો છે તેનો નિકાલ કરવો પડે ને !

**દાદાશ્રી :** ધંધામાં ધ્યાન આપવું એ આપણો હેતુ હોવો જોઈએ અને જંકશન ઉપર આપણી ગાડીના આધારે બીજી ગાડીઓ લેટ ના થાય એ જોવું જોઈએ. જંકશન પર આપણી જવાબદારી છે !

**પ્રશ્નકર્તા :** બીજાને અગવડ ના પડે એ જોવું પડે.

**દાદાશ્રી :** ના, જવાબદારી એક જંકશનની આપણે કહ્યું હોય કે, 'ભઈ, તમે ત્યાં આવજો ને હું પણ સાડા આઠ વાગે ત્યાં આવીશ.' ત્યાં બધી ગાડીઓ ભેગી થવાની હોય ત્યાં આપણે લેટ થઈએ કે ના જઈએ, એ જવાબદારી આપણા પર આવે. બાકી બીજું કંઈ નહીં. જંકશન ના હોય તો બીજા સ્ટેશને તમે મોડા જાવ તો તેનો વાંધો નહીં. જંકશન એકલું જ સાચવજો. હું તો પહેલેથી જંકશન સાચવી લઉં. હું આળસુ સ્વભાવનો તો ખરો જ. પણ જંકશન હોય ત્યાં નહીં. બીજી ગાડીઓ લેટ થાય મારે લીધે તો બધાય ફજેત કરે પછી ! દરેક ગાડીવાળા કહે કે 'આ ગાડી વડોદરાથી ના આવી, તેથી આ બધાનું બગડી ગયું !' આપણે આપણા

પોતાના માટે ફજેત થઈશું. તેનો વાંધો નહીં. પણ જંકશનનું ના જાળવવું પડે ?

અને આ જાળવવા જતાં આ દાદાએ આપેલો આત્મા જતો રહેતો નથી. આત્મા દરેકમાં હાજર જ હોય છે. એટલે તમારે વાંધો નહીં. ત્યાં ધંધા ઉપર જવું.

તમને મોડું થઈ જશે, આ દાદાની જોડે બેસવું ને, તે એવી લાલચ પેસી જાય છે. તે ઊઠવાનું મન ના થાય. અને બીજી ગાડીઓ ઊપડી જાય. નક્કી કરીને આવ્યો હોય. કોમ્પ્રેશર લેનાર ચાર માણસ હોય, તેને કહેશે કે, 'આટલા વાગે ઓફિસે આવજે, ત્યાં હું આવીશ.' તે તમે મોડા જાવ તો પેલો ઊઠીને જતો રહે બિચારો. માટે તમે તમારે ધંધે જાવ. આ તો બધી વાતો છે.

**પ્રશ્નકર્તા :** આ વાતો કરવાથી અમારા લાભનું થાય.

**દાદાશ્રી :** એટલે તમારે ત્યાં ધંધા પર જવું. હું દરેક કાર્ય કરું છું. અરે ! સવારના સાડા છથી શરુ કરું છું. હું આળસ નથી કરતો, કારણ કે હું કહુ કે 'મારી તબિયત નરમ છે'. એટલે કેટલી બધી ગાડીઓને પાછું જવુ પડે ? 'હવે ઘૈડિયા થઈ ગયા, તે હવે બળ્યું આપણે અહીંયા આગળ બહું આવીએ નહીં તો ચાલે !' એવું કહેશે. એ એમનું હિત બગાડે.

## સહજ પ્રયત્નો તો કરવાના

અમે શું કહીએ છીએ, આપણી પુણ્યૈનું ખાવ ! પુણ્યૈ કોનું નામ ઘેર સવારનાં સાડા પાંચ વાગે ઊઠાડે કે છે 'ભઈ, અમારે બંગલો બંધાવવો છે. કન્ટ્રાક્ટ તમને આપવો છે.' જો ધણી દોડધામ ના કરતો હોય તો વ્યવસ્થિત ધણીને ઊઠાડવા આવે અને ધણી જો દોડધામ કરતો હોય બંગલા હારું તો વ્યવસ્થિત કહેશે, જરા થાય છે હવે !

વ્યવસ્થિતની બહાર કશું થાય એવું નથી, આપણે વ્યવસ્થિતનો અર્થ એવો ના કરવો જોઈએ. વ્યવસ્થિત કહેવું હોય તો આપણો પ્રયત્ન હોવો જોઈએ. પ્રયત્નો તે વ્યવસ્થિત કરાવે એટલો જ. પણ આપણી શું

ઈચ્છા હોવી જોઈએ ? પ્રયત્ન કરવાની. પછી વ્યવસ્થિત જેટલા કરાવે તેટલાં પ્રયત્ન કરવાના. પ્રયત્ન સવારે દસ વાગ્યાથી હેંડવા માંડ્યા તે ઊઘરાણીમાં પેલો ભાઈ બાર વાગે ના ભેગો થયો પછી ઘેર આવીને ફરી પાછાં દોઢ વાગ્યે જઈએ એવું નહીં. પ્રયત્ન એક ફેરો જઈ આવવાનું. ફરી પાછો વિચાર નહીં. આ તો પ્રયત્ન કરે તે કેટલું ? ધક્કા, ખા, ખા, ખા કરે.

સહજ પ્રયત્ન તે કોનું નામ કહેવાય છે કે આપણે જેને ખોળતા હોય તે સામો મળે. એ ઘેર જઈએ તો જડે નહીં, પણ આપણે હેંડતી વખતે સામો ભેગો થાય. અમને બધું સહજ પ્રયત્ન થાય. સહેજાસ્હેજ એવો હિસાબે બધા ગોઠવાયેલા ડખો નહીંને કોઈ જાતનો.

## કમાવ ધરમ, કપાવ કરમ

**પ્રશ્નકર્તા :** ગઈકાલે રાત્રે હિસાબ ચૂકવી દીધો. સ્ટોર ઉપર ચોરી થઈ.

**દાદાશ્રી :** કેટલી ?

**પ્રશ્નકર્તા :** રકમ કેટલી ગઈ એ ખબર નથી.

**દાદાશ્રી :** ગલ્લામાંથી રોકડી લઈ જાય કે બીજો સામાન લઈ જાય ? પછી વ્યવસ્થિતની બહાર તો નહીં ગયું હોયને. એનું નામ જ વ્યવસ્થિત. આપણે ગયું એટલે તરત જ કહી દેવું કે વ્યવસ્થિત ! હવે હિસાબ આપશે કે ભઈ આટલાનું ગયું. જેટલું સરપ્લસ આવ્યું હોય ને તે કોઈપણ રસ્તે જાય. દવામાં જાય, બીજામાં જાય, ત્રીજે રસ્તેય જાય. એટલે આ દુનિયાનો નિયમ જ એવો ને. નહીં તો ગટરો જ છે. ગટરો ન હોય તો પછી આ ગંધાય બધું.

**પ્રશ્નકર્તા :** અમે એમને કહ્યું પેંડા ખવડાવો હવે.

**દાદાશ્રી :** બરોબર છે, ખબર આપ્યા પછી ખવડાવવાના.

માંદા થઈનેય પાંચસો ડોલર ડૉક્ટરને ખવડાવે. એવા આ ડોલર હોય તે એમ ને એમ માંદા થયા વગર જાય તો સારા છે. વ્યવસ્થિતના

નિયમની બહાર કશું જ જવાનું નથી એટલે ધીરજ રાખવી. કંઈ જ જવાનું નથી મારું અને નહીં જવાનું જશેય નહીં, કંઈય.

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** તું ધરમ કમાયો ને એ કરમ કમાયો.

**પ્રશ્નકર્તા :** હું ન્યુયોર્ક આવેલો ને તે વખતે અહીંયા ઘરમાં બ્રેકીંગ થયેલું.

**દાદાશ્રી :** એમ ! પછી આવીને તને શું અસર થઈ ? રડવું'તુંને ખૂણામાં બેસીને તો પાછા આવત(!).

**પ્રશ્નકર્તા :** તો પણ પાછા આવે એવું નહીં.

**દાદાશ્રી :** હવે ના આવે પાછા ?

**પ્રશ્નકર્તા :** પણ મનમાં ડર રહ્યા કરે. કે આ કો'કને મૂકીએ જઈએ છોકરાને કો'ક દહાડો આવું થઈ જાય તો ?

**દાદાશ્રી :** આ એક ભવ પૂરતું મેં વ્યવસ્થિત આપી દીધું છે. વ્યવસ્થિત એટલે કોઈ ડર રાખ્યો નથી. જે બનવાનું જ છે જેટલું જેટલું એ ડિસાઈડેડ છે એ બનવાનું છે. પણ તમારે હમણાં બોલાય નહીં. પણ ડિસાઈડેડ છે. જે એમાં કિંચિત્ ફેરફાર થવાનો નથી, માત્ર તમારે ભય વગરનું જીવો. નિર્ભય જ્ઞાન આ તો. એની ગેરંટી મારી. એટલે ભય રાખવાનો અર્થ નહીં, ભય રાખશો તેથી કંઈ એ ઘટી નથી જવાનું કે વધી નથી જવાનું. તમારી ખોટ ખાશો. ભય તો આપણને ક્યારે એક્સિડન્ટ થાય ને ખલાસ થઈ જવાશે, ખબર છે ? તો ભય કેમ એનો કેમ નહીં રાખતા. એનો ભય રાખવા જેવો નહીં ?

**પ્રશ્નકર્તા :** છે ને !

**દાદાશ્રી :** આ આવ-જાવ કરીએ છીએ. ક્યારે એક્સિડન્ટ થાય ? રોજ ગાડીમાં જવાનું ? તો ભય કેમ નહીં રાખતા ? વીમો ઉતરાવ્યો છે તેથી ? વીમો ઉતરાવ્યો પણ આપણે તો જઈએને. પૈસા આપણને કંઈ મલવાના છે ? છતાં પણ બહારગામ જઈએ તો બેન્કના લોકરમાં જ

મૂકીને જવું આપણે, આપણે જાણીએ કે આવું જ થાય છે, તો સેફસાઈડ તો જોવી જ પડે. વ્યવસ્થિત પર ના મૂકાય.

**પ્રશ્નકર્તા :** હા, જે થવાનું હશે એ થશે, એવું ના થાય.

**દાદાશ્રી :** સેફસાઈડ જોતાં પછી જે થાય એ વ્યવસ્થિત. તમે છોકરાને મૂકીને આવો જ નહીં ને, આ ફેરા જ બન્યું છે. કોઈ દા'ડો બને નહીંને. એટલે એનો ભય રાખશો નહીં. કોઈ ભય રાખશો નહીં.

આવા કંઈ રોજ ઈનામ હોતા હશે ? લોક આપણે કહીએ તોય ઘર તોડવા ના આવે. કારણ કે એક આટલું પણ બનવું તે કેટલાં સંજોગો ભેગાં થાય ત્યારે એ કાર્ય થાય. એ તમારે ત્યાં થયું તે કેટલાં સંજોગો ભેગા થયા હશે. આપણે તો કોઈ પણ સંજોગ થાય તો હિસાબ કાઢવો કે 'ભઈ, આ આટલું મોટું થવાનું હતું તેને બદલે આટલેથી પતી ગયું. એટલું સારું થયું.'

**પ્રશ્નકર્તા :** પાછું દાદા, શું થયેલું ? કે ટી.વી. ઉપર સોનું હતું, બચી ગયું.

**દાદાશ્રી :** તેં તો સોનું રાખ્યું ને, એવું સોનું રાખો નહીં. જે રોકડું હોય તેને પણ બેન્કમાં કે લોકરમાં રાખો. આપણે સાવચેતી બધી રાખવી. પછી જે બન્યું તે વ્યવસ્થિત. આનું નામ જ્ઞાન. અજ્ઞાનતામાં પેલો બે ખોટ ખાય. ચોર તો લઈ ગયા એ અને કકળાટ પાર વગરનો, એ આવતો ભવ બગાડે તે બીજી ખોટ. આ આવતો ભવ નહીં બગાડે ને લમણે લખેલી ખોટ જાય. અનુભવમાં આવ્યું ને અને અનુભવમાં એક ફેરો આવ્યું એટલે જ્ઞાન મજબૂતી થઈ જાય. મનોબળેય વધી જાય. પછી નાની નાની બાબતમાં નડે નહીં.

## ફીયરને લાગે ફાયર જ્ઞાનથી

**પ્રશ્નકર્તા :** આ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ એ બધું ભેગું ના થાય, ત્યાં સુધી કાર્ય બને નહીં, એ સમજાયું. પણ એ છોડતું નથી, એટલે ભોગવટામાં ફેર છે. ભોગવટો આમાં ફેર પડે છે, પણ પેલો એક જાતનો જે ફીયર હોય, એ જતો નથી.

**દાદાશ્રી :** એ તો ના જ જાયને, ફીયર તો આપણે જાણવું જ પડે ને, કે આ ચંદુભાઈને ફીયર ઉત્પન્ન થઈ, એ તો જાણવું જ પડે ને ? અને ઘણી ખરી ફીયર તો બધી ઊડી ગઈ. એ બધું ઊડી ગઈ પેલી અને આ ખરી જે સંવેદનની ફીયર છે, એ તો સંવેદન આપી જાય. વેદના આપીને જાય તો જ ફળ આપે ને ? ફળ આપ્યા વગર જાય નહીં ને ? કડવાં-મીઠાં ફળ આપશે. આપણે આપણું કામ કર્યે જવું. કામ નિરંતર કર્યા કરો.

**પ્રશ્નકર્તા :** વહેતું મૂકે એટલે કામ જ ના કરે. ફીયર લાગે, પછી કામમાં બ્રેક લાગે.

**દાદાશ્રી :** ના, એ ના ચાલે. મહીંથી જે પ્રેરણા થાય. એ કામ કર્યે જ જાવ. એટલે જવું પડે. એ પ્રેરણા દબાવો નહીં. ખાવાની બાબત થાયને, ટાઈમ થાય ને ત્યારે 'વ્યવસ્થિત' નથી બોલતો ! એ તો કામનાં ટાઈમ થાય એટલે પ્રયત્ન કરવાનો. વ્યવસ્થિત બહુ સુંદર વસ્તુ છે. બધા સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ બધા કેટલાં સંજોગો ભેગાં થાય છે એમાં.

## વ્યવસ્થિતનું નહીં, વ્યક્તિનું પ્રતિક્રમણ

**પ્રશ્નકર્તા :** આપણે કોઈવાર બહુ ઠંડી પડતી હોય અને આર્તધ્યાન થઈ જાય કે 'આ બહુ ઠંડી પડે છે.' તો પછી વ્યવસ્થિત શક્તિનાં આધીન બધું ચાલે છે. તો વ્યવસ્થિત શક્તિનું પ્રતિક્રમણ કરવું પડે ?

**દાદાશ્રી :** ના, એનું શાનું પ્રતિક્રમણ કરવાનું ? 'બહુ ઠંડી પડે છે.' તું એને ગાળો ભાંડું છું, ઠંડીને ?

**પ્રશ્નકર્તા :** ના, એટલે બોલાઈ જવાયને ?

**દાદાશ્રી :** હા, બોલાય. તે ઠંડું હોય તેને ઠંડું કહેવાય. બહુ ઠંડું હોય તેને બહુ ઠંડું કહેવાય. ગરમ હોય તેને ગરમ કહેવાય. એક ફેરો જાણ્યું એટલે વાત કરીએ છીએ, તિરસ્કાર કરતા હોય ત્યારે ! તિરસ્કાર નથી કરતાં ને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** 'આ બહુ સારો માણસ છે' કહે છે, એનું પ્રતિક્રમણ કરવાનું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ના, એવું નહીં. એ તો વાત જ કરીને જાણેલું. જેવું જાણ્યું એવું કરીએ છીએ વાત. 'આ બરફ ઠંડો છે' એટલે એને ગાળ ભાંડી કહેવાય ? એનું પ્રતિક્રમણ ના હોય. પ્રતિક્રમણ તો જ્યાં રાગદ્વેષ થતાં હોય ત્યાં અને ફાઈલ દેખાતી હોય. કઢી ખારી હોય ને અકળામણ થાય તો કઢીનું પ્રતિક્રમણ નહીં કરવાનું. 'બનાવનાર કોણ છે' તેનું પ્રતિક્રમણ કરવાનું.

## એને કહેવાય રઘવાયો

**પ્રશ્નકર્તા :** વરસાદ પડ્યો'તો, તે વખતે હું ઊઠ્યો હતો ખરો અહીં આવવા માટે. પણ પછી પેલો વરસાદ પડ્યો એટલે થયું નથી જવું અત્યારે, બપોરે જઈશું. તો એ પ્રમાદ કહેવાય ?

**દાદાશ્રી :** પ્રમાદ ના કહેવાય. એ સાયન્ટિફિક સરકમસ્ટૅન્શિયલ એવિડન્સ છે. વરસાદ પડતો હોય ને મૂઠીવાળીને નાઠા, એને કંઈ પુરુષાર્થેય ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો એ શું કહેવાય ? મૂઠીવાળીને નાસીએ, એ પુરુષાર્થ ના કહેવાય, તો શું કહેવાય ?

**દાદાશ્રી :** એ રઘવાયો કહેવાય. લોકો કહેને, કે 'રઘવાયો થઈ ગયો.' અને આ આને માટે લોકો કહે કે 'ઢીલો છે.' પણ આપણે એને પ્રમાદ ગણવાનો નહી. ઢીલાપણું એ કહેવડાવાનું નહીં. જગત કહે, 'ઢીલો છે.' એટલે સંજોગો જોઈને કામ કરવું. વરસાદ તો આખો દા'ડો ક્યાં ચાલશે ? એ બંધ જ થવાનો હોય એટલે બપોર પછી આવીએ. ત્યાં શું નાસી જવાનું છે ?

આપણે નક્કી કરવું કે દાદાને ત્યાં સત્સંગમાં જવું છે. પણ એ ફિલમ બને નહીં, ત્યારે આપણે જાણવું કે ફિલમમાં ન્હોતું આ. વ્યવસ્થિત છે. પણ આપણે નક્કી કરવું કે સત્સંગમાં જવું છે. કારણ કે આ ફરજિયાત વસ્તુઓ નથી. આ તો આમ જ બનવાનું છે, તે ફરજિયાત છે બનવાનું. પણ આપણે ફરજિયાત, બોધરેશનવાળી ચીજ જ નથી. બધાંને કહી દીધેલું, 'નો બોધરેશન'. કારણ કે બની ગયેલું જ કરી રહ્યા છે બધાં. એ કંઈ નવું કશું બનતું નથી.

## ન ચલણ કોઈનું આગળ વ્યવસ્થિત

લોકો કહેતા હતા ને 'દાદા અમેરિકા જવાના છે.' મેંય વાત સાંભળેલી, રસ્તામાં જતા કો'કની પાસે કે દાદા અમેરિકા જવાના છે. સાંભળેલી વાત, પણ ખોટી પડીને ? વ્યવસ્થિતના તાબામાં છે ને ? અને વ્યવસ્થિત ના પાડે છે, શી રીતે જશો ? આ ભાઈ કહે છે, 'કંઈ તમારું ચલણ નહીં ?' મેં કહ્યું, 'મારું શાનું ચલણ તે ?' ચલણ હોય તો આવું થાય શી રીતે ?

**પ્રશ્નકર્તા :** તમે કહો છોને કે અમે સહી કરીને આવ્યા છે, તે જવું પડશે.

**દાદાશ્રી :** હા, જવું પડશે. કોણ ના પાડે છે ? તે એય કબૂલ છે. એય ના કબૂલ તો છે જ નહીં ! હા, તે સહીઓ કબૂલ છે ને ! હજુ પણ અમે કંઈ સહીઓની ના કહેતા હોય ત્યારે વાંધો. પણ આ તો વ્યવસ્થિતના તાબામાં ! આપણું ગાડું અટક્યું ખરું પણ. બાકી તમે જેમ ગોઠવ્યુંને, તેમ જ દિવસે દિવસે એક્ઝેક્ટ જાણે બધું ગોઠવાઈ ગયેલું ના હોય, વ્યવસ્થિત! અને તેવું જ બન્યું ને ! માટે આય વ્યવસ્થિત, અવ્યવસ્થિત નહીં !

## સંજોગો રમાડે કેવું ?

પછી એવું બનેલું કે અમે બધા ઈંગ્લેન્ડ સુધી આવવાના હતા. તે

ઈંગ્લેન્ડથી અમારે આફ્રિકા જવાનું હતું. ઈસ્ટ આફ્રિકા, તેની બધી ટિકિટો-બિકિટો બધી તૈયાર અને કાલે જવાનું હતું અને આજ ખબર આવી કે ત્યાં તો બધું લશ્કર ફરી વળ્યું છે અને પ્લેન અહીંથી પાછા ત્યાં ઉતારવા દેતા નથી અને પ્લેન ઠેઠ દક્ષિણ આફ્રિકામાં લઈ જાય છે સીધાં. મેં કહ્યું, 'આપણે ત્યાં ક્યાં ફસાઈ જઈએ. આ જાણ્યા પછી હવે જવું નથી' એટલે ટિકિટો-બિકિટો એકદમ કેન્સલ કરાવી પછી. અને અહીંની કેન્સલ કરાવીને પછી ફર્યું આવું, બધા સંજોગો ફરે છે. પાછું ઈન્ડિયા ખટપટ કરીને કેન્સલ કરાવેલી ટિકિટો પાછી મેળવી ! આપણા હાથમાં કંઈ કરવાની શક્તિ નથી. આ તો લોકો ઈગોઈઝમ કરે છે કે 'મેં આ કર્યું, મેં આ કર્યું'. તે મરતી વખતે કેમ ઈગોઈઝમ નથી કરતો કે હવે નથી જવું. એમાં ક્યાં ચાલે છે. નથી જવું એવી જીદ થાય ? ચાલ્યા જ જાય છે ? પરવારવા માંડ્યા !

હજુ કાલે સવારે પ્લેનમાં શું થવાનું હોય, તે કોણ જાણે છે ? એટલે શા કારણથી આ કુદરત અટકાવે છે ? અગર તો પ્લેનમાંથી ઊતરીને ગાડીમાં બેસીએ તો એ ગાડીએ ત્યાં અથડાવાની હોય એ ટાઈમે. તો ત્યાં એવું બધું કોઈ પણ આપણને આંતરે. ફલાણી જગ્યાએ જતા આંતરે. એવી રીતે બને ત્યાં આપણું અહિતનું થાય છે એવું કેમ મનાય ?! બધું વ્યવસ્થિત જ છે આ. અને આપણું વ્યવસ્થિત અવળું નીકળે નહીં. કોઈ દહાડો નીકળતું નથીને !

## આપણાં વાંકે સામો વાંકો

**પ્રશ્નકર્તા :** કોઈવાર એવું બને ને કે પ્રમોશન મળ્યું, બઢતી થઈ હોય નોકરીમાં, કાગળીયા-બાગળીયા બધું તૈયાર સહી-સિક્કા સાથે આવી ગયું હોય. અને પછી અઠવાડિયામાં પાછો બીજો કાગળ આવે કે ભઈ, તમારું પ્રમોશન કેન્સલ થઈ ગયું, તો આ કેવું વ્યવસ્થિત ? સહી-સિક્કા થઈ ગયા એટલે વ્યવસ્થિતમાં તો આવી ગયું. છતાંય, પાછું ના આવ્યું એટલે આ કેમનું વ્યવસ્થિત ? જરા સમજવું છે !

**દાદાશ્રી :** વ્યવસ્થિત ન્હોતું. તેથી તો આ ફરી કાગળ આવ્યો. પૂરા સંજોગો ભેગા થયા ન્હોતા, બીજો કોઈ સંજોગ કાચો હતો તે ફરી કાગળ

આવ્યો. ફાઈનલ કરાવે એ વ્યવસ્થિત, ફાઈનલ ન કરાવે તે વ્યવસ્થિત નહોતું.

શેઠ ઈનામ આપતા હોય તે આપણું 'વ્યવસ્થિત' અને જ્યારે આપણું વ્યવસ્થિત' અવળું આવે ત્યારે શેઠના મનમાં એમ થાય કે, 'આ ફેરા એનો પગાર કાપી લેવો જોઈએ.' એટલે શેઠ પગાર કાપી લે, એટલે મનમાં એમ થાય કે 'આ નાલાયક શેઠીયો છે, આ નાલાયક મને મળ્યો.' પણ આવા ગુણાકાર કરતાં માણસને આવડે નહીં કે એ નાલાયક હોત તો ઈનામ શું કામ આપતાં હતા ! માટે કંઈક ભૂલ છે, હિસાબ કાઢવામાં બીજી કંઈક ભૂલ છે. શેઠીયો વાંકો નથી, આ તો આપણું 'વ્યવસ્થિત' ફરે છે ! આ ઘઉં સંગ્રહનાર છે એ વાંકા નથી, આપણને ઘઉં નથી મળતા તો તે આપણું 'વ્યવસ્થિત' વાંકું છે. એટલે આપણે શું કહીએ છીએ કે ભોગવે એની ભૂલ. એ ઘઉંના સંગ્રહનાર તો જ્યારે પકડાશે ત્યારે એમની ભૂલ, ત્યારે એ ગુનેગાર થશે. અત્યારે પકડાયો નથી. હજી તો મોટરોમાં ફરે છે. માટે ભોગવે તેની ભૂલ !

ગાળો ખાધી તેય વ્યવસ્થિત, માર ખાધો તેય વ્યવસ્થિત ને ઈનામ મળ્યું તેય વ્યવસ્થિત. વ્યવસ્થિત કહેવાનો ભાવાર્થ શું છે ? કે તું કરવા ગયો સમું ને અવળું થઈ ગયું, તો વ્યવસ્થિત કહેજે. એટલે પછી એનું આર્તધ્યાન-રૌદ્રધ્યાન ના થાય.

## મસ્તીમાંથી નિવારે પંચાજ્ઞા

**પ્રશ્નકર્તા :** પહેલાં વ્યવહારમાં જે માણસોથી ડિપ્રેસ થઈ જવાતું હતું, તેની સામે અત્યારે ડિપ્રેસ નથી થવાતું.

**દાદાશ્રી :** એ જ જ્ઞાનનો પ્રતાપ છે.

**પ્રશ્નકર્તા :** હવે ડિપ્રેશન નથી આવતું. તો લોકો એમ માને છે કે મસ્તી આવી ગઈ છે એને બહુ.

**દાદાશ્રી :** ના, એ મસ્તી નથી. લોકો ડિપ્રેશન ના કરે અને બીજા

ઉપાય લે, પ્રકૃતિનું અવલંબન લે એટલે મસ્તી આવે. હવે એવું અવલંબન લેવાનું નથી. આપણે જ્ઞાનનું અવલંબન લેવાનું.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનનું કયું અવલંબન લેવાનું ?

**દાદાશ્રી :** એવું છે ને, કર્તા વ્યવસ્થિત છે. એ કંઈ કર્તા છે નહીં એનો. એટલે એનાથી ડિપ્રેશન આવવાની જરૂર જ ના રહીને !

એટલે એ એવાં જ્ઞાનના અવલંબનથી આપણને મસ્તી ના આવે. બાકી 'એની પ્રકૃતિ જ એવી છે' સંસારની બાબતમાં લોકો એવું કહે. એવું અવલંબન લઈને ચલાવી લે. આપણને એવી જરૂર નહીં.

આપણી પાંચ આજ્ઞાઓ જ એવી છે. એની મહીં બધું જ સમાઈ જાય અને મસ્તી ઉત્પન્ન ના થાય, કશું થાય નહીં. વિકારી ભાવ ઉત્પન્ન ના થાય.

## પ્રતિકાર પણ વ્યવસ્થિતાધીન

**પ્રશ્નકર્તા :** 'ગુનેગારનો પ્રતિકાર કરવો', એ વ્યવસ્થિત છે ?

**દાદાશ્રી :** ગુનેગારનો પ્રતિકાર થાય છે તે વ્યવસ્થિત છે. ને પ્રતિકારનેય જોવો જોઈએ આપણે. પ્રતિકારનાય આપણે જ્ઞાતા છીએ. અહીં જે પ્રતિકાર કરે છે, એ આત્મા નથી કરતો. આત્મા આમાંનું કોઈ ચીજ કરતો નથી. પ્રતિકારેય પુદ્ગલ કરે છે. એ મિકેનિકલ ચેતન એ પ્રતિકાર કરે છે ને ગજવું કાપનારેય મિકેનિકલ ચેતન છે. આત્મા આમાં કશું કરતો નથી.

**પ્રશ્નકર્તા :** ગુનેગારનો પ્રતિકાર પોલીસ કરે છે એ પણ વ્યવસ્થિત છે ?

**દાદાશ્રી :** હા, એક્ઝેક્ટ વ્યવસ્થિત છે. બધું વ્યવસ્થિત જ છે.

**પ્રશ્નકર્તા :** તો પોલીસની ફરજ છે, તે લોકોએ ન લેવી જોઈએ. લોકોએ પ્રતિકાર ન કરવો જોઈએ.

**દાદાશ્રી :** એ તો લોકો કરે તેય વ્યવસ્થિત છે ને પોલીસ કરે છે તેય વ્યવસ્થિત. આ જે બધું થઈ રહ્યું છે, બધું વ્યવસ્થિત જ થઈ રહ્યું

છે. લોકોને અવ્યવસ્થિત લાગે, પોતાની દૃષ્ટિથી. આ ચાલે છે, વ્યવસ્થિત થઈ રહ્યું છે અને અવ્યવસ્થિત બોલ્યો કે મહીં ઉપાધિ થશે, એક્ઝેક્ટ છે બધું.

એક જણ પૈણતો હોય છે, એક જગ્યાએ કાંણ ચાલતી હોય... બધું ચાલ્યા જ કરવાનું જગતમાં. આ બધું મિકેનિકલ ચેતનની બધી વ્યવસ્થા છે, વિનાશી ચેતનની. દરઅસલ ચેતનની વ્યવસ્થા ન્હોય, આ સચરની છે, અચળની ન્હોય. સચરાચર જગત છે. તેમાં સચરની આ વ્યવસ્થા છે ને અચળ છે તે અચળની વ્યવસ્થા કરશે. અચળ દરઅસલ આત્મા છે, ને સચર એ મિકેનિકલ આત્મા છે. તે મિકેનિકલ આત્માને સાચો આત્મા માનવામાં આવે છે. એટલે ફોરેન ડીપાર્ટમેન્ટને હોમ માનવામાં આવે છે અને તેથી આ બધો માર ખાય છે બધાં. હોમ ડીપાર્ટમેન્ટમાં રહેવું જોઈએ.

આ મેં હાથ ઊંચો કર્યો એ વ્યવસ્થિતનાં આધીન છે. એનાં પરથી તમે સમજી જાવને બધું. એના પરથી તમે સમજી ગયા ? વ્યવસ્થિતના તાબામાંથી કશું બહાર જતું નથી. તમે તમારા જ્ઞાતા-દ્રષ્ટામાં રહો એ વ્યવસ્થિતની બહાર કહેવાય, તમારું પરાક્રમ કહેવાય. જ્ઞાતા-દ્રષ્ટા એટલે રાગ-દ્વેષ ન થાય, તો તમે જ્ઞાતા-દ્રષ્ટા.

## ઇન્દ્રિયો - અંતઃકરણના કાર્યો, વ્યવસ્થિત

**પ્રશ્નકર્તા :** આ બાહ્ય ઈન્દ્રિયો બધી કંઈ અવ્યવસ્થિત કરે છે ?

**દાદાશ્રી :** ના. મૂળ વ્યવસ્થિતના આધારે ગુસ્સો આવ્યો અને ગુસ્સાના આધારે એક જણે પોલીસવાળાને માર્યો. ત્યારે કહે, ગુસ્સો આવ્યો તે અવ્યવસ્થિત નહોતું, માર્યો તેય અવ્યવસ્થિત નહોતું. હવે પછી એનું પરિણામ આવે. પોલીસવાળો અહીંયા પકડવા આવે, જેલમાં લઈ જાય, તે વ્યવસ્થિત જ છે. પણ એને અવ્યવસ્થિત આપણે માનવું ના જોઈએ. જેલમાં ઘાલે તેય જોયા કરો ને બધું જોયા કરો, શું પરિણામ આવે છે ? એ પરિણામ કહેવાય, તેને જોયા કરવાનું. એ વ્યવસ્થિત જ હોય છે. એનું પાછું મહીં પરિણામ પુરુંય થાય અને પછી બીજું આવે પાછું. પછી કોઈ ફુલહાર ચઢાવા આવે તો એય વ્યવસ્થિત. એ જે બને છે એ વ્યવસ્થિત.

હવે ત્યાં આપણી બુદ્ધિ આ ઊંધે રસ્તે આપણને દોરવે છે કે આ પોલિસવાળા જોડે આપણે શું લેવા દેવા ? આ કનેકશન આખી સાયકલ તોડવા માંગે છે. વ્યવસ્થિતની સાયકલ તોડવી ના જોઈએ. એ ત્યાં આગળ પોલીસ પકડવા આવે તો કે બરોબર છે કહીએ, હું જમી લઉં અને પછી લઈ જાય, જેલમાં ઘાલે પાછું તેય વ્યવસ્થિત. પાછું જેલમાંથી કાઢે તેય વ્યવસ્થિત. જો જેલમાં ઘાલે એ અવ્યવસ્થિત હોય તો કાઢે જ નહીં. પણ કાઢે જ છે ને !

**પ્રશ્નકર્તા :** હા, કાઢે છે. બરોબર છે. જેલમાં નાખ્યો એય વ્યવસ્થિત અને કાઢ્યો એ વ્યવસ્થિત.

**દાદાશ્રી :** આટલો જ જો એક જ શબ્દ સમજી જાયને, તો એ માણસ ઠેઠ મોક્ષે પહોંચી જાય.

## મોક્ષે જનારાંઓને...

**પ્રશ્નકર્તા :** મોક્ષમાં જવાનું સહેલું પડે એવી વાત હોય એ કહો.

**દાદાશ્રી :** કોઈ વાત તને નથી પડતી અઘરી ?

**પ્રશ્નકર્તા :** એ આપ બતાવો એટલે ખબર પડે ને !

**દાદાશ્રી :** ના, પણ અઘરી પડતી હશે ને, તને. ગૂંચાતો હોય તો અઘરી કહેવાય. બીજી વાર ક્યાં ગૂંચાતો નથી તું ?

**પ્રશ્નકર્તા :** એવું ગૂંચાતું નથી. એવું ક્યાંય ગૂંચાતું નથી.

**દાદાશ્રી :** થોડું ઘણું ગૂંચાયને ? હમણે પોલીસવાળા આવ્યા હોય અને હાથકડી લઈને પહેરાવતાં હોય ત્યારે... એકદમ ગૂંચાઈ જાય ? મોક્ષે જતાં આ તો સહેલું કરવું પડશેને ? એમાં ચાલતું હશે ? એ તો પોલીસવાળાને તો આપણે કહેવું જોઈએ કે 'ભઈ, તમે બહુ મોડું કર્યું. શા હારું આવું મોડું કર્યું ?' પોલીસવાળા હાથકડી લઈને આવ્યા હોય, ખોળતા હોય કે 'ભઈ, ચંદુભાઈ ક્યાં છે ?' એટલે પછી ચંદુભાઈના મનમાં શું થાય ?

**પ્રશ્નકર્તા :** ગૂંચાય.

**દાદાશ્રી :** ગૂંચાવવાનું તો મેં રાખ્યું નથી. મેં જ્ઞાન એવું આપ્યું છે કે ગૂંચાય નહીં. કોઈ પણ પરિસ્થિતિમાં ગૂંચાય નહીં એવું આ જ્ઞાન આપ્યું છે. હાથકડી લઈને આવે તો શું થાય, એ આપણે તપાસ કરવી ? અને લઈ જવાનો તો છે જ. આ તો લઈને આવ્યો છે, તે કંઈ એમ ને એમ જવાનો છે કંઈ પાછો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** આપણે એને શેકહેન્ડ કરીને જઈએ, એ શું ખોટું ? આવ્યો છે તે તેડી ગયા વગર રહેવાનો નથી. હવે આપણું જ્ઞાનેય આપણને કહે કે 'વ્યવસ્થિત છે, સમભાવે નિકાલ કરો, ફાઈલ આવી છે.' તે બધી રીતે આપણને જ્ઞાન મળી ગયું. એટલે આપણે એને કહીએ, 'લાવો તમને શેકહેન્ડ કરીએ, નહીં તો ચા પીને જાવ'. શું વાંધો ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** આ મને નથી લાગતું એટલું ટેસ્ટ થયેલું હોય ! ટેસ્ટેડ જોઈએ ને ! આમ કંઈ ચાલતું હશે ! અમે તો પેલા ફોજદારને કહ્યું'તું કે 'સારું થયું. દોરડું લઈને આવવું'તું ને, વાંધો નહીં. ઊલટા લોકો કહેશે, અંબાલાલભાઈ આવા છે. તે લોકોને આનંદ થાય બિચારાંને !' એટલે ફોજદાર તો ગભરાઈ જ ગયો.

એટલે બધી પરિસ્થિતિ માટે તૈયાર થાવ. ગમે તે પરિસ્થિતિ આવે. કારણ કે વ્યવસ્થિત છે ને ! વ્યવસ્થિતની બહાર નથીને કશું ? હવે સમભાવે નિકાલ તો કરવો પડે ને ! તો શું જવાબ આપીએ એ લઈને આવ્યો હોય તો ? એ જાતે લઈને આવ્યો છે. એનેય બાય ઓર્ડર ! કો'કના ઓર્ડરથી આવ્યો હતો ને !

**પ્રશ્નકર્તા :** એના હાથમાંય કંઈ નથી.

**દાદાશ્રી :** અને પેલા ઓર્ડર કરનાર સાહેબનાં હાથમાંય કંઈ નથી, બધું કર્માધીન. આપણેય કર્માધીન.

**પ્રશ્નકર્તા :** આમાં તો અંદરનું પરમાણુ ક્યાંય હલવું ન જોઈએ.

**દાદાશ્રી :** એક પરમાણુ હલવું ના જોઈએ. એ જ વાત હોવી જોઈએ. જગત આખું ભડકીને પરસેવો હઉ થઈ જાય, વગર ઉનાળે ! શિયાળાના દહાડે પરસેવો થાય.

**પ્રશ્નકર્તા :** થાય, થાય !

**દાદાશ્રી :** મારી ઠોકીને કડક કરું છું ને, મારી જોડે બેસી રહેલાં બધાં. આમથી આમ અથાડું, આમથી આમ...

**પ્રશ્નકર્તા :** બીવા જેવું કંઈ છે નહીં.

**દાદાશ્રી :** હં. ભય રાખવા જેવી ચીજ જ ક્યાં છે !

## જ્ઞાની સદા નિષ્પક્ષપાતી

આ ભઈને ઘણીવાર સમજણ પાડતો હતો કે 'અલ્યા ભઈ, પક્ષપાત અમને ના હોય.' ત્યારે કહે, 'દાદા તમે પક્ષપાત કરો છો.' અલ્યા, ના હોય અમને પક્ષપાત. અમે તો કશામાં હોઈએ જ નહીં. અમારે તો જે હોય એવું મહીં નીકળે અમારું. અમારી વાણી વ્યવસ્થિતના આધીન નીકળ્યા કરે. એને અમારે લેવાદેવા ના હોય. અમેય પોતે જ કહીએ છીએ, 'ટેપરેકર્ડ છે. એ અમે ક્યાં એના માલિક છીએ તે !' એની ઉપર તોલ કર્યા કરે, તો પછી ઊંધું બફાય. પછી હવે તોલ કરે છે તેય ખોટું નથી.

**પ્રશ્નકર્તા :** વાણી-વર્તન-વિચાર જે કંઈ થાય તે બધું વ્યવસ્થિતને હિસાબે જ છે.

**દાદાશ્રી :** હુંય વ્યવસ્થિત જાણું અને તમારેય વ્યવસ્થિત જાણવાનું. કોઈ બોલે કે 'તમે પક્ષપાતી છો', તોય પણ મને એમાં કંઈ અસર થાય નહીં. હું જાણું કે 'એ વ્યવસ્થિત છે. એ જે બોલે છે તેય વ્યવસ્થિત', એટલે અમને અસર થાય નહીં ને ! અમે તો તરત જ સમજીએ ને કે 'આ વાણીય વ્યવસ્થિત. ત્યારે બીજાની વાણી વ્યવસ્થિત નહીં ?'

એટલે અમને એની અસર થાય નહીં. અમે તો બાજુએ મૂકી દઈએ. 'બરાબર છે, કરેક્ટ છે.' એવું હઉં કહીએ. કારણ કે વ્યવહાર જેવો હતો એવો બોલે છે. એમાં કંઈ નવું બોલતો નથી. અને તે વ્યવહાર વ્યવહાર જ છે. એની કશું આપણે લેવાદેવા નથી, આપણે શી વગર કામની ભાંજગડ ?! એ તો આપણે છોડ્યો હવે, આપણે એનાથી છેટા રહીને બીજે ગામ જવું છે, હવે આની જોડે આપણે લેવાદેવા નથી, તો એમાં પાછું મહીં હાથ ઘાલીને શું કામ છે ?

એ જોઈ લેવું રોજ સવારમાં. જો એ દર્શનમાં ફેર પડ્યો તો જાણવું કે પક્ષમાં પડ્યા. એક ક્ષણવારે અમે કોઈના પક્ષમાં પડેલા હોઈએ તો તો વીતરાગતા જતી રહે. અને વીતરાગતા જતી રહે તો આ વાણી બોલીએ છીએને, એ બંધ થઈ જાય. વિરોધી ગમે એવું ખરાબ બોલતો હોય તોય એનો વિરોધ નહીં જરાય.

કોઈના પક્ષમાં અત્યાર સુધી પડ્યા જ નથી અમે. પક્ષમાં પડીએ તો અમારી વાણી બંધ થઈ જાય. દર્શન જુદી જાતનાં થાય.

**પ્રશ્નકર્તા :** ફેર પડી જાય.

**દાદાશ્રી :** નહીં, એ લેવલ વગરનાં દર્શન થાય ! થયેલા ખરાં કોઈ દહાડો, લેવલ વગરનાં દર્શન ? તેય પાછું મહીં કો'કને લાગી જાય છે. એકાદ જણે તો એવું કહ્યું, મને દર્શનમાં થોડા દાદા ફેર દેખાય છે. મેં કહ્યું, 'ફરી હજુ જો જો કર, ફરી દર્શન કર કર કરજે. ફેર ના થાય, અલ્યા મૂઆ !' કારણ કે એટલું બધું કલ્પના કરી નાખેલી હોય, સાયકોલોજીકલ ઈફેક્ટ, તે પછી એ પાછું ઊંધુંય દેખે. બાકી આમ ના દેખાય. વીતરાગતા ચોક્કસ દેખાય. કારણ કે આંખમાં છે તે દુરાચારી હોય તેની આંખ દેખાય. લુચ્ચો હોય તેની આંખ ઓળખાય. કપટી હોય તેની આંખ ઓળખાય અને વીતરાગીની આંખ તો બહુ જ ઓળખાય. તમે કપટીને ઓળખી કાઢો કે નહીં ? શું વાત કરો છો ? ત્યારે વીતરાગી ના ઓળખાય ? બધું ઓળખાય.

અને મેં જે જ્ઞાન આપ્યું છે ને કે એ બોલતો નથી, વ્યવસ્થિત બોલે છે આ. આ વાણી જે હું બોલું છું. તેનો હું લાભ ખોળતો નથી કે ભઈ,

હું કેવું સરસ બોલ્યો ! કારણ કે વ્યવસ્થિત બોલે છે, એમાં મારે શેનો લાભ ખોળવાનો ? એ સામો ગાળો ભાંડે છે તોય વ્યવસ્થિત છે, સામો મને માન આપે કે દાદા, તમારાં જેવા દુનિયામાં પાક્યાં નથી. તેય પણ મારે શું લેવા ? હું તો હું જ છું, મારે આના શબ્દ જોડે લેવાદેવા નથી, વર્તન જોડે લેવાદેવા નથી, હું તો ફક્ત કેવળજ્ઞાન સ્વરૂપ છું. બીજું કશું છું જ નહીં ત્યાં આગળ ! મને શું અડે જગતનું ?

જે વીતરાગ થઈને બેઠા એને શું અડે ? અને છેવટે વીતરાગ થવાનું છે. પણ પ્રયોગમાં હાથ ઘાલીએ તો તો આપણે દઝાઈએ. એટલે એનાં ઉપરથી ખબર ના પડે કે મારી ભૂલ છે આ !

**પ્રશ્નકર્તા :** સમજાય, તરત સમજાય.

**દાદાશ્રી :** તરત સમજણ પડે કે આ મારી ભૂલ છે આ. હવે 'જ્યારે ત્યારે એ ભૂલ કેમ થાય છે ?' ત્યારે કહે, 'ભૂલ ના થાય તો અનુભવ જ્ઞાન થાય નહીં. એ ભૂલ થાય છે એ તપ છે મોટું, નહીં તો તપ ઉત્પન્ન થાય નહીં ને ! તપનાં પાયાની જરૂર છે જ.' અમને બહુ તપ થયેલાં એવાં જબરજસ્ત તપ થયેલાં. આ તમે તો શું જોયું છે ? તમે તો તપ જોયું જ નથી ! કારણ કે અમારે તો માથે કોઈ નહીં ને ! એટલે જાતે ને જાતે કરવા પડેલાં ને ! આખી રાત જાગવું પડે એવા તપ કરવા પડેલાં. કોઈએ કશો શબ્દ કહ્યો હોય ને તો આખી રાત જાગવું પડે એવાં ! એ તમારે તો બે-પાંચ મિનીટ તપ રહીને પછી બંધ થઈ જાય પાછું. કારણ કે તમને તો જ્ઞાન છે સાથે. કારણ કે પહેલાં અમારે તો જ્ઞાન વગર ચલાવાનું.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન થતાં પહેલાં.

**દાદાશ્રી :** હં. તમારે તો રોફ છે, જ્ઞાન સાથે ને ! જુઓને, કેવા રોફથી સૂઈ જાય છે ! ધડ દઈને ઓઢીને સૂઈ જાય છે. દાદા ઓઢ્યા વગર સૂઈ જાય તોય વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** ના, ના, દાદા. એમ ચાલે નહીં.

**દાદાશ્રી :** ના, એમ નહીં. પણ મારું કહેવાનું, મારે જરૂર નથી.

હું તપવાળો માણસ છું પહેલેથી. તમે હજુ તપમાં પડ્યા નથી, જોયું નથી તપ. તપ જોયું છે તમે ? જે આવી પડ્યા તે તપ કરો છો, પણ નથી આવી પડ્યા તે ? પ્રાપ્ત નથી તેને ? ઓઢોને નિરાંતે ! અને મારે તો આ બીજું ઓઢવાનું મૂકો છો, તોય મેં કહ્યું, 'બાજુએ મૂકી રાખો. બીજું છે, આ એક છે ને આ બીજું છે, તે બાજુએ મૂકી રાખો, લાંબા વખતે અડચણ પડશે, તો જરાક ઓઢીશું.'

**પ્રશ્નકર્તા :** બહુ વધુ ઠંડી હોય તો જ.

**દાદાશ્રી :** ઠંડી જબરજસ્ત પડે. શરીરમાં સવારમાં લોહી ફરતું બંધ ના થઈ જાય એટલું જોવું પડે આપણે. શું કરશો તો ? નાસ્તો કર્યા વગર ચાલવાનું છે કંઈ ? તો દાઢી-બાઢી નહીં કરવી પડે ? એવી રીતે આ બધો વ્યવહાર છે ને !

**પ્રશ્નકર્તા :** કરવું પડે બધું.

**દાદાશ્રી :** અમે વ્યવસ્થિત શબ્દ આપેલો છે. વ્યવસ્થિત તો ઠેઠ મોક્ષ જ રાખે એવો છે. આ તો લોકોએ કહે છે ને, કે તમે વ્યવસ્થિત આપ્યું છે, એકલું વ્યવસ્થિતના જ્ઞાનમાં રહે તો મોક્ષમાં જાય ! કેવું સરસ વ્યવસ્થિત આપ્યું છે ને ! એકલું વ્યવસ્થિત સમજે એની પાછળ પડે કે આય વ્યવસ્થિત ને તેય વ્યવસ્થિત. મને ગાળ ભાંડી તેય વ્યવસ્થિત, ધોલ મારી તેય વ્યવસ્થિત. 'આવો, પધારો' કહે તેય વ્યવસ્થિત. કોઈ જગ્યાએ અમારે એમેય કહેવું પડે, 'અમારા ફલાણા ભાઈ છે અને અમારા ફલાણા ભાઈ આવા છે અને એ લાખો રૂપિયા આપે છે', એ બધું પણ વ્યવસ્થિત, આપણે શું લેવાદેવા ? આ તો ટેપરેકર્ડ બોલે અને હુંય એમ જાણું કે વ્યવસ્થિત છે. મારે કંઈ લેવાદેવા નથી. શું નીકળ્યું એ જોવું.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** સહેજ પણ, અમે સહેજ પક્ષમાં પડીએ ને તો બીજે દહાડે અમારાં દર્શન કરે ને તે ઘડીએ દૃષ્ટિ બદલાયેલી હોય. દૃષ્ટિમાં વીતરાગતા ના દેખાય. એ તો જોતાં આવડે, તમને બધાંને ના આવડે ?

**પ્રશ્નકર્તા :** તરત ખબર પડી જાય.

**દાદાશ્રી :** ત્યાર પછી હવે બીજું શું પૂછવાનું છે ?

**પ્રશ્નકર્તા :** ના દાદા, એ મને મારી ભૂલ દેખાઈ. દાદા એવાં છે નહીં.

**દાદાશ્રી :** બધાને થાય, તમારે નહીં.

**પ્રશ્નકર્તા :** એ થોડોક ટાઈમ રહે. પણ વળી પાછું જ્યારે ખ્યાલ આવે ત્યારે થાય કે આ તો ભયંકર ભૂલ થઈ. એના કેટલાં પ્રતિક્રમણ કરવા પડ્યા, કલાકોના કલાક બેસીને. વળી પાછું એ હલકું થઈ જાય છે.

**દાદાશ્રી :** પણ ત્યારે જ અનુભવ જ્ઞાન થાયને ! પ્રયોગમાં હાથ ઘાલે તો છેવટે અનુભવ થાયને.

**પ્રશ્નકર્તા :** આ કર્યા પછી પશ્ચાતાપ એવો થાય, એવો થાય, એવો થાય કે વાત નહીં પૂછાય.

**દાદાશ્રી :** હા, એ તો હું જોઉં છું ને પણ, તપ આવ્યું છે, ભયંકર ભારે તપ આવ્યું છે. પણ આ તપ આવ્યા વગર છૂટકો નથી. આ તપની જરૂરિયાત છે. હવે એ તપ છે તે આપણે ગોઠવવા જઈએ તો બને નહીં.

**પ્રશ્નકર્તા :** ન બને.

**દાદાશ્રી :** કો'ક ને ઘેર બને નહીં. આ તો મહીં ભેગું રહેવાનું હોય તો જ બને. નહીં તો બને શી રીતે ? આ તો એની મેળે કુદરતનું છે, એ પુણ્યૈ, મહાપુણ્યૈ ભેગી થાય ત્યારે આ ભેગું થાય.

**પ્રશ્નકર્તા :** ખરી વાત છે.

**દાદાશ્રી :** નહીં તો પેલા બારણાં ઊઘાડવા માટે દોડે આગળ આગળ, આગળ, આવડો મોટો માણસ હોય તે. તેનું શું કારણ છે કે આ પુણ્યૈ જાગી છે. હુંય જોયા કરું કે વાહ ! કહેવું પડે આ પુણ્યૈ ! જેમ રાજાની આગળ પેલા ના દોડે. એટલું દોડ્યાં. ત્યારે હું ના જાણું કે આ કેવી પુણ્યૈ જાગી છે !

**પ્રશ્નકર્તા :** ખરી વાત છે.

**દાદાશ્રી :** દાદાને તો એવુંતેવું કશું જોઈતું નથી. પણ આ પુણ્યૈ જોઈ લઉં, કે આ પુણ્યૈ કેવી જાગી છે અને પાછા તપેય કેવા જાગ્યા !

**પ્રશ્નકર્તા :** બન્નેવ, બધુંય એવું જ છે.

**દાદાશ્રી :** તમારે તપ આવે કોઈ દહાડો ? રોજે રોજ નહીં આવતા? ત્યારે સારું. પહેલાં તો રોજ આવતું હતું. હવે પ્રયોગમાં હાથ ઘાલતા બંધ થઈ ગયા, નહીં ? બહુ નહીં ઘાલતા.

અણસમજણમાં શું ના કરે ! હવે એને તે હું શું કરવાનો હતો ? તો વિધિ મૂકી આપું, ધીમે ધીમે એની દૃષ્ટિ પછી સીધી થઈ જાય. કંઈ ઉપાય છે એનો ? કશું નહીં, નહીં ? એમનેય મનમાં એમ લાગતું હતું કે આ પેસી ગયા બધા. મેં કહ્યું, જેટલું બને છે તે વ્યવસ્થિતની બહાર કશું થવાનું નથી. શું કરવા ગભરાવ છો ? શું પેસીને લઈ જવાના છે. તમારું છે એ તમારી પાસેથી કોઈ લઈ જવાનું નથી અને લઈ જવાનું હશે તે તમારી પાસે પાછું આવવાનુંય નથી. આ તમે શું કરવા વિચારો છો ? ભય છોડીને ના બેસીએ ! તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** કંઈ વ્યવસ્થિતની ઉપર શ્રદ્ધા થોડી ઘણી બેઠી છે કે નથી બેઠી ?

**પ્રશ્નકર્તા :** ઘણી બેઠી છે. વ્યવસ્થિતમાં બધું આવી ગયું અંદર, આખું જ્ઞાન !

**દાદાશ્રી :** એ ગાળો દેતો હોય તો તેને ત્યાં આપણે સામા જઈએ. કારણ કે ગાળો દે છે એ વ્યવસ્થિત અને જઈએ છીએ એ હિસાબ છે આપણો.

વાત સમજે તો આ દુનિયામાં કશું દુઃખ છે નહીં, અને ના સમજે અને પ્રયોગમાં હાથ ઘાલે તો એમાં પ્રયોગ બિચારો શું કરે તે ? પ્રયોગ

તો કહેશે, 'હું આવો છું, એવું તું જાણું છું ને હાથ ઘાલું છું. એમાં હું શું કરું !'

**પ્રશ્નકર્તા :** હાથ ઘાલીશ, તો ઈફેક્ટ થવાની જ છે.

**દાદાશ્રી :** હં. તારો હાથ બળી જાય છે એવું તું જાણું છું, છતાંય તું પાછો હાથ ઘાલું છું. પણ એમ કરતાં કરતાં જ્ઞાન ફીટ થાય. આ ભગવાને તપનો પાયો મૂક્યો છે, તે ખોટો નથી મૂક્યો આ. ભોગવે જ છૂટકો. એ તપ થાય છે જ માણસને.

**પ્રશ્નકર્તા :** તે વગર છૂટકો નથી તપ કર્યા વિના. એ એનું પોતાનો જ હિસાબ છે ને, બીજાનું નથી.

**દાદાશ્રી :** હા. પણ તપ કરવું જ પડે છે, તપવું જ પડે છે. હવે દાદા છેટા રહ્યા તો તપવું ના પડે. ત્યારે એટલું આપણી પ્રગતિય ના થાય. તપવાનું આવે ત્યારે જ પ્રગતિ થાય.

અમને લોકો કહે ને, કે તમારી જોડે રહેવું બહુ ભારે હોય છે. કારણ કે આખો દિવસ હું તો જાગ્રત ને !

**પ્રશ્નકર્તા :** હા, નિરંતર આખો દિવસ સંપૂર્ણ જાગૃતિ ! વ્યવસ્થિત જો મગજમાં ઊતરી ગયું તો કંઈ દુઃખ છે જ નહીં.

**દાદાશ્રી :** પણ તેય જોવા જેવું હોય છે.

**પ્રશ્નકર્તા :** હા, જોવા જેવું. આપણને વ્યવસ્થિત કેવું શીખવાડી જાય છે ! અનુભવ આપી જાય છે. સુંદર સુંદર અનુભવ આપે છે. સમજણ આપે છે બધી.

**દાદાશ્રી :** વ્યવસ્થિત શું કહેવા માંગે છે કે ડખોડખલ કરશો નહીં. વ્યવસ્થિત જ છે, આમ જ છે. એ જ ખરું છે. તમે માનો છો એ ખોટું છે એવું કહેવા માંગે છે.

**પ્રશ્નકર્તા :** ખરી વાત છે.

**દાદાશ્રી :** તેમાંય લખ્યું છે ને, કે એક વ્યવસ્થિત સમજમાં આવ્યું હોત તો અમે તરીને પાર ઉતરી જાત. દાદાનું વ્યવસ્થિત સમજણપૂર્વક આવ્યું હોત તો. દૃષ્ટિપૂર્વક, પણ દૃષ્ટિ હોય ક્યાંથી ! તપ કર્યા સિવાય દૃષ્ટિ ઉત્પન્ન થાય નહીં અને દૃષ્ટિ કાયમ રહે નહીં.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિતમાં રહે તો જ્ઞાનની સમજણ ઓટોમેટિકલી આવતી જ જાય એને.

**દાદાશ્રી :** હા. ખરું કહ્યું.

**પ્રશ્નકર્તા :** આ 'વ્યવસ્થિત' અને 'ભોગવે તેની ભૂલ'થી આખો બોજો ઓછો થઈ ગયો. પહેલી આપ્તવાણી વાંચીને, તે આખો બોજો ઓછો થઈ ગયો.

**દાદાશ્રી :** બોજો લાંબો રહે નહીં ને, બોજો જ સામો ના રહે એવું આ વિજ્ઞાન છે. બોજો ઊભો થાય જ નહીં ને, એવું વિજ્ઞાન !

**પ્રશ્નકર્તા :** આખો ફોડ પડી ગયો. કોયડાનો જવાબ આવી ગયો આખો.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** નહીં તો જબરજસ્ત કોયડો હતો, શું કરવું ? શું કરવું? શું કરવું ?

**દાદાશ્રી :** તે ઉકેલ આવી જાય !

## વધે ધંધો તોય ન વાંધો

તમારે દવાખાનું બંધ કરવાની જરૂર જ નથી. દવાખાનું બીજું થાય તોય વાંધો નથી. એ બધું વ્યવસ્થિતના તાબામાં છે. એમાં આપણને શું ?

પહેલા કર્તા માનીને આપણે દવાખાનું બાંધ્યું હતું. પણ હવે આપણને એ છૂટી ગયું કે આ તો આપણે કર્તા જ નથી. બાકી ઉદયકર્મ જ દવાખાનું બાંધે છે.

## દાદા વર્તે પોટલાની જેમ !

આ દાદાને કશા પ્રકારનો મોહ જ રહ્યો નથી ને ! તે પછી શેને માટે બાંધે દીવાલ, અને કરતાં હોય તેને નાય ના કહેવાય. કારણ કે વ્યવસ્થિતની બહાર કશું થવાનું છે ? જે થશે એ વ્યવસ્થિત થશે. અમે વ્યવસ્થિત ઉપર છોડી દીધેલું. અમારે કશું કરવું નથી, વ્યવસ્થિત જે કરતું હોય એ અમારે એક્સેપ્ટ છે. કારણ કે એ છોડવાનુંય નથી ને ? વ્યવસ્થિત છોડે ખરું ?

**પ્રશ્નકર્તા :** ના છોડે.

**દાદાશ્રી :** એટલે અમે શું કહ્યું છે, વ્યવસ્થિતમાં જે હોય ભલે હો, ના હો તે પણ ભલે ના હો. ના પાડનારા કોણ ? આત્મા આવું ના બોલે અને અમારે હા પડાવી છે તેય કહે નહીં.

**પ્રશ્નકર્તા :** પેલોય અહંકાર છે ને આય અહંકાર છે, આગ્રહ છે.

**દાદાશ્રી :** હા. બેઉ આગ્રહ છે. અમારે તો કશુંય નહીં. અમે તો પોટલું થયાં હવે. જ્યાં ઊંચકી જાય ત્યાં ખરું.

**પ્રશ્નકર્તા :** ખંભાત ઊંચકી જાય કે વડોદરે ઊંચકી જાય.

**દાદાશ્રી :** હા. બધાં કહે કે ના, અગાશીમાં. ત્યારે કહે, અગાશીમાં.

અત્યારે તમને, બધાને જે આનંદ મહીં વર્તે છે, એ આખી દુનિયાનું રાજ તમારી પાસે હોય તોય આવો આનંદ ના મળે ! તને કેવો આનંદ વર્તે છે !

**પ્રશ્નકર્તા :** પરમ આનંદ.

**દાદાશ્રી :** દાદાને કશું જોઈતું નથી. આ બધું અમે ઊભું કરીએ છીએ, અને તે વ્યવસ્થિત હોય તે પ્રમાણે થશે આ બધું. અમેય નિમિત્ત છીએ. બધું નિમિત્તને આધીન છે. ચાર ઘોડા કે બે ઘોડા, દાદાને ઘોડાં શું કરવાં છે ? ફરી પૈણવા જવું હોય તો વાત જુદી છે અને બોંતરેય દીવા શેનાં માટે જોઈએ ?

## અમે જીવીએ સ્વપ્રાણે...

રાતે ચોપડીમાંથી વાત કરવાનો વિચાર કર્યો'તો. આપણે થોડીવાર બેસીને વાત કરીએ. ત્યાર હોરો તમે ગયા. મેં કહ્યું, 'બરોબર વ્યવસ્થિત છે.'

**પ્રશ્નકર્તા :** પણ દાદાજી થાકી ગયા હતા.

**દાદાશ્રી :** એમ નહીં. એ તો હું સમજી ગયો. લોક કહે, રિલેટીવને આધારે જીવે છે ! ના, અમે રિલેટીવના આધારે નથી જીવતાં. અમે અમારા સ્વપ્રાણના આધારે જીવીએ છીએ. સ્વઉપયોગ આધારે જીવીએ છીએ.

## જેટલું સમજાય વ્યવસ્થિત, તેટલો થયો વીતરાગ

જગતના લોકો વ્યવસ્થિત છે એવું ના સમજે, પણ 'જે થયું તે બરાબર છે' કહેશે. પણ આપણે વ્યવસ્થિત સમજી જવાનું. હવે 'આપણા લોકો' બહુ ત્યારે ચાર બાબતમાં વ્યવસ્થિત સમજ્યાં હોય. પણ પાછું કહેશે કે આપણું અપમાન કરે કે હલી જાય. પણ પછી તરત જ વ્યવસ્થિત સમજાય તો સ્થિરતા રહે. આ તો એવું છે ને, કેટલી બધી બાબતો રહી ગયેલી હોય, વ્યવસ્થિત જો સમજ્યો હોય ને તેને તો રાગ-દ્વેષ જ હોય નહીં. ભણેલું તો ત્યારે કહેવાય કે વ્યવસ્થિત, એક્ઝેક્ટ સમજે. અપમાન થાય એની સાથે 'વ્યવસ્થિત છે' કહી અને શોધખોળમાં પડવાનું કે 'કેવી રીતે આ ગોળી વાગી ? આવી ક્યાંથી ? મારનાર કોણ ? શું થયું ? કોને વાગી ? આપણે કોણ ?' પેલું તે વ્યવસ્થિત ના સમજાય ત્યાં સુધી એમ જ જાણે કે 'આણે મને મારી છે. મેં જાતે જોઈ છે ને'. એટલે આ વ્યવસ્થિત જો સમજ્યો હોત ને તો વીતરાગ થાત.

❖❖❖❖❖

# (૬)

# ક્રમિક - કર્તા : અક્રમ - વ્યવસ્થિત

## અક્રમ માર્ગ એટલે લીફ્ટ !

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત એટલે ક્રમસર ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** અને એમાં પાછું તમે અક્રમ લાવ્યા. એક તરફથી તમે કહો છો કે બધું જ વ્યવસ્થિત છે. કશું અવ્યવસ્થિત નથી. તો અક્રમ જે છે એ વ્યવસ્થિત છે કે અવ્યવસ્થિત છે ?

**દાદાશ્રી :** અક્રમેય વ્યવસ્થિત છે ને ક્રમેય વ્યવસ્થિત છે.

**પ્રશ્નકર્તા :** હવે અકર્તા અને અક્રમ વચ્ચે શું તફાવત છે ?

**દાદાશ્રી :** અકર્તા અને અક્રમ એક જ માર્ગ છે. જ્યાં અક્રમ છે ત્યાં અકર્તા હોવો જોઈએ. અક્રમ એટલે રિયલ માર્ગ છે. રિયલ માર્ગ એટલે અકર્તા માર્ગ અને રિલેટીવ, ક્રમિક એટલે કર્તામાર્ગ.

**પ્રશ્નકર્તા :** અક્રમનો અર્થ નથી સમજાયો.

**દાદાશ્રી :** એ ક્રમિક માર્ગ એટલે સ્ટેપ બાય સ્ટેપ. પગથિયે, પગથિયે, પગથિયે ચઢતાં ચઢતાં મોક્ષ ભણી જવું, એ ક્રમિક કહેવાય અને અક્રમ એટલે લિફ્ટમાં બેસીને જવું તે. દસ લાખ વર્ષે એક ફેરો નીકળે છે આ લિફ્ટ, એને અક્રમ કહેવાય છે. ક્રમ-બ્રમ નહીં, પગથિયાં ચઢવાનાં નહીં. હવે બધાય કંઈ પગથિયા ચઢી શકે છે ? કોઈકને હાંફનું દર્દ હોય, બીજા દર્દ હોય, તો એના માટે કંઈ રસ્તો તો કાઢવો પડે ને ! એવાય દર્દી હોય ને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો એના માટે આ રસ્તો નીકળે આવો.

ક્રમ એટલે બધાં છોડવાનું કહે, અવળું છોડો ને સવળું કરો. આ કપટ-લોભને છોડો ને સારું કરો. એ જ તમે જોયુંને અત્યાર સુધી ? અને આ અક્રમ એટલે કરવાનું કશું નહીં. કરોમિ, કરોસિ, કરોતિ નહીં ! ગજવું કાપે તો અક્રમમાં કહેશે, 'એણે કાપ્યું નથી ને મારું કપાયું નથી' અને ક્રમમાં તો એમ કહે કે, 'એણે કાપ્યું અને મારું કપાયું.'

'હું કરું છું' એ એકલું ભાન રાખવાનું નહીં, એવું કહે, તો તો સામો કરે છે એ ભાન પાછું રહે. અને સામાને તું કરે છે, એવું કહે છે એટલે પોતે 'હું કરું છું' એ ખાતરી થઈ ગઈ. એટલે અક્રમમાં 'હું કરું છું, તે કરે છે' એ ભાન ના રહે. 'હવે તેઓ કરે છે.' તેય ભાન ના રહેવું જોઈએ. એટલે ગજવું કાપે છે તો 'એ કાપે છે' એવું આપણા મનમાં રહે નહીં, એનું નામ અક્રમ. 'આ તમે કર્યું કે તેઓ કરે છે'. એવું તેવું જ્યાં સુધી લક્ષમાં રહે છે. ત્યાં સુધી બધી ભૂલ કહેવાય. અને 'આ તો ડિસ્ચાર્જ છે, વ્યવસ્થિત કર્યા જ કરે છે એની મેળે', એ 'જોયા' કરો.

કર્તાપદનું ભાન છે ત્યાં સુધી ચાર્જ થયા જ કરે. અક્રમ માર્ગમાં તમારું કર્તાપદ અમે ઊડાડી મૂકીએ છીએ. 'હું કરું છું' એ ભાન ઊડી જાય છે ને 'કોણ કરે છે' એની સમજણ પાડી દઈએ છીએ. એટલે ચાર્જ થતું બંધ થઈ જાય છે. પછી રહ્યું શું ? ખાલી ડિસ્ચાર્જ સ્વરૂપ.

'મને આ થયું, હું કરું છું' એવું નહીં, પણ 'મેં આ જાણ્યું રહે, જ્ઞાતા-દ્રષ્ટા રહે', તો કોઝ ના પડે.

## છેવટે ત્યાં, કઢાપો-અજંપો

**પ્રશ્નકર્તા :** આપ જે કહો છો કે કર્તાપદ, એનો આપણે છેદ ઊડાડી દઈએ છીએ. હવે વાસ્તવિકમાં તો બધા લોકો કર્તા માને જ છે ને ?

**દાદાશ્રી :** બધા જ કર્તા માને ને, બધે રિલેટિવ છે, અને આ એકલું જ રિયલ છે ને ! જેને દેહાધ્યાસ છે તેને સ્થૂળ ને સૂક્ષ્મ વર્ગણા વીંટાયા જ કરવાનાં. જેને દેહાધ્યાસ છૂટ્યો તેને કર્મ બંધાય નહીં. એટલું જ વાક્ય સમજવાનું છે.

ક્રમિક માર્ગમાં દેહાધ્યાસ પાતળો પડતો જાય. પાંચ-પચ્ચીસ અવતાર પાતળો કરે. વળી પાછો બે અવતારમાં કંઈક વધી જાય, બે ખૂણામાં પાછો જાડોય થાય. વળી પાછો પાતળો કરે, એમ કરતાં કરતાં કરતાં એને દેહાધ્યાસ શૂન્યતા ઉપર આવવું પડશે. આપણે દેહાધ્યાસ પહેલેથી ઊડી જાય છે, કારણ કે કર્તાપણાનું ભાન તૂટી જાય છે.

કર્તાપદ છૂટી જાયને તો કલ્યાણ થઈ જાય. આ ક્રમિક માર્ગના જ્ઞાનીઓ છે ને, એ વ્યવસ્થિતને ના માને. કારણ કે કર્તાપદમાં છે ને પોતે ! બધું ત્યાગ કરીશ તો જ મોક્ષ થશે. ઠેઠ સુધી કર્તાપણું હોય. અહંકાર જીવતો છે ને !

**પ્રશ્નકર્તા :** ક્રમિકમાર્ગ છે એમાં એમને વ્યવસ્થિત કેવી રીતે સમજાશે ?

**દાદાશ્રી :** ના સમજાય. કોઈ દહાડોય ના સમજાય. ક્રમિકમાર્ગમાં ઠેઠ સુધી કઢાપો-અજંપો થતો હતો. જ્યાં સુધી કેવળજ્ઞાન ના થયું ત્યાં સુધી કઢાપો-અજંપો થતો હતો. અને આપણે તો અહીં કઢાપો-અજંપો અત્યારથી છૂટી જાય છે.

એટલે જેનો કઢાપો-અજંપો ગયો તેને જગત ભગવાન તરીકે સ્વીકારે છે. કોઈનો કઢાપો-અજંપો જાય નહીં. આચાર્ય મહારાજ હોય કે

બીજું, નાની બાબતમાં બૂમાબૂમ ના કરે, પણ મોટી બાબત હોય તો બૂમાબૂમ થાય અને કર્તા વ્યવસ્થિત શી રીતે સમજાય બિચારાને ? 'હું કરું છું' એમ કહે છે ત્યાં સુધી શી રીતે સમજાય ? એટલે આ વિજ્ઞાન જ જુદી જાતનું છે આપણું. કોઈ જાતની અડચણ નહીં, મુશ્કેલી નહીં.

## ઉકેલ આત્મજ્ઞાનીના આશ્રયે

આ શાસ્ત્રો વાંચો, ગમે તે વાંચો, એ બધું પુદ્‌ગલ રમણતા છે. એમાં એ પાછું દળેલું જ દળ્યા કરે છે. એ કંઈ નવું દળતો નથી. અનંત અવતારથી આ એક આત્માનું જ જ્ઞાન જાણવાનું છે ને ! બીજું ક્યું જાણવાનું છે ? તે એનું એ જ દળ્યા કરે છે બસ, આત્મા સુધી પહોંચતો નથી. પહેલાં દળેલું તેને મૂકી દે, વળી બીજો કહેશે, 'લ્યો, આ બાજરી લ્યો', તો પાછું બાજરી, પેલો કહેશે 'ઘઉં દળો' તો ઘઉં, 'મઠિયા દળો' તો મઠિયા, બધું દળ્યા કરે છે. આત્મા સુધી પહોંચ્યો નથી. આત્મજ્ઞાન થયું નથી. અથવા આત્મજ્ઞાનીનો આશરો એણે લીધો નથી. આત્મજ્ઞાની અગર આત્મજ્ઞાનીના આશ્રયવાનનો ભગવાને મોક્ષ લખેલો છે.

અક્રમમાં આખુંય કર્તાપદ જ ઊડી ગયું હોય છે, વ્યવસ્થિત જ કર્તા આવી ગયું. અને તે પદ્ધતસર જ છે.

## ઠેઠ સુધી કર્તાપદ ક્રમિકમાં

વ્યવસ્થિતની બહુ અજાયબ શોધખોળ છે. કોઈને વઢતો જ નથી, નહીં તો વઢવું પડે પાછું. ક્રમિક માર્ગના જ્ઞાનીને ચાર જ મોટા શિષ્ય હોય, એટલે કે જે કામ કાઢી નાખે એવા. બીજા તો અમથા દર્શન કરનારા, આવે ને જાય એટલું જ. પણ ચાર એમની પાછળ જ પડ્યા હોય. તે શાસ્ત્રકારોએ કહ્યું કે જ્ઞાની પાસે હંમેશા ઓછામાં ઓછા ત્રણ ને વધારેમાં વધારે ચાર બૂઝે, ચારથી પાંચમો બૂઝે નહીં. ઓગળે જ નહીં બીજો. તો પણ ચારમાંય એમને આખો દહાડો હાંક હાંક હાંક હાંક કરે. કાલે આમ લખી લાવજો, કાલે આમ કરજો. તે હાંક હાંક કરે. ત્યારે બાપજી તમારું ક્યારે કામ થઈ રહેશે આ ? ત્યારે એ કહે, 'હાંકવું એ જ મારી ફરજ છે.'

અમારે હાંકવા કરવાનું કશું જરૂર પડે નહીં. એ કહેશે, 'ના આવડ્યું.' ત્યારે અમે કહીએ, 'ત્યારે કશો વાંધો નહીં. કાલથી કરી લાવજે હેંડ.' અમે જ્ઞાનથી જાણીએ, કે 'આ બધું વ્યવસ્થિત છે'.

આ 'વ્યવસ્થિત'ના જ્ઞાન આગળ લૌકિક જ્ઞાન બધાં જતાં રહે. એટલે પછી શું રહ્યું ? આ આખા જગતને લૌકિક જ્ઞાન પજવી રહ્યું છે, સાધુ મહારાજ બધાને, ફક્ત એમની કોઈ કાંણ કરનારું નહીં ને એમને કોઈની કાંણ કરવાની નહીં, એટલું ઓછું કામ. એ બધા વ્યવહારથી છૂટા થઈ ગયેલા.

છતાં બધે જ્યાં જાય ત્યાં આનો આ જ ડખો. ગઈકાલે શિષ્ય લોટો ખોઈને આવ્યો હોય તે આજ લઈ જતાં પહેલાં 'જો સાચવીને લઈ જજે, હં, તોડીને લાવ્યો તો હવે તને પેસવા નહીં દઉં,' કહેશે. ત્યારે શિષ્ય કહેશે, 'મહારાજ, સાચવવું કે ના સાચવવું મારા હાથમાં ક્યાં છે ?' ત્યારે કહેશે, 'જો પાછો, એવું બોલે છે ? તારા હાથમાં નથી તો કોના હાથમાં છે ? ભગવાનના હાથમાં છે ?' અલ્યા શિષ્ય ગાંડો હોયને, તોય લોટો ફોડે નહીં. આપણે એને કહીએ 'ફોડી નાખને !' ત્યારે કહે, 'ફોડાતું હશે ?' તો એને શું કરવા ચેતવ ચેતવ કરે છે ? ઊલટો દ્વિધામાં પડી જાય ને. જેને ટકોર ના મારવાની હોય તેને ટકોર મારીએ તો શી દશા થાય ?

અને આ અક્રમમાં તો નિર્વિકલ્પ, બહુ ઊંચું પદ. ગજબનું પદ આ તો, સાંભળવામાંય ના આવ્યું હોય, એવું પદ આ તો. ક્રમિક માર્ગના તો જ્ઞાનીઓને તો ઠેઠ સુધી વિકલ્પ થાય.

'હું કર્તા છું, ત્યાગનો કર્તા છું, તે સર્વસંગ પરિત્યાગ મારે કરવાનો બાકી છે', એવું ભાન રહેલું હોય. એટલે કર્તાપદનું ભાન રહેલું, બહુ સૂક્ષ્મ પ્રકારે. એ ક્રમિકમાર્ગમાં કેટલો બધો બોજો ને કેટલું બધું તોફાન ? ક્રમિક માર્ગે તો છોડ છોડ જ કરવાનું બધું અને છૂટે નહીં તેની ઉપાધિ રહ્યા કરે. આ છૂટતું નથી, તે છૂટતું નથી, તેનો વિકલ્પ થતો હોય અથવા તો બીજી કોઈ બાબત આવે તો કહેશે, 'આમ કરવાની આવી ઇચ્છા છે'. જેટલું કરવાનું બોલે ને, તેમાં વિકલ્પ હોય જ. તદ્દન નાટકીય ભાષા ન હોય. નાટકીય તો ક્યારે ? પદ તમારું બદલાઈ ગયું હોય અને વ્યવસ્થિતનું જ્ઞાન હોય કે 'આ કરે છે તે વ્યવસ્થિત કર્તા છે'.

ક્રમિક માર્ગમાં અહંકાર સાથે હોય છઠ્ઠા ગુંઠાણામાં, અહંકાર ઘટ્યો હોય અને બીજું જ્ઞાનેય થયેલું હોય એટલે સાઠ ટકા જ્ઞાન થયું હોય અને ચાળીસ ટકા બાકી હોય તો ચાળીસ ટકા અહંકાર હોય. એટલે એ ઉપદેશક કહેવાયા, ઉપદેશ કરનારો, કર્તાભાવ કહેવાય અને એમાં ઠેઠ સુધી કર્તાભાવ હોય !

**પ્રશ્નકર્તા :** આ ઠેઠ એટલે બારમામાં આવતાં સુધી ?

**દાદાશ્રી :** હા બારમામાં આવતાં સુધી આત્મા કર્મનો કર્તા છે.

**પ્રશ્નકર્તા :** એ લોકોને કર્તાભાવ શેમાં વર્તે ? કંઈ બાબતમાં કર્તાભાવ હોય ?

**દાદાશ્રી :** આ સંસારી બાબતોમાં.

**પ્રશ્નકર્તા :** એટલે પેલું ત્યાગ કરવો છે, એટલું તપ કરવાનું છે, આ લીલોતરીનો ત્યાગ કરવો છે એ બધું અંદર હોય ?

**દાદાશ્રી :** એ કર્તાભાવમાં આવે. આટલો ત્યાગ મારે કરવાનો છે. જેટલું થઈ ગયું પૂર્ણાહુતિ, એનો કર્તાભાવ ના રહે.

**પ્રશ્નકર્તા :** એ વસ્તુ પણ છૂટી ગઈ હોયને ત્યારે.

**દાદાશ્રી :** છૂટી ગઈ હોય.

## અક્રમમાં ગયો દર્શનમોહ, રહ્યો ચારિત્રમોહ

**પ્રશ્નકર્તા :** ક્રમિક માર્ગમાં તો વ્રત, તપ, સંયમ ચાલુ જ રાખવાના.

**દાદાશ્રી :** હા, તોય પોતે કર્તા છે, એટલે ત્યાં આત્મા નહીં અને અક્રમમાં વ્રત-તપ કરતાં હોય તોય પોતે કર્તા નથી. એટલે આ ચારિત્ર મોહનીય છે. જે મોહનીયની ફિલમ પડી ગયેલી છે, એ મોહનીય અત્યારે દેખાય છે બધી. પડેલી ફિલમ એટલે ચારિત્ર મોહનીય. એટલે આપણા

અક્રમ માર્ગમાં જૂનું કાઢવા જેવું નથી અને નવું કરવા જેવું નથી. જે જૂનું છે એ 'જોવાનું' છે. બોધરેશન જ ના હોયને !

દર્શનમોહ ગયો તો એ કર્તાપણું છોડાવડાવે, ભોક્તાપણું રાખે અને ચારિત્રમોહ એટલે ભોક્તાપણું. એ ભોક્તાપણું નિકાલ કરી નાખે, એ ચારિત્રમોહ જીત્યા. હવે આવા બધા ફોડ પડેલા નહીં ને ! કર્તાપણું છૂટી જાય એનું નામ દર્શનમોહ ગયો. પછી રહ્યું શું ? ચારિત્રમોહ, તે સમભાવે નિકાલ કરવો, એ ચારિત્રમોહ, એમાં એન્ડ આવી ગયો. કોઈ ખરાબ વ્યક્તિ જોડે ચિઢાવું નહીં, સારા જોડે ખુશ થવાનું નહીં. સારું-ખોટું કચરો ભર્યો જ હોયને બધો.

**પ્રશ્નકર્તા :** વારે વારે પછીથી આ આના ઉપર જ આવીને ઊભું રહેવું પડે છે કે બધું જે થાય છે તે 'જોયા' કર.

**દાદાશ્રી :** 'જોયા' કરવાથી છૂટે પછી અને બીજું 'કરવાથી' બંધાય. આપણા અક્રમમાં બંધાય તો નહીં, પણ જે જૂનું બંધાયેલું ત્યાંથી છૂટે. અને ત્યાં ક્રમિકમાં જુદું છે આ, દર્શનમોહ છેલ્લા અવતાર સુધી જાય નહીં.

**પ્રશ્નકર્તા :** આપણે ત્યાં તો અહીંયા વિધિ કરી, અમે જે જ્ઞાન લીધું તે જ વખતે આખો દર્શનમોહ જતો રહે છે.

**દાદાશ્રી :** હા, અક્રમ છે એટલે.

આ જ્ઞાન આપ્યું છેને મેં તમને, એટલે દર્શનમોહ છૂટી જાય. આ જ્ઞાન જ કેવળજ્ઞાન છે. પણ અમને પચ્યું નહીં એટલે પછી તમનેય પચશે નહીં. પણ દર્શનમોહ પૂરો ગયો.

**પ્રશ્નકર્તા :** તે આ પચ્યું નહીં એટલે ?

**દાદાશ્રી :** અનુભવમાં પૂરેપૂરું ના આવ્યું અને પેલું ચારિત્રમોહ ખડો રહ્યો.

**પ્રશ્નકર્તા :** પહેલે ઝટકે દર્શનમોહ આખો કાઢી નાખ્યો.

**દાદાશ્રી :** હા, બધું જ ખલાસ. આપેલું કેવળજ્ઞાન છે એટલે કેવળ

અજ્ઞાન ઊડી ગયું અને કેવળજ્ઞાન થયું નહીં પૂરેપૂરું. અને ક્રમિક માર્ગમાં અહંકાર ઘટતો જાય. દર્શન વધતું જાય એમ અહંકાર ઘટતો જાય.

**પ્રશ્નકર્તા :** આપણા મહાત્માઓને દર્શનમોહ કાઢી આપ્યો, અને ચારિત્રમોહ રહ્યો, હવે ચારિત્રમોહ, આખા દિવસમાં બધું બને, તે બધું ચારિત્રમોહ જ ગણાય. એમ કહેને ઊઠ્યો એય ચારિત્રમોહ, ચા પીધી એય ચારિત્રમોહ, એ બધું ચારિત્રમોહમાં જ જાય, તો એક્ઝેક્ટ ચારિત્રમોહને 'જુએ' એવી જાગૃતિ કઈ હોય ?

**દાદાશ્રી :** એટલે કહ્યું ને કે વ્યવસ્થિત છે, 'જોયા' કરજો. એ આજ્ઞામાં રહેવાનું. ગમે તેવું કાર્ય કરતો હોય તો તેને જોયા કરવાનું.

ક્રમિક માર્ગે એ 'ખરેખર પોતે કરે છે' એવું જાણે છે, તેથી એ મોહ છે, અને આપણે અહીં અક્રમમાં પોતે કર્તા નથી આના, એટલે આ ચારિત્રમોહ છે. પેલોય છે તો જો કદી એનો કર્તા ના થાય, તો ચારિત્રમોહ. સિનેમા જોવા ગયા હોય, એને મોહ તો કહેવાયને ! હવે દાઢી કરે એય મોહ છે. પણ પોતે કર્તા નથી, વ્યવસ્થિત કર્તા છે. એટલે એને અડે નહીં. તમારે વ્યવસ્થિત કર્તા રાખ્યું છે ને !

## અહીં સ્થપાયો પુરુષ કર્તાપદે

**પ્રશ્નકર્તા :** એટલે જે સમકિતી હોય એમને માટે એવું કહેવાય કે વ્યવસ્થિત છે ?

**દાદાશ્રી :** એ દૃષ્ટિ થઈ ત્યાંથી જ વ્યવસ્થિતમાં આવી ગયો. પણ ક્રમિક માર્ગમાં એમને આપણા તરફથી વ્યવસ્થિત છે, એવું ના કહેવાય. આપણી મારફત ના કહેવાય. વ્યવસ્થિત ત્યાં ક્રમિક માર્ગમાં હોય જ નહીં, શબ્દ જ ના હોય. આપણે અહીં વ્યવસ્થિત કહી શકીએ, બીજી કોઈ જગ્યાએ વ્યવસ્થિત શબ્દ જ બોલાય નહીં એમને.

**પ્રશ્નકર્તા :** પણ એ ક્રમિક માર્ગે અહંકારનું શુદ્ધ થવું એ વ્યવસ્થિતના આધીન ને ?

**દાદાશ્રી :** એ વ્યવસ્થિતને માનતો જ નથી, અહંકાર છે એટલે કર્તાપદ, એ કર્તાપદને માને છે ને !

**પ્રશ્નકર્તા :** હા, પણ કર્તાપદથી તો શુદ્ધ થાય એવું નથી ને ?

**દાદાશ્રી :** ના, પણ કર્તાપદ એટલે બહુ મુશ્કેલી.

**પ્રશ્નકર્તા :** એટલે જ આ મોડું થતું હશે.

**દાદાશ્રી :** તેથી જ મોડું થાય ને ! કર્તાપદ તો, જેમ જેમ એને થાય કે આ ખરેખર કર્તા નથી, એટલો ભાગ છૂટે. ને જેટલો કર્તા છું એટલો ભાગ આગળ રહ્યો હજુ. પોતાને સમજાવું જોઈએ કે કર્તા નથી એટલો ભાગ છૂટે અને પાછો 'આટલો હું તો કર્તા, હું ના કરું તો શી રીતે ચાલે ?' કહેશે.

**પ્રશ્નકર્તા :** આખરે તો એને વ્યવસ્થિત સમજાય ત્યારે છૂટે ને ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત સમજાય જ એવું નથી.

**પ્રશ્નકર્તા :** પણ છેવટે શુદ્ધ થાય ત્યારે સમજે તો છૂટો થાય ?

**દાદાશ્રી :** ના, તોય ના સમજાય એને.

**પ્રશ્નકર્તા :** ત્યારે કેવી રીતે છૂટતાં હશે ?

**દાદાશ્રી :** એ સીધું આ શુદ્ધાત્મા જોઈન્ટ થઈ જાય, એક જ થઈ જાય. પછી બધું સમજે પણ પછી શું કામનું ? 'પૈણ્યા' પછી બધું સમજે !

**પ્રશ્નકર્તા :** ક્રમિક માર્ગે તો ભેદ પાડીને ચાલવાનું છે, તો એ અભેદતામાં કેવી રીતે જાય ?

**દાદાશ્રી :** જાય છેને પણ, રસ્તો છે ! ગયા છે પણ !

આ જ્ઞાન એટલે દશા થયેલી હોય તેને, બીજા કોઈથી ના બોલાય. આ જૈન પારિભાષિક શબ્દો શું છે ? એ છેલ્લી દશાવાળા જ બોલી શકે. ક્રમિક માર્ગના જ્ઞાની પુરુષોય ના બોલી શકે. કારણ કે જ્યાં સુધી સાઠ ટકાના જ્ઞાની હોય તો ચાળીસ ટકા અહંકાર ખુલ્લો હોય, ચાળીસ ટકા બાકી રહ્યું તેનો અહંકાર હોય. તે ત્યાં સુધી વ્યવસ્થિત ના બોલાય.

અહંકાર ડખો કર્યા વગર રહે નહીં. 'મારે કરવાનું રહ્યું', એવું કહે. એમને કરવાનું રહ્યું ને 'અહીં' કરવાનું ના હોય કશું. 'વ્યવસ્થિત' તો અહંકાર ખલાસ થઈ જાય પછી વ્યવસ્થિત બોલાય. એટલે આ બધાને આપણે અહંકાર બંધ કર્યા પછી વ્યવસ્થિત આપીએ છીએ.

ક્રમિક માર્ગમાં પુરુષ તરીકે કર્તા થાય નહીં, અને આપણું જ્ઞાન તો બધા પુરુષ તરીકે કર્તા થયેલા. પ્રકૃતિ જુદી અને પુરુષ જુદો, પુરુષ તરીકે કર્તા થયા. જ્યારે પેલામાં પુરુષ થાય નહીંને ! એ તો ઠેઠ પુરું થાય ત્યારે પુરુષ થાય.

## ઉપેય પ્રાપ્ત ત્યાં ઉપાય બીનજરૂરી

કરવાપણાથી મોક્ષ નથી, જ્યાં કરવાપણું નથી, ત્યાં મોક્ષ છે. જગત ઉપાય કર કર કરે છે. એ ઉપાય કરવાપણું રહ્યું છે. અને આ અક્રમમાં ઉપેય છે. ઉપેયમાં આવ્યા પછી કોણ પાછો કરે ? દેહના કટકા થઈ જાય તોય પણ દેહ જુદો ને આત્મા જુદો, પછી ભાંજગડ જ ક્યાં રહી ?

**પ્રશ્નકર્તા :** ઉપાય અને ઉપેય, એ જરા વિગતવાર સમજાવોને.

**દાદાશ્રી :** આપણે અહીં ઉપાય કરવાની જરૂર જ નથી. અહીં ઉપેય જ પ્રાપ્ત થઈ ગયો. ઉપાય કરવાના રહ્યા નથી.

ઉપાયમાં કર્તાપદ હોય. આપણે અહીં કર્તાપદ જ ઊડી ગયું. એટલે ઉપેય થઈ ગયું. કંઈ કરવાનું રહ્યું નહીં એનું નામ ઉપેય. ફક્ત 'જાણવા'નું ને 'જોવા'નું રહ્યું ! ખાલી વાતને સમજવાની રહી. એટલે ઉપાય જ્યાં આગળ કરે છેને, જ્યાં આગળ કંઈ પણ કર્તાપણું છે ને, એ બધાં દળેલાં લોટને ફરી દળાવડાવે છે. પણ આખો રિલેટીવ માર્ગ જ એવો છે, આખો જે ક્રમિક માર્ગ છે, એ દળેલા લોટને ફરી દળાય દળાય કરે છે. તે ઊલટું લોટમાંથી સત્વ હોય તેય ઊડી જાય. છતાં મોક્ષ ભણી જતા નથી. મહેનત કરાવે છે અને ચિંતાનો પાર નહીં.

બધા માર્ગે છે તે ઉપાય જ કરાવ કરાવ કરે, એ પોતે ઉપાયમાં

નેબીજાની પાસે ઉપાય કરાવડાવે. છતાંય એ કુદરતી હિસાબ જ આવો છે અને એ થઈ રહ્યું છે, એ ગપ્પું નથી. બહાર જે બધે થઈ રહ્યું છે એ કુદરત કરે છે. ને પેલા લોકો કહે છે, 'અમે કરીએ છીએ', એટલું જ. અને તમને અહીં કુદરત જ તેડી લાવી છે.

આવો વૈભવ તો ના જ મળેને ? ચિંતા વગરનો દહાડો કોઈને જાય નહીં. આખી દુનિયામાં કોઈ એવો સાધુ-સંન્યાસી નથી કે જેને ચિંતા વગરનો દહાડો ગયો હોય અને ભય, ભય ને ભય ! 'આમ થઈ જશે, ને તેમ થઈ જશે !' ને તમને ભય રહે છે ?

**પ્રશ્નકર્તા :** જરાય નહીં. સ્વરૂપનું ભાન થાય નહીં ત્યાં સુધી નિર્ભય કેવી રીતે થવાય ?

**દાદાશ્રી :** હા. એટલે બધું એ ઉપાય ભાવમાં છે અને સ્વરૂપની પ્રાપ્તિ ખોળે છે અને સ્વરૂપ પ્રાપ્તિ કરવાનો ઉપાય કરે છે. એટલે ત્યાં સુધી નિર્ભય થાય નહીં.

## નથી આ જ્ઞાન, પણ છે વિજ્ઞાન !

આપણું તો આ તો વૈજ્ઞાનિક છે. આ જ્ઞાન નથી, વિજ્ઞાન છે. એટલે તરત ફળ આપે. અને આપણે કરવું ના પડે કશું. એની મેળે જ્ઞાન જ કામ કર્યા કરે. જ્યાં આગળ જરૂર હોય ત્યાં તે વખતે હાજર થઈ જાય. એટલે આ જ્ઞાન જ કામ કરે છે ને ! અને પેલા જ્ઞાનમાં છે તે પોતાને કામ કરવું પડે. આ વિજ્ઞાન એની મેળે હાજર થાય અને જ્ઞાન છે તે પોતાને કરવું પડે. તેથી બધાં કહે છે ને, 'કરવું હોય તો પણ થતું નથી. જાણીએ છીએ બધું, પણ થતું નથી.'

**પ્રશ્નકર્તા :** જ્ઞાનમાં કરવું પડે એટલે કઈ રીતે ? આ ક્રિયાઓ કરી કરી ને ?

**દાદાશ્રી :** હા, જેટલું જાણ્યું એટલું કરવું પડે. આરંભ-પરિગ્રહ છોડવાની વાતો કરે, તે આરંભ-પરિગ્રહ છોડવા પડે. પણ છૂટે નહીં. શી રીતે છૂટે ? પોતે કર્તા છે જ નહીં. પણ એ તો પોતાનું કર્તાપણું માને છે. એટલે કર્તાપણું ચલાવી લેવાય ક્યારે ? મનમાં હોય, એવું વાણીમાં

બોલે, ને એવું વર્તનમાં આવે, તો કર્તાપણું ચલાવી લેવાય. આ ભવમાં કશો ફાયદો ન થાય, પણ આવતાં ભવમાં ફાયદો કરે. પણ આ કાળમાં તો મનમાં જુદું, વાણીમાં જુદું, ને વર્તનમાંય જુદું જ થઈ ગયું છે ને? હવે કશું રહ્યું જ નથી ને ! તેથી ક્રમિક માર્ગ ફળ આપતો નથી.

## 'અહીં' સંયોગથી આત્મા જ જુદો

આત્માની ક્રિયા હોય તો સ્વભાવિક ભાવ અને વિભાવિક ભાવ ! વિભાવિક ભાવથી આ જગત ઊભું થયું છે. સંયોગોનું દબાણ થયું એટલે વિભાવિક દશા થઈ. અને સંયોગોનું દબાણ ઓછું થયું એટલે પરિગ્રહ ઓછો થતા થતા છેલ્લે સંયોગોનું દબાણ ઓછું કરવાનું, એ ક્રમિક માર્ગ ! જ્યારે આપણે અહીં 'અક્રમ'માં આત્મા અને સંયોગો જુદા જ પાડી દઈએ છીએ. આખુ સમસરણ માર્ગનું આવરણ ઊડાડી મેલીએ છીએ.

## આવરણ સમસરણ માર્ગનું

બે જાતના આવરણ : એક ક્રિયાના આવરણ છે. અને બીજું સમસરણ માર્ગનું આવરણ છે. આખું જગત સાયન્સ છે. પરમાત્મા છે અને સાયન્સ છે.

સમસરણ માર્ગનું આવરણ એટલે શું કહેવા માગીએ છીએ, કે અગિયારમા માઈલમાં આવરણ જુદી જાતનું આવરણ હોય, સાડા અગિયારમા માઈલમાં જુદી જાતનું આવરણ હોય. સમસરણ માર્ગ આખો છે, એમાં ફર્સ્ટ માઈલમાં આવરણ જુદી જાતનું. તેનાં ફર્લાંગે-ફર્લાંગે, અરે, પગલે-પગલે આવરણ જુદી જાતના હોય. એ બધી જ જુદી જુદી શ્રેણી. ગયા અવતારે જે જોયેલું તે જ્ઞાન અને તે મન સ્વરૂપે હાજર છે. અને આજે નવું આ જ્ઞાન જુદું જોઈએ છીએ. એટલે પાછલું જ્ઞાન એને આજ મુંઝવે છે. આજનું જ્ઞાન એને એડજસ્ટ થઈ શકતું નથી.

## અજાયબ આ શોધખોળ !

ક્રમિક માર્ગમાં માલ ખપાવી ખપાવી ને આગળ જવાનું, ત્યારે કહેશે, 'કોઈકે બધો માલ ખપાવી દીધોને, તો ?' તોય ભગવાને કહ્યું,

'સમસરણ આવરણ જ્યાં સુધી છે, ત્યાં સુધી ગમે તેટલા ખપાવ્યા હશે તોય ઊભા થશે'. શાનું આવરણ છે ? સમસરણ માર્ગનું આવરણ. ભગવાને શું કહ્યું કે 'સમસરણ માર્ગનું આવરણ તૂટે અને કર્મ ખપે તો મોક્ષ થાય'. સમસરણ આવરણ દરેક જીવને હોય. અમે એ સમસરણ આવરણ તોડી નાખીએ. પછી કર્મો જુદા પડી જાય છે. સમસરણ અને કર્મો એ બેનો આંકડો છે. તમે કર્મ ગમે એટલા ખપાવો, પણ પેલો આંકડો તો એમ ને એમ જ છે. જ્યારે આપણે બેઉ વિભાજન જુદું કરી નાખ્યું. જેમ વડોદરા સ્ટેશન પર ચોવીસ ડબ્બા અને ઈન્જિન હોય પણ આપણે આંકડો કાઢી લીધો હોય તો ઈન્જિન ચાલ્યુ જાય ને ડબ્બા પડી રહે ! એવું આ કુદરતી રીતે ઊભું રહ્યું છે. આ મારી આજની શોધખોળ નથી. આ જે શોધખોળ બની શકે એવી નથી. ધીસ ઈઝ બટ નેચરલ ! આ બધાના પુણ્યનાં આધીન બન્યું છે. નહીં તો આવું બની જ શકે નહીં ને ! મને એક કલાક મળ્યા પછી એ માણસ મને છોડતા જ નથી. અને તે આ અક્રમ તેને કહેવાય છે. સમસરણ આવરણ એ અજ્ઞા ભાવ છે. આ પ્રજ્ઞા ભાવ પ્રગટ થઈ જાય છે. આત્મા, આત્માની જગ્યાએ છે. અને ખપાવવાના કર્મો, આ કર્મની જગ્યાએ છે.

## હવે 'ગોડાઉન' ખાલી કરવાના

ક્રમિક માર્ગમાં એક કહે, ફલાણી ચીજ છોડી દેજો, આ છોડી દેજો. કારણ કે ત્યાં ખપાવતાં આગળ વધવાનું અને આપણે અહીં તો હવે નિકાલ કરી નાખવાનું, જે ગોડાઉન સિલ્લક છે. એમાં નવું કંઈ ઉત્પન્ન થતું નથી. અને ક્રમિક માર્ગમાં તો ઉત્પન્ન થાય અને ખપાવવાનું. ઉત્પન્ન થાય અને ખપાવવાનું, એટલે ખપાવી ખપાવી ને આગળ વધવાનું. અહીં ઉત્પન્ન થતું નથી. પણ ગોડાઉન પાર વગરનાં કરેલાં. હવે ગોડાઉન ખાલી કરવાનાં, બસ નિકાલ જ ! અને તેય પાછું તેના ઉદયકાળે નિકાલ થાય છે. આપણે કશું કરવાનું નહીં. એમાં ઉદયકાળ આપણી પાસે જ્યારે સહી કરાવડાવે ત્યારે નિકાલ કરી નાખવાનો.

## ગયું કર્તાપદ અક્રમ જ્ઞાને...

એટલે અક્રમની તો આ વાત જ જુદી ને ! આ તો વિજ્ઞાન છે.

પેલું ક્રમિક જ્ઞાન છે. તો હવે આપણને 'આત્મા શું છે, કર્તા કેટલાનો છે, કેટલાનો નથી', એ શંકા રહી નહીં ને !

આપણે અક્રમ માર્ગમાં 'જગત શું છે ? કેવી રીતે ચાલે છે ? કોણ ચલાવે છે ?' એ બધું જ્ઞાન અમે આપી દઈએ. પછી ભાંજગડ જ ના રહીને ? પોતે કર્તા રહ્યો જ નહી ને ! કર્તા છે ત્યાં સુધી કર્મ બંધાશે. આ છે તે ક્રમિક માર્ગ જ એવો છે કે 'હું કર્તા છું' એવું કહેવું જ પડે, તો આ ક્રિયા છે તે આવતા ભવમાં આવે, પણ તે મન-વચન-કાયાની એકતા જોઈએ.

અને અક્રમ જ્ઞાન તો પહેલે દહાડેથી કર્તાપણું છૂટી જાય છે. એટલે એને કર્મ જ બંધાય નહીં ને ! એટલે એકાવતારી જ થઈ ગયો. બસ બીજું શું રહ્યું ? તમને એકાવતારી થયા એવું લાગે છે કોઈને ? અનુભવાય છે એવું ? શું કહો છો ?

**પ્રશ્નકર્તા :** બધાયને લાગે છે, અહીંયા મોક્ષ ભોગવાય છે એ જુદો.

અમે તો એમ જ કહીએને હવે કે આ વ્યવસ્થિત કર્તા છે. અમારું કર્તાપદ ગયું. વ્યવસ્થિતનું કર્તાપદ માન્યું એટલે ચિંતા જાય છે ને. એ છેલ્લે સમજાય એવી વાત છે.

**દાદાશ્રી :** ક્રમિક માર્ગમાં તો ના જાય ઠેઠ છેલ્લે સુધી ચિંતા, કર્તાપદ ખરુંને. હવે તમારે તો જ્ઞાનને સમજવાનું છે !

**પ્રશ્નકર્તા :** એ સમજું છું. એ જ કહું છું.

**દાદાશ્રી :** જે દર્શનમાં હતું તે સમજમાં આવવા માંડ્યું. અનુભવમાં આવવા માંડ્યું. અનુભવમાં આવ્યું એ જ જ્ઞાનમાં આવી ગયું. અને પછી દર્શન-જ્ઞાન ભેગા થાય એટલે ચારિત્ર ઊભું થાય !

'વ્યવસ્થિત છે' એમ માનીને પછી તે જોવા જાયને તો બધું સારી રીતે સમજાઈ જાય પછી. અને વણિકોને તો વ્યવસ્થિત જલદી સમજાઈ જાય. વણિક એટલે શું ? વિચારશીલ !

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિતનું જ્ઞાન તો ક્રમિકમાર્ગમાં જ્ઞાનીનેય હોય પણ આ અક્રમ માર્ગનું જ્ઞાન નહીં હોય.

**દાદાશ્રી :** ના. ક્રમિકમાર્ગમાં તો એમને એમ થાય કે 'આ ત્યાગ કરવો છે, પણ થતો નથી'. અને આ અક્રમની શોધખોળમાં આ વ્યવસ્થિત હોય. વ્યવસ્થિત ક્રમિકમાર્ગમાં ના હોય. આ અક્રમની શોધખોળ છે. અક્રમ એટલે કંઈ કરવાનું નહીં, લિફ્ટ માર્ગ.

'દાદા' કરે એ ખરું. એ 'દાદા' બધું કરે એમની મેળે અને આપણે લિફ્ટમાં બેસી જવાનું. એમની 'આજ્ઞા એ ધર્મ ને આજ્ઞા એ તપ.' બીજો ડખો નહીં ને !

❖❖❖❖❖

# (૭)
# વ્યવસ્થિતના જ્ઞાનનો દુરુપયોગ

## આમ થાય 'એનો' દુરુપયોગ

જગતનું કલ્યાણ કરવું જેમ તેમ કરીને. પણ એય એનો કાળ પાકશે ને ? એ કંઈ ઉતાવળથી હમણે દોડધામ કરીએ આપણે, હેય લીફ્ટમાં ચઢીએ ને ઊતરીએ તો થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** એ વ્યવસ્થિત છે ને !

**દાદાશ્રી :** ના, વ્યવસ્થિત છે અને વ્યવસ્થિત નથી. નથીય ખરું. કારણકે વ્યવસ્થિત છે એવું જો અવલંબન લે ને, તો એવું અવલંબન લેવા માટે નથી કહેલું. એ લક્ષમાં રાખવા માટે કહેલું છે કે બધાં પ્રયત્ન પૂરા થાય અને કાર્ય થઈ જાય ને ઊંધું વળે તો બોલવું કે વ્યવસ્થિત છે. વ્યવસ્થિત બોલે, તેથી નુકસાન તો કંઈ થાય એવું નથી. પણ વ્યવસ્થિત બોલવું એ ગુનો કહેવાય છે. બીજા માણસો દુરુપયોગ કરશે. દુરુપયોગ એટલે સમજ્યા વગર પાણી પી જશે. આ પાણી સમજીને પીવાનું છે. સમજ્યા વગર પાણી પી જાય તો આનું ઝેર ચઢી જાય. એટલે વ્યવસ્થિત લક્ષમાં રાખવાનું આપણે.

ગજવું કપાય એટલે તરત જ આપણે કહેવું કે 'વ્યવસ્થિત છે'. કો'કને જોવાં ગયાં દવાખાનામાં અને પક્ષાઘાત કોઈને થઈ ગયો આપણાં ફ્રેન્ડને, તો આપણને મહીં વિચાર આવે કે મને પક્ષાઘાત થશે તો શું થાય ? ત્યારે આપણે કહેવું, 'વ્યવસ્થિત છે. એનો વિચાર તમે કરશો નહીં.' એ વ્યવસ્થિત હેતુસર વાપરવા માટે છે. ગમે તેમ વાપરવાની ચીજ ન હોય આ. હેતુસર વાપરવાની ચીજ છે.

તમને ઘેર એમ કહ્યું હોય કે 'આઠ વાગે આવી જજો.' અને અહીંથી કહે કે 'હવે, હજી થોડીવાર પછી આપણે આરતી કરીએ છીએ, ને આરતી કર્યા પછી જજો'. તો તમારે એકબાજુ, ઘેર બોલાવવાની ઉતાવળ કરે છે અને અહીંથી આ મોડું જવાનું કહે છે. તે ઘડીએ મહીં ચેન્જ થાય. તો કહી દેવું કે 'ચેન્જ ના કરશો, વ્યવસ્થિત છે'. વ્યવસ્થિતનો સદ્ઉપયોગ કરવાનો છે. છે એક્ઝેક્ટ વ્યવસ્થિત, જ્ઞાની પુરુષે જોયેલું તેવું જ છે. પણ એ શબ્દને ગમે તેવો વટાવી ખાવાનો નથી. બજારું કિંમત નહીં કરવાની. બહુ કિંમતી શબ્દ છે.

વ્યવસ્થિત કોને બોલવાનો અધિકાર છે ? કે જે આ પ્રકૃતિનાં ગુણોમાં કંઈ પણ ડખલ ના કરે, એને વ્યવસ્થિત બોલવાનો અધિકાર છે.

આળસુ માણસને વ્યવસ્થિત શબ્દ બહુ ગમે. એટલે નુકસાન કરે એ બધું. એટલે આ વ્યવસ્થિત છે તે, પ્રયત્ન પૂરો થયાં પછી એ અવળું પડે, તો વ્યવસ્થિત કહી દેવું. એટલે આ વ્યવસ્થિત, એક્ઝેક્ટ વ્યવસ્થિત છે. પણ આ વાપરતાં નથી આવડતું લોકોને. ઠંડક રહે એનાથી. એક બાજુ ઠંડક રહ્યાં કરે. વ્યવસ્થિત સમજવું જોઈએ ને ?

અહીં તમારે આવવું હોય સત્સંગમાં અને જબરજસ્ત તમન્ના હોય. અને રસ્તામાં કોઈ એવો ફ્રેન્ડ મળ્યો કે 'ના, મારે ઘેર આવવાનું છે'. તે વખતે તમને અહીં તમન્ના વધારે હોવાથી, એ ફ્રેન્ડ ઉપર મહીં દુર્ધ્યાન થાય, રૌદ્રધ્યાન થાય મહીં અંદર, કે 'ક્યાંથી આવી પડ્યો ? આ શા માટે આવ્યો ? આવું, ના આવતા હોય તો શું ખોટું છે ?' ત્યાં આપણે કહ્યું 'વ્યવસ્થિત છે.' આપણે આવવું છે, પણ પેલો લઈ જાય છે. ત્યારે આપણે એને કહી છૂટવું કે 'ભઈ, તને સાંજે હું નવ વાગે આવું તો ચાલે

એવું નથી ?' ત્યારે કહે, 'ચાલશે.' તો પછી આપણે તરત સત્સંગમાં આવવું. એ કહે, 'ના, ચાલે એવું નથી.' તો પછી આપણે 'વ્યવસ્થિત' કહીને પાછા જવું. એટલે ત્યાંય દુર્ધ્યાન ના થાય, પેલા સાથે. વ્યવસ્થિત દુર્ધ્યાનમાંથી બચાવે. રૌદ્રધ્યાન અને આર્તધ્યાનમાંથી બિલકુલ બચાવે એનું નામ વ્યવસ્થિત. તે બે ધ્યાન ગયાં, તેને જગતે ભગવાન કહેલો છે.

જે જાણીતી જગ્યા હોય ત્યાં સલામતી રાખવી આપણે. અને અજાણ્યાની સલામતી 'વ્યવસ્થિત' સંભાળી લે છે. તમે જાણો એટલે સલામતી કરી લેવી અને અજાણ્યાની સલામતી 'વ્યવસ્થિત' કરી લે છે. પછી બધું 'વ્યવસ્થિત'ને સોંપી દેવું.

## અજ્ઞાનતા પકડાવે ઊંધું

**પ્રશ્નકર્તા :** મારો એક મિત્ર છે તે 'દુનિયા વ્યવસ્થિત તંત્રથી જ ચાલે છે, અન્ય કોઈ બગાડી શકતું નથી', એમ માનીને નોકરી છોડીને ઘેર બેસી રહે છે. કંપનીનો નોટિસનો જવાબ પણ આપતો નથી. કોઈના સમજાવાથી માનતો નથી. એટલું જ કહે છે કે જે બનવા કાળ છે તે બને જ જાય છે. પછી હું શું કરું ?

**દાદાશ્રી :** આ વ્યવસ્થિતનો દુરુપયોગ કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ બાબતમાં તેણે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** આવું કરાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** એ ભાઈએ 'જ્ઞાન' લીધું નથી.

**દાદાશ્રી :** હં... એ વ્યવસ્થિતનો અર્થ અવળો સમજી બેઠો છે ને! અને જ્યાં સુધી જ્ઞાન લીધું ના હોય ત્યાં સુધી વ્યવસ્થિત શબ્દ બોલાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે હું જ્યારે કંઈ કહું તો એ આ વ્યવસ્થિત શબ્દ જ વાપર્યા કરે. એટલે આ શબ્દ કોઈ ઈન્દોરમાં કોઈ સંત મહારાજ પાસેથી શીખી લાવ્યા છે અને વાપર્યા કરે છે, ત્યારથી એમને આ મગજમાં એવું બેસી ગયું છે.

**દાદાશ્રી :** હા, પણ અહીં લઈ આવજો ને, તેડી લાવજોને પછી. ઊંધી શ્રદ્ધા બેસી ગઈ છે તે નીકળી જાય તો સારું ને ! ઊંધે રસ્તે દુઃખી થાય ને !

આપણે સદ્ભાવના રાખવી સહુ કોઈની, આપણને ભેગો થયેલો એની, યોગ બેઠેલો હોય તો. કંઈ બધાને ઓછું સાચવવા જવાનું છે !

**પ્રશ્નકર્તા :** તો એને આ ભાઈ ઊંચકીને અહીં લાવે તો પછી એ તે વખતે એવું માને કે આ વ્યવસ્થિતમાં જ મને લઈ જાય છે !

**દાદાશ્રી :** એટલી સમજણ આવે ત્યારે તો સાચું જ ને !

**પ્રશ્નકર્તા :** અગર તો તમે ત્યાં જાવ એની પાસે ! તોય વ્યવસ્થિત જ ને ?

**દાદાશ્રી :** હા. હું ત્યાં જઉં તો એનું ઊંધું વ્યવસ્થિત વધારે મજબૂત થઈ જાય. એને તેડી લાવ અહીં !

## કોનું માનવું, મનનું કે વ્યવસ્થિતનું ?

બે પ્રકારની ઈચ્છા હોય છે. વ્યવસ્થિતની ઈચ્છા હોય છે અને એક મનની ઈચ્છા હોય છે. વ્યવસ્થિતની ઈચ્છા સાચી.

**પ્રશ્નકર્તા :** એ ડિમાર્કેશન કેવી રીતે ખબર પડે કે આ વ્યવસ્થિતની ઈચ્છા છે અને આ મનની ઈચ્છા છે. પહેલા તો કેવી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** આપણે ના પાડીએ તોય સંજોગો ભેગા થયા કરે એટલે આપણે સમજીએ કે વ્યવસ્થિતની ઈચ્છા છે.

**પ્રશ્નકર્તા :** એટલે પહેલા મનનું સાંભળવાનું જ નહીં, પછી જે આવે એ આવે.

**દાદાશ્રી :** આવે એ ખરું. મન જ્ઞેય છે અને પોતે જ્ઞાતા છે. મનનું સાંભળવાનું હવે રહે નહીં. મનનું સાંભળતો હતો ત્યાં સુધી અજ્ઞાની હતો અને મનના આધારે પોતે ચાલતો હતો. 'મનકા ચલતા તન ચલે, તાકા

સર્વસ્વ જાય.' મન ફિઝિકલ છે, એ પ્રમાણે જો ચાલે તો એકદમ ખલાસ થઈ જાય ને !

## જો જો પુરુષાર્થમાં અટકતા

**પ્રશ્નકર્તા :** વધુ પડતી જે શ્રદ્ધા છે કે આ વ્યવસ્થિત કરાવે છે, એ આપણા પુરુષાર્થને કમ કરાવી નાખે છે, તો એ ત્યાં શું કરવું ?

**દાદાશ્રી :** ના, વ્યવસ્થિત કરાવે છે એવું ના બોલાય. એટલે પોતાની જ જવાબદારી છે બધી એ. કરાવનાર બીજું છે છતાંય જવાબદારી પોતાની છે. અને જો પહેલેથી વ્યવસ્થિત કહીએને તો આગળ છે તે પ્રક્રિયા બંધ થઈ જશે. પ્રક્રિયા ચાલુ થઈ અને પછી પરિણામમાં છે તે ત્યાં ખોટ ગઈ દસ લાખ રુપિયાની એટલે કહેવાનું 'વ્યવસ્થિત છે.' બાકી ખોટ જતા સુધી તો ઠેઠ સુધી પકડી રાખવું.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત પહેલાં બોલાય કે પછી ?

**દાદાશ્રી :** ખરી રીતે પહેલેથી જ છે, પણ પહેલેથી બોલે તો દુરુપયોગ થશે. કારણ કે હજી જ્ઞાન પ્રગટ થયું નથી. એવી જાગૃતિ ઉત્પન્ન થઈ નથી માટે ભૂલ થશે. અમને એમ લાગે કે આ આમ જ છે. પણ તમે એમ કહેશો તો ઉપાધિ થશે. તમને વ્યવસ્થિત એટલા માટે આપીએ કે તમને સંકલ્પ-વિકલ્પ ના થાય. બાકી આ જ્ઞાન, નહીં તો તીર્થંકર ખુલ્લું ના કરત ? શું એ આ જ્ઞાન ન્હોતા જાણતાં ? જાણતા હતા, પણ ખુલ્લું નહોતું કર્યું. ફોજદાર પકડવા આવે તો 'વ્યવસ્થિત' કહો એટલે તમને સંકલ્પ-વિકલ્પ ના થાય. બાકી વ્યવસ્થિત તો પહેલેથી જ છે. તમને જાગૃતિ ના રહે માટે પહેલેથી વ્યવસ્થિત ના કહેવાય. લપસવાની જગ્યાએ કહેવું પડે કે 'લપસાય તેમ છે માટે ચેતતા રહેજો.'

આપણી પાંચ આજ્ઞાઓ ત્રિકાળી સત્ય છે. પણ અપેક્ષાએ સમજવાની છે. સહુ સહુના ગજા પ્રમાણે સમજવાની છે.

**પ્રશ્નકર્તા :** બધું વ્યવસ્થિત ગોઠવાયેલું તો છે ને ?

**દાદાશ્રી :** ભૂખ લાગે છે ત્યારે કેમ વ્યવસ્થિત નથી કહેતો ? કૂવા ઉપર બેઠો હોય તો આમ કેમ જોઈને ચાલે છે ? વ્યવસ્થિત બોલાય નહીં. મહીં પડી ગયા પછી કહેવું કે વ્યવસ્થિત છે.

**પ્રશ્નકર્તા :** હા, એટલે પુરુષાર્થ કરવો જ જોઈએ એનો અર્થ ?

**દાદાશ્રી :** નહીં, પુરુષાર્થ નહીં, પ્રયત્ન કહેવાય છે, વ્યવહારિક પ્રયત્ન, તે જાગૃતિ રાખવી જોઈએ, બીજું કશુંય નહીં અને ભૂલ થઈ ગયા પછી વ્યવસ્થિત અને હતું જ વ્યવસ્થિત, એવું જે હતું ને તે જ ખુલ્લું થયું.

એવું છે કે જે જાગૃત છે તેને કશું કરવાની શર્ત નથી. આ તો અજાગૃતોને મેં કહ્યું છે કે તું પ્રયત્ન કરજે, નહીં તો ઊંધું કામ કરશે. વ્યવસ્થિતનો અવળો ઉપયોગ કરશે.

એ વ્યવસ્થિત જ્ઞાની પુરૂષ એકલાં જ એને વ્યવસ્થિત માની શકે બધી રીતે. જ્યાં સુધી જ્ઞાન પુરેપુરું થયું નથી ત્યાં સુધી તમારે તો પ્રયત્ન કર્યા જ કરવાનાં. બાકી કરે છે બધું વ્યવસ્થિત. જ્ઞાની તો બધી રીતે વ્યવસ્થિત માને. જ્ઞાનીને જ્ઞાનમાં આ બધું દેખાય, કેવી રીતે ચાલી રહ્યું છે.

વ્યવહારમાં 'થઈ જાય છે' એવુ એકલું માનનારા, ને 'કરવું પડે છે.' એવું માનનારા બેઉ કાચા છે. આપણું આ બે આંખવાળુ જ્ઞાન છે. જગત આખાનું જ્ઞાન એક આંખવાળું છે, એકાંતિક જ્ઞાન છે. 'આ કરવું પડે છે'. એવું વ્યવહારમાં બોલવાનું ને 'થઈ જાય છે', એ લક્ષમાં રાખવાનું છે. 'કરવું પડશે' એ ભાવ છે ને 'થઈ જાય છે' તે વ્યવસ્થિત છે.

'નિશ્ચિત છે' એવું નોધારું ના બોલાય. 'અનિશ્ચિત' છે એવું નોધારુંય ના બોલાય. જોખમદારી છે, ગુનો થાય, નિશ્ચિત-અનિશ્ચિતની વચ્ચે એ છે. બધી જ કાળજી રાખ્યા પછી ગજવું કપાય જાય. અને સમજે 'વ્યવસ્થિત' છે, તે યથાર્થ છે. વ્યવસ્થિતનો અર્થ સમજાવો જોઈએ. પ્રયત્ન કરવો, પછી જે થાય તે, પરિણામ બને તે, 'વ્યવસ્થિત'.

**પ્રશ્નકર્તા :** તો કાર્ય ઠેઠ સુધી કરવાનું, પરિણામમાં જ વ્યવસ્થિત રાખવું.

**દાદાશ્રી :** હા, પરિણામમાં જ વ્યવસ્થિત રાખવાનું, ઠેઠ સુધી પકડી રાખવાનું. ફક્ત તમારે એમ નહીં કહેવું જોઈએ, કે આ બધું વ્યવસ્થિત ચાલ્યા કરે છે, એવું ના બોલવું. એ ચંદુભાઈના મન-વચન-કાયા જે કાર્ય કરતા હોય ને તો એને કરવા દેવું કે તમે તમારે કરો કહીએ. ખરેખર પોતે કર્તા નથી.

## કરવું, ના કરવું ને પૂછવું, બધો અહંકાર

**પ્રશ્નકર્તા :** આ ફાઈલ નં.૧ જે છે એ સંપૂર્ણ વ્યવસ્થિતના તાબામાં જ છે ને ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત સમજ્યા પછી વ્યવસ્થિતના તાબામાં. વ્યવસ્થિત સમજાયેલું ના હોય તેને વ્યવસ્થિતના તાબામાં નથી.

**પ્રશ્નકર્તા :** તો દાખલો આપીને સમજાવો, કેવી રીતે ?

**દાદાશ્રી :** આપણા મહાત્મા વ્યવસ્થિત સમજ્યા છે એમને વ્યવસ્થિતનું જ્ઞાન આપ્યું છે. જગતનું લોક વ્યવસ્થિતના જ્ઞાનને સમજતું ન્હોતું એટલે એમને વ્યવસ્થિતના તાબામાં નથી અને આ તો વ્યવસ્થિતના તાબામાં છે આપણા મહાત્માઓ.

**પ્રશ્નકર્તા :** મારી આગળ કોઈ બે-ચાર છોકરા ચાલતા હોય, અને રસ્તો ધૂળવાળો હોય, અને છોકરા પગથી ધૂળ ઊડાડતા હોય, અને હું પાછળ પાછળ આવતો હોઉં, તો શું એ વ્યવસ્થિત છે ?

**દાદાશ્રી :** તો શું અવ્યવસ્થિત છે ?

**પ્રશ્નકર્તા :** તો મારે એને કહેવાય નહીં કે કેમ ઊડાડે છે એવું ?

**દાદાશ્રી :** ના કહે તેય વ્યવસ્થિત અને કહે તોય વ્યવસ્થિત.

**પ્રશ્નકર્તા :** પણ કહેવું કે ના કહેવું ?

**દાદાશ્રી :** કહો તોય વ્યવસ્થિત. ના કહો તોય વ્યવસ્થિત. ના કહો તો એક પ્રકારનો અહંકાર છે, કહો તોય એક પ્રકારનો અહંકાર

છે. બધું વ્યવસ્થિત છે. ના કહો તો બીજા પ્રકારનો અહંકાર છે, કે આપણે સહન કરી લો.

**પ્રશ્નકર્તા :** પણ મૂળ તો છે એક જ વસ્તુ. બધું વ્યવસ્થિત જ છે.

**દાદાશ્રી :** હા, વ્યવસ્થિત જ છે. પણ વ્યવસ્થિત કહેવું તો બન્યા પછી કહેવું. નહીં તો આપણા લોકો શું કરે ? દવા બરોબર ના કરાવે. દવા તો બરોબર કરવાના છે. પણ ભાવ બગાડે, કે હવે જે વ્યવસ્થિતમાં હશે તે દવા થશે. અલ્યા, માંદુ-સાજું હોય ત્યાં સુધી આવું ના બોલાય. દવા આપણે ફુલ જોસથી કરવાની, વ્યવસ્થિત જેવી વસ્તુ જ નથી, એમ માનીને કરવાની.

**પ્રશ્નકર્તા :** પછી પરિણામ આવે તે સાચું.

**દાદાશ્રી :** પછી આવી દવાઓ કરતા, મહેનત કરતાં, બધુ જ કરતાં જો પછી એકદમ ઓફ થઈ જાય, તો વ્યવસ્થિત કહીને રડારોડ નહીં કરવાની.

**પ્રશ્નકર્તા :** કહેવું તેય અહંકાર છે ને ના કહેવું તેય અહંકાર ? ત્યારે શું કરવું ?

**દાદાશ્રી :** કરવું શું પૂછે છે, તેય અહંકાર છે !

## વ્યવસ્થિત કહેતાં બંધ સંકલ્પ-વિકલ્પ

આ એક્ઝેક્ટ વ્યવસ્થિત છે. મેં જોયેલું છે. તમારાં પ્રયત્નોય તેવાં થશે. પણ આ શેને માટે ચેતવણી આપવી પડે છે ? કેટલાંક માણસો આ પ્રયત્નો મોળા પડી જાય એવું કરી નાખે છે. ભાવના મોળી કરી નાખે છે કે, 'વ્યવસ્થિત' છે ને, હવે શું વાંધો છે ? એટલે પછી ધંધા પરેય જાય નહીં. આમ વ્યવસ્થિત બોલાય નહીં. જ્યારે જરુર પડે ત્યારે જ 'વ્યવસ્થિત' બોલાય. નહીં તો 'વ્યવસ્થિત' કહેવાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** બન્યા પછી 'વ્યવસ્થિત'.

**દાદાશ્રી :** હા, બન્યા પછી વ્યવસ્થિત. એટલે આપણને સંકલ્પ-

વિકલ્પ ના થાય કે આવું કેમ થતું હશે ? વ્યવસ્થિત છે કહ્યું એટલે પછી સંકલ્પ-વિકલ્પ બંધ થાય એ છૂટી ગયું.

એટલે મોટેલને રંગવી પડે, બધુ કરીને તૈયારી કરીને રાખી અને પછી ઘરાક ના આવ્યા, એ વ્યવસ્થિત. અને ગ્રાહક વધુ આવ્યા તે વ્યવસ્થિત. પણ મોટેલ જ બગાડી નાખો વ્યવસ્થિત કહીને, એવું ના હોય, વ્યવસ્થિતનો ઊંધો અર્થ ના થવો જોઈએ. વ્યવસ્થિત એક્ઝેક્ટ વ્યવસ્થિત જ છે. તમને સમજાઈ વાત ? બીજું બધું પૂછો, બધું જે પુછવું હોય એ પૂછો.

## જ્ઞાની પણ મારે ઘરને તાળું

ઘેર કોઈ હોય નહીં અને અમે ઘરમાંથી બહાર નીકળીએ, તો 'વ્યવસ્થિત' અમે સમજીએ છીએ, એમાં કંઈ ફેરફાર થાય નહીં. એટલે બારણું ખુલ્લું મૂકીને ચાલ્યા જઈએ. તો વાંધો આવવાનો નથી. પણ જોડે જોડે વિવેકમાં ભૂલ થાય છે. કારણ કે બારણું ખુલ્લું મૂકીને અમે ગયા એટલે પેલા આવતા-જતા માણસના મનમાં એમ લાગે કે આ ઘરમાં કોઈ નથી, માટે પેસી જવા જેવું છે. એટલે આ ભવમાં તો કશું લેવાનો નથી. પણ એ ભાવ બાંધે તે આવતા ભવમાં પેસી જાય. એટલે મારે આવડું તાળું વાસીને નીકળવાનું. એટલે ભાવ એના બગડે નહીં. મારા નિમિત્તે એના ભાવ બગડે તો જોખમ મારું જાય. હવે બારણાને તાળું વાસીને નીકળું. એને લોક મને શું કહે કે, 'તમનેય વ્યવસ્થિત ઉપર ક્યાં શ્રધ્ધા છે ?' મેં કહ્યું કે, 'જો આવી રીતે છે.' ત્યારે એ સમજે એટલે હું બારણે તાળું આવડું મોટું મારી, કૂંચી લઈને પછી નીકળું. કારણ, નહીં તો એનું મન ખુલ્લું રહે, એ ભાવ કરી નાખે કે અહીં આગળ હવે પેસી જવા જેવું છે.

**પ્રશ્નકર્તા :** પણ એનો દોષ આપણને લાગે, જો આપણે બારણું ખુલ્લું રાખ્યું હોય તો ?

**દાદાશ્રી :** આપણને જ લાગે ને ! આપણે જ એને બિચારાને સ્કોપ આપ્યો, માટે આપણે જવાબદાર છીએ. આપણે સ્કોપ જ આપવો નહીં. એટલે આવડું તાળું મારીને અમે નીકળીએ. એટલે બધું વિજ્ઞાન છે આ તો ! આખું વિજ્ઞાન જો સમજે ને તો આખી લાઈફ બહુ સુંદર જાય.

## પોલ ન ખપે, નક્કી કરવામાં

**પ્રશ્નકર્તા :** વારે ઘડીએ કહો છો કે વ્યવસ્થિત તો સમજ્યા નથી.

**દાદાશ્રી :** જો સમજ્યા હોત તો તે જુદું, પણ 'વ્યવસ્થિત સમજવાની જરૂર છે' એમ હું કહું છું.

**પ્રશ્નકર્તા :** આપણે અમદાવાદ જવા નીકળ્યા અને એક ભાઈ નડીયાદ રહે છે. આ ભાઈ કહે છે, એ ભાઈને નડીયાદ મળતા જઈએ અને એ ભાઈને મળ્યા. એ ભાઈ કહે છે આજનો દહાડો રહો. તો એ સમજીએ કે આ વ્યવસ્થિત ?

**દાદાશ્રી :** એનું નામ વ્યવસ્થિત.

**પ્રશ્નકર્તા :** પણ નક્કી તો કરવું પડે ને કે અમદાવાદ જવાનું છે ?

**દાદાશ્રી :** નક્કી કરેલું હોય તોય પછી ફરી જાય એ. પણ નક્કી કરવું પડે. ફરી જાય એ વસ્તુ જુદી છે. પોલું ના રખાય. તોય જો પોલું રાખતો હોય તો ટિકિટ અમદાવાદની લે જ નહીં ને !

## પરિણામ પૂર્વે ન બોલાય વ્યવસ્થિત

પાંચ વાક્યો યાદ રહે અને પાંચ વાક્યોનું જો લખે એમાં બધું આવી ગયું.

**પ્રશ્નકર્તા :** અને પાછું બધું વ્યવસ્થિત છે.

**દાદાશ્રી :** હા. બધું વ્યવસ્થિત છે. પણ 'વ્યવસ્થિત છે' એમ બોલાય નહીં. બોલાય ક્યારે, આપણને કોઈ કહેશે, પ્લેન હવે આવવાનું છે અને એ આ બોંબ પડવાનો છે. ત્યારે કહેવું, વ્યવસ્થિત, એમ કરીને સૂઈ જવાનું. એ નિર્ભય થઈ જવાય અને છે વ્યવસ્થિત. પણ આપણી બાબતમાં હમણે કહીએ, કોર્ટ જવાનું હવે વ્યવસ્થિત હશે તે જોઈ લઈશું. એ ના, એવું ના બોલાય. કોર્ટમાં જવું પડે આપણે.

**પ્રશ્નકર્તા :** પણ એ જે કહે છે જોઈ લઈશું, એ એના હાથમાં છે, જોઈ લેવાનું ?

**દાદાશ્રી :** ના, એવું હાથમાં નથી. છતાં ભાવ બગાડે છે ને !

**પ્રશ્નકર્તા :** પણ ભાવ બગાડવાનું એના હાથમાં છે ?

**દાદાશ્રી :** મારું કહેવાનું, એ ભાવ બગાડે છે. આ જ્ઞાન લીધું છે એટલે એનું શું થાય છે, કે આ જે મહીં એ ભાવ બગાડે છે ને, એ ભાવ ડિસ્ચાર્જના ભાવ બગડે છે. ચાર્જના ભાવ નથી બગડતા, એટલે ફરી કર્મ બંધાય એવા નહીં. પણ આ ડિસ્ચાર્જના ભાવ બગાડે છે. એટલે એમણે વ્યવસ્થિત છે, એ કહીને બેસી ના રહેવાય.

**પ્રશ્નકર્તા :** હા, એ તો ખરું !

**દાદાશ્રી :** આ ક્લીયર એટલું સમજજોને કે આ વ્યવસ્થિત છે તે બન્યા પછી જ બોલાય.

**પ્રશ્નકર્તા :** હા, એ તો બધું સમજીએ છીએ.

**દાદાશ્રી :** પણ ડિસ્ચાર્જ એટલે ડિસ્ચાર્જ છે, પણ આ તો એવું છે ને કે જેને દુરુપયોગ કરવો નથી, તેના માટે આ વાક્ય છે. જે ડિસ્ચાર્જને ડિસ્ચાર્જ માનીને ચાલતા હોય તેનો વાંધો નથી પણ જે દુરુપયોગમાં એની ટેવ પડેલી છે, તેને આ એક બ્રેક મારી આપીએ છીએ.

**પ્રશ્નકર્તા :** એ તો બરાબર છે, આપને તો બ્રેક મારવી જ પડે.

**દાદાશ્રી :** બધાનું જોડે જોવું પડે ને ! તમને ના ચેતવીએ. અમે અમુક માણસોને ચેતવીએ નહીં. હવે તમારે બીજું તો શું કરવું પડે ? જેટલું તમારે 'જોયા' બહાર જાય એ ફરી 'જોવું' તો પડશે. ફરી એ સહી કરવી પડશે તમારે.

**પ્રશ્નકર્તા :** પણ મારા મનમાં શું ચાલે છે કે જાગૃતિ પણ મારા હાથમાં છે ? મારે જાગ્રત ઘણું રહેવું છે છતાં...

**દાદાશ્રી :** એ એવું ના બોલાય આપણે. જાગૃતિ પોતાના હાથમાં

છે જ આ. અને નથી જાગૃતિ રહેવા દેતું તે અંતરાય છે. તે મારા હાથમાં નથી એમ કહે તો જાગ્રત રહી શકે નહીં કોઈ.

**પ્રશ્નકર્તા :** હા, એ હું સમજ્યો. બરાબર છે.

**દાદાશ્રી :** તેથી આપણે કહીએ છીએ 'વ્યવસ્થિત', તે તમે તમારી ભાષામાં ના સમજી જશો. હું એકલો 'વ્યવસ્થિત' આગળથી બોલું. પણ તમારાથી આગળથી ના બોલાય. તમારે છે તે કામ થયા પછી 'વ્યવસ્થિત' બોલવાનું.

**પ્રશ્નકર્તા :** તેય બોલવાનું નથી, સમજવાનું છે.

**દાદાશ્રી :** સમજવાનું છે, કામ થયા પછી. ચા-પાણી પીતાં પ્યાલો ફૂટી ગયો, ત્યાર પછી 'વ્યવસ્થિત' કહેવાનું. પહેલેથી 'વ્યવસ્થિત' કહેશો તો ફૂટી જશે બધું.

## સમજ સાવધાનીપૂર્વકની

એટલે આ તો અજાયબ વસ્તુ થયેલી છે. કામ જ કાઢી લેવા જેવું છે. અબજો રૂપિયા જતા હોય તો ભલે જાય. છતા ધંધો ભેલાડી નહીં દેવો. ધંધામાં વ્યવસ્થિતનો અર્થ અવળો ના થવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ સાવધાનીપૂર્વકમાં વિચાર આવેને કે આ સાવધાની-પૂર્વક કરો.

**દાદાશ્રી :** હા. એ બરોબર છે. પોતાને કશું કરવાનું નહીં. 'ચંદુભાઈ શું કરે છે' તેને જોવાનું. હવે 'વ્યવસ્થિત છે, કશું કરવાની જરૂર નથી' એમ કરીને ચંદુભાઈ ટાઢા થઈ જાય, રિટાયર્ડ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** સાવધાનીપૂર્વક એમાં કંઈ ક્રિયા આવે કે નહીં ?

**દાદાશ્રી :** એ અમે એવું કહેવા માંગીએ છીએ કે બીજો વિચાર જ નહીં. દેહ પહેલાં જેવી રીતે કામ કરતો હતો એ જ રીતે કામ કર્યા કરે અને એનું ફળ વ્યવસ્થિત. ખોટું થયું તોય વ્યવસ્થિત, સારું થયું તોય વ્યવસ્થિત અને પહેલાં જે કામ કરતો હતો એ ખોટું થયું ત્યારે બબડાટ

કરતો હતો, સારું થયું ત્યારે રાજી થતો હતો. કામ તો કરતો હતો એવી રીતે જ કરવાનું એમાં હરકત નથી. ફળમાં ફેર છે. આનું ફળ વીતરાગતા !

એટલે આ સમાધિ રહે છે ને. પહેલાય જોયેલી ને તમે ! 'જ્ઞાન' લેતાં પહેલાંની !

**પ્રશ્નકર્તા :** પહેલાં આવું ન્હોતું જોયું. સ્થિતિમાં ફેર હતો.

**દાદાશ્રી :** આ સીટ જુદી, પેલી સીટ જુદી.

**પ્રશ્નકર્તા :** સમાધિનો અર્થ પહેલાં જુદો જ સમજાતો હતો, અત્યારે સમાધિનો અર્થ જુદો સમજાય છે.

**દાદાશ્રી :** અત્યારે તો આધિ-વ્યાધિ ને ઉપાધિ હોવા છતાં સમાધિ રહે છે. બિલકુલ સાવધાની, સાવધાનીપૂર્વક ! નહીં તો વ્યવહાર પતે જ નહીં. વ્યવહાર આદર્શ કહેવાય જ નહીં. ભગતો એકલા જ ઘેલા હોય, કે અસાવધપણે સંસાર ચલાવે. પણ જ્ઞાનીઓ તો સાવધપૂર્વક ચલાવે. અમે હઉ વ્યવહારની વાત ઝીણી ઝીણી બોલીએ છીએ, એનું શું કારણ ? અમે જ્ઞાનમાં રહીએ છીએ. તે વખતે જ્ઞાન હાજર હોય. આ જ્ઞાન એવું છે. વ્યવહારના બેઝમેન્ટ ઉપર રહેલું આ જ્ઞાન છે.

કારણ કે જ્ઞાની પુરુષ જ પોલું ના મૂકે. બીજા બધાને પોલું મૂકાઈ જાય. એવું છે ને આ વ્યવસ્થિત કહે છે તે પદ્ધતિસર હોવું જોઈએ ને !

**પ્રશ્નકર્તા :** એમાં આપે કહ્યું કે આ સાવધાની જે રાખવામાં આવે છે, એ આત્માનો પુરુષાર્થ છે ?

**દાદાશ્રી :** ના. એ આત્માનો કોઈ પુરુષાર્થ હોતો જ નથી આમાં. સાવધાનીપૂર્વક રહેવું એ જાગૃતિ છે. નહીં તો સાવધાનીપૂર્વક ના રહે તો બધાય કામ બગડી જાય. એ તો આ દુરુપયોગ ના થાય એટલા માટે આ સાવધાની કહ્યું.

આ બ્રહ્મચારી છોકરાઓ છે ને, એ બધાય દ્રઢ નિશ્ચય લઈને બેઠા છે, તે પછી આવતું જ નથી કશું, ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** હા. પણ દ્રઢ નિશ્ચય એ વાત ઈફેક્ટીવ છે, આગળ એમણે નિશ્ચય કરેલો છે, કોઝિઝ કરેલાં છે.

**દાદાશ્રી :** નહીં, ઈફેક્ટનો અર્થ આવો નહીં કરી નાખવાનો. અત્યારે એટલું તો આપણે કરવું જોઈએ કે ઉઘાડી આંખે અને સાવધાનીપૂર્વક તો કરવું જ જોઈએ. એ ના થાય આપણને તો આ ખોટું થયું સમજવાનું છે. અને જો સાવધાનીપૂર્વક ના થાય તો એને ઈફેક્ટ માને તે ખોટું છે.

**પ્રશ્નકર્તા :** સાવધાનીપૂર્વક કરવાની જે વાત છે. એ આત્માથી બળ આવે છે, ક્યાંથી આવે છે ?

**દાદાશ્રી :** જાગૃતિ છે એ તો બસ. બીજું કશું નહીં, એ જાગૃતિ ના રાખીએ ને મંદ રહીએ તો કામ બગડી જાય.

**પ્રશ્નકર્તા :** જાગૃતિ એટલે કઈ જાગૃતિ ? પૌદ્‌ગલિક જાગૃતિ કે આત્મિક જાગૃતિ ?

**દાદાશ્રી :** એ જાગૃતિ એક જ પ્રકારની હોય. જાગૃતિ બે પ્રકારની ના હોય. એટલે એ જાગ્રત રહીએ તો કામ હેંડે. ઉપયોગમાં રહે તો આ કામ હેંડે.

**પ્રશ્નકર્તા :** પછી એનો અર્થ છેવટે આવ્યો પ્રજ્ઞા.

**દાદાશ્રી :** પ્રજ્ઞા તો કામ કર્યા જ કરે છે એની મેળે, પણ તે ઉપયોગમાં 'આપણે' રહેવું જોઈએ. ઉપયોગ તો આપણે રાખવો જ જોઈએ, ઉપયોગ ના રાખીએ તો કાર્ય બધાં બગડ્યા કરે. એટલે ઉપયોગ એટલે શું ? ત્યારે કહે, 'જે બને છે એને જોયા કરો, એ શુદ્ધ ઉપયોગ.' હવે સાવધાની વગર થાય એ ઉપયોગમાં જ નથી.

**પ્રશ્નકર્તા :** તો ઉપયોગ મૂકીને દ્રઢ નિશ્ચય કરવા પડે છે એ પેલી ઈફેક્ટની બહુ પ્રબળતા નથી બતાડતી ?

**દાદાશ્રી :** ઈફેક્ટ જ છે, પણ ઈફેક્ટને જુએ બરોબર એક્ઝેક્ટ ત્યારે ઉપયોગ કહેવાય અને તો ઈફેક્ટ ઈફેક્ટીવ રહે. આ તો તે ઘડીએ આ લાઈટ જ બદલાઈ ગયેલું હોય એ ના ચાલે.

**પ્રશ્નકર્તા :** ગાડી સમજણપૂર્વક ચલાવવાની જે વાત છે એમાં ડિસ્ચાર્જનો ભાગ કેટલો, અને સમજણનો ભાગ કેટલો ?

**દાદાશ્રી :** ગાડી ચલાવવી એ ભાગ બધોય ડિસ્ચાર્જ છે. એ સમજણપૂર્વક ચલાવવાની જે સાવધાની છે, એય ડિસ્ચાર્જ છે.

**પ્રશ્નકર્તા :** ડિસ્ચાર્જ ભાવ એ જ વ્યવસ્થિત, તો સમજણપૂર્વક ચલાવવું એ પણ વ્યવસ્થિત ?

**દાદાશ્રી :** એ વ્યવસ્થિતમાં જ હોય છે. એને આ પહેલેથી 'વ્યવસ્થિત' કહીને એ હલાવી નાખે છે.

હું તમને કહું, એક માણસ સહી કાયમ સરખી કરે ખરો ? એનો એ જ માણસ હોય, એને ચીઢવ્યો હોય તે ઘડીએ સહી કરે તો કેવી કરે ?

**પ્રશ્નકર્તા :** તો ફેર પડી જાય. બાકી નહીં તો એક જ ધારી થાય.

**દાદાશ્રી :** પછી ખૂબ દાઝ નીકળતી હોય તો ? અને આમ ફૂલની માળાઓ પહેરાવીને ખૂબ એ કરી નાખ્યો હોય તો સહી કેવી કરે ?

**પ્રશ્નકર્તા :** તેમાંય ફેર પડી જાય.

**દાદાશ્રી :** ગભરાયેલો સહી કરે તે જુદી, ચીઢાયેલો સહી કરે તે જુદી, એવું આ ઈમોશનલ ના થવું જોઈએ, એટલે ઈમોશનલ થાય તેથી કામ બગડી જાય, એનું એ જ કામ. એટલે પહેલેથી 'વ્યવસ્થિત છે' એવું બોલવાથી ઈમોશનલ થઈ જાય છે. તમારે જાણવાનું જ 'વ્યવસ્થિત' છે. પહેલેથી 'વ્યવસ્થિત છે' બોલો તો દુરુપયોગ કર્યો અને વ્યવસ્થિતનો અર્થ તો તમે ઊંધો કરી નાખો પછી. આંખો મીંચીને ચાલોને, કહે છે. એટલે તમે આમાં ડખો કર્યો શરીરમાં. તમને આવું કરવાનો, આઘુંપાછું કંઈ પણ કરવાનો અધિકાર નથી.

**પ્રશ્નકર્તા :** સાધારણ તો શરીર પણ એવું છે કે મોટર ચલાવતી વખતે આંખો બંધ થાય જ નહીં.

**દાદાશ્રી :** હા. બંધ થાય જ નહીં. એ નિયમ જ છે એ બધો.

સાવધાની હોય જ. આ તો 'વ્યવસ્થિત છે' બોલે એટલે સાવધાની તો બિચારી એ ઘટી જાય છે. અને સાવધ રહીએ નહીં ને પછી અથડાય તો ?

**પ્રશ્નકર્તા :** એ વ્યવસ્થિત ના કહેવાય.

**દાદાશ્રી :** એવું રહે છે કે ? સાવધાનીપૂર્વક હોવું જોઈએ ને !

**પ્રશ્નકર્તા :** સાવધાનીપૂર્વક ચલાવો, એ જે વાત છે, એ શેમાંથી છે ? પ્રજ્ઞાથી આવે કે વિવેકબુદ્ધિથી આવે કે સમજણથી આવે ? એ ત્રણમાંથી શેના કારણે આવે ?

**દાદાશ્રી :** અનુભવથી. એ થોડા વખત અનુભવ થાય. એ ફરી પાછો ગોઠવે. ભૂલ થયા પછી વિચારીએ ને તો તે ઘડીએ ખબર પડી કે આવી ભૂલ કરી. એટલે હવે બીજી વખત ધ્યાન રાખું તો તે ઘડીએ આવી ભૂલ ના થાય.

## બની ગયા પછી 'વ્યવસ્થિત' કહેવાય

**પ્રશ્નકર્તા :** તો આ વ્યવસ્થિત બહુ નબળો શબ્દ છે. કારણ કે ઘણી જગ્યાએ બહુ દુરુપયોગ થાય છે.

**દાદાશ્રી :** હા, એનો દુરુપયોગ થાય તો નબળો શબ્દ કહેવાય અને સદુપયોગ થાય તો વ્યવસ્થિત જેવી વસ્તુ નથી ! અને પાછો વ્યવસ્થિતનો મૂળ અર્થ તો જુદો છે પાછો.

કોઈ સગુંવહાલું આપણું માદું હોય, નજીકનું સગુવહાલું અને પછી કોઈ બ્રાહ્મણ કહેશે, 'એમના ગ્રહો સારા નથી. આ કંઈ ટકે એવું લાગતું નથી' એવી વાત આપણે સાંભળી હોય અને છતાં પાછું દાદાનું વ્યવસ્થિત યાદ આવે કે 'વ્યવસ્થિતમાં હશે એ થશે હવે.' એટલે પછી દવા-દારૂ બંધ થઈ જાય આપણાં. આપણાં હાથ નરમ થઈ જાય. આ વ્યવસ્થિતનો દુરુપયોગ કરીએ તો આપણાં દવા-દારૂ કરવાનો પેલો જે ઉલ્લાસ હતો એ ઊડી જાય અને રાત્રે બેસવાનુંય ઊડી જાય. એ ભયંકર ગુનો કહેવાય એ. આપણે તો ઠેઠ સુધી જીવવાના છે, એવું માનીને ઠેઠ સુધી દવા-દારૂ

બધાં ઉપચાર-બુપચાર બધા કરવાના. મહીં ભય લાગે, અંદર ભય લાગ્યા કરતો હોય તો કહેવું વ્યવસ્થિતમાં જે હશે એ થશે. પણ ભય લગાડવાની જરૂર નથી. વ્યવસ્થિત ક્યારે કહેવાય ? એ ટપ થયા. એટલે પછી આપણે કહેવું વ્યવસ્થિત છે. ટપ થયાની સાથે કહી દેવું વ્યવસ્થિત. 'આ કોણે કર્યું ?' ત્યારે કહે, 'વ્યવસ્થિતે'.

કોઈપણ વસ્તુ ભૂતકાળ થઈ ગયો એટલે વ્યવસ્થિત જ કહેવું. પણ 'બનવાનું છે' એને વ્યવસ્થિત કહેવું નહીં. થયા પછી કહો, અને ભય લાગતો હોય તો નક્કી કરવું કે છે વ્યવસ્થિત પણ મારે તો ચોક્કસાઈ રીતે રહેવું જોઈએ. મારે ભય રાખવાનું કોઈ કારણ નથી. મારે તો ચોક્કસ રીતે જ ચાલવું છે. આટલું જ સમજવાની જરૂર છે. કારણ કે વૈજ્ઞાનિક હોય છે રીત. આ ગપ્પાં મારે એ રીતે ચાલે નહીં, સૈદ્ધાંતિક હોવી જોઈએ. ક્યારે પણ ન તૂટે એવું હોવું જોઈએ. ભઈ ઓફ થઈ ગયો, એ યોગ્ય બનવાનું હતું તે બની ગયું. હવે આમાં કશું અમારો દોષ નથી. ડૉકટરના હાથે મર્યો હોય તો ડૉકટરનો દોષ નથી. એ તો આપણાં લોકો ખોટા આરોપ માંડે છે દાવા માંડે છે. એ તો કંઈ રીત છે ? એ નિમિત્ત છે બધાં!

**પ્રશ્નકર્તા :** અમારે 'વ્યવસ્થિત'નું અવલંબન ક્યારે લેવું ?

**દાદાશ્રી :** ગજવું કપાયા પછી, કારણ કે 'વ્યવસ્થિત'નું સીધું અવલંબન કોણ લે ? સંપૂર્ણ જ્ઞાન હોય તે જ લે. બીજા તો જરાક ડખો કરી નાખે, 'વ્યવસ્થિત'નો દુરુપયોગ કરી નાખે. એટલે પતી ગયા પછી 'કમ્પ્લીટ' 'વ્યવસ્થિત' કહેવાનું અને ભવિષ્યનો વિચાર આવે ત્યારે 'વ્યવસ્થિત' છે કહેવું પાછું.

**પ્રશ્નકર્તા :** કેટલીક વખતે વાતચીતમાં અંદર 'વ્યવસ્થિત છે, વ્યવસ્થિત છે', બોલે અને કામની શરૂઆતેય ના કરી હોય.

**દાદાશ્રી :** ના બોલાય એવું, જોખમ છે એ. એ તો જ્ઞાની પુરુષ ચાહે તો કરે. બાકી બીજા બધાને તો હજુ સંપૂર્ણ શુદ્ધ ઉપયોગ છે નહીં, એટલે જોખમ લાવે. 'વ્યવસ્થિત' કહીને, આંખો મીંચીને કંઈ ચાલતા નથી ? રસ્તામાં આંખો મીંચીને ચાલે ખરો ? કેમ 'વ્યવસ્થિત' કહીને ચાલતો નથી ? ત્યાં તો ઉઘાડી આંખે ચાલે છે અને 'વ્યવસ્થિત' કહીને

એમ કેમ નથી કહેતો કે હવે બેસી રહોને, હવે જમવાનું મળે તો ઠીક છે, નહીં તો કંઈ નહીં, 'વ્યવસ્થિત' છે ! એવું નથી બોલતો ને ? 'વ્યવસ્થિત'નો દુરુપયોગ કરે એ ગુનો છે.

## મનનાં શમે ઝાવાદાવા ત્યાં

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત બોલવાનું જે છે, એ ઊઘાડી આંખે ગાડી ચલાવીએ, પછી એક્સિડન્ટ થાય, એને 'વ્યવસ્થિત છે' એમ બોલવું તો એનો ખુલાસો આપની પાસે માંગું છું કે એને વ્યવસ્થિત ગણવું કે વ્યવસ્થિત માનવું કે શાબ્દિક રીતે બોલવું ?

**દાદાશ્રી :** એ હું તમને ફોડ પાડું. જેનું મન હજી ઝાવાદાવા કરતું હોય ત્યારે આપણે બોલવું પડે કે 'વ્યવસ્થિત છે'. એટલે મન ઝાવાદાવા કરતું બંધ થઈ જાય અને પછી ઘણાં કાળની પ્રેક્ટિસ પછી મન ઝાવાદાવા કરતું બંધ થઈ જાય એટલે તમારે માન્યા જ કરવાનું એ. પણ એમ ને એમ માને તો મન પેલું ઝાવાદાવા કરશે. એટલે ત્યાં સુધી બોલવાનું કહ્યું છે. 'વ્યવસ્થિત છે' એવું બોલ્યા એટલે પેલું મન સમજી ગયું કે 'આ શેઠ બોલ્યા. હવે આપણાથી કશું બોલાય નહીં. શેઠે મંજૂર કરી દીધું' કહેશે.

**પ્રશ્નકર્તા :** એટલે એ જીભેથી બોલાય એમ કહ્યું, નહીં તો મનથી પણ બોલાય.

**દાદાશ્રી :** ના. એમ નહીં. જે બોલ બોલ્યાને તેને મન સમજી ગયું કે 'આ વ્યવસ્થિત શેઠ બોલ્યા, હવે મારાથી તો કશું બોલાશે નહીં.' મન ઝાવાદાવા કરતું બંધ થઈ જાય. એટલા માટે અમે આ લખેલું છે. અમારે 'વ્યવસ્થિત છે' એવું બોલવું ના પડે. તમારેય કેટલી બાબતમાં વ્યવસ્થિત એમ બોલવું ના પડે. કેટલીક બાબતમાં મન ઝાવાદાવા કરે તેવી બાબતમાં તમારે બોલવું પડે અને તોય ઝાવાદાવા કરતું હોય તો બે વખત બોલવું પડે 'વ્યવસ્થિત જ છે, વ્યવસ્થિત છે.' કારણ કે બધું પરભાર્યું છે. આ એક નથી. બધા પોતપોતાનું લઈને બેઠેલા છે. દરેકનાં ઘર જુદા.

**પ્રશ્નકર્તા :** કંઈ ઘટના બની ગઈ અને ઘરના ખૂણે બોલીએ

'વ્યવસ્થિત છે' તો ચાલી જશે. પણ હું શેરીમાં બોલું 'વ્યવસ્થિત છે' તો મને મેન્ટલ કહેશે.

**દાદાશ્રી :** એવું નહીં એ લોકોને નહીં કહેવાનું. એ તો આપણાં મનને કહેવા માટે જ, આપણે એકલા જ સાંભળીએ એવું. આપણું મન સાંભળે. આપણે આમ ધીમે રહીને બોલી શકાય 'વ્યવસ્થિત' છે.

**પ્રશ્નકર્તા :** એને હું 'વ્યવસ્થિત છે - એમ ગણવું' માનવું કહું છું.

**દાદાશ્રી :** એવું માનશો તો મન ઝાવાદાવા કરશે. પેલું મન ને બધા જીવતાં છે. ઝાવાદાવા કર્યા વગર રહે નહીં. એક ફેરો મનને કહીએ કે વ્યવસ્થિત છે. પછી ચૂપ. પછી નહીં બોલે. તેમ છતાં બોલે તો બે વખત કહેવાનું. 'વ્યવસ્થિત છે, વ્યવસ્થિત છે'. કારણ કે એ બઈ કરતાંય વસમું છે. આપણા ઘરની બઈ સારી, એ ચૂપ બેસે. આને તો લાજ-શરમ જ નહીં ને!

એટલે આ વૈજ્ઞાનિક રીતે લખેલું છે. પછી તમારે એની મેળે જ મન ઠેકાણે રહેતું હોય તો બોલવાની કંઈ જરૂર નથી. માનવાની જ જરૂર છે. અમારે કંઈ બોલવું ના પડે. અમે માનીએ કે વ્યવસ્થિત છે.

ખરું ખોળી આવ્યા છે ને આ તો ! બહુ ઝીણું ખોળી લાવ્યા !

## આગોતરા જામીન 'વ્યવસ્થિત' થકી

અને કોઈ ફેરો આગળથી વ્યવસ્થિત કહેવાનું ક્યારે બોલવું પડે? મોટા શેઠિયાઓ જમવા બેઠા હોય ને કાગળ આવે ઈન્કમટેક્ષવાળાનો. કહે તમારે ફરી ફેર આકરણી કરવાની છે અને તમારે દોઢ લાખ રૂપિયા દંડ ભરવાનો છે. તે વખતે એમણે જમવા બેઠા હોય ને તો કાગળ વાંચી 'વ્યવસ્થિત છે, લે ભઈ મૂકી દે આને' એમ કરીને મૂકી દેવાનો. 'વ્યવસ્થિતમાં જે થશે એ ખરું!' તે વખતે પેલું 'વ્યવસ્થિત' વાપરવાનું. નહીં તો પેલા મહીં રહેનારો છેને તે બહાર નીકળી જાય (હાર્ટ ફેઈલ થઈ જાય). ઘર, ખાલી કરી નાખે તરત ઘર ખાલી ના કરી નાખે ? એટલે તે વખતે આપણે આશ્વાસન લેવાનું કે વ્યવસ્થિત છે. નહીં તો અંદર મૂંઝવણ લાગે ને મહીં જમવાય ના દે.

એટલે નિરાંતે જમ તારી મેળે, કશું થવાનું નથી. વ્યવસ્થિતના તાબામાં છે, એ સાહેબને સંડાસ જવાની શક્તિ નથી ! માટે મોઢે કહીશ નહીં, નહીં તો મૂઓ ફેરવશે ચાવી. મોંઢે જો ચઢ્યો અવળો તો ખેદાન-મેદાન કરી નાખે. પછી એનું પોતાનું જે થવાનું હોય તે થાય ! અહંકાર ખર્ચીનેય ઉપાધિ કરાવી નાખશે. અહંકાર જીવતો છે ને. તે અહંકારી માણસ ઊંધું કર્યા વગર રહે નહીં. એટલે સાહેબને કહીએ, આપ તો સાહેબ બહુ મોટા માણસ બધું જ ધારો એ કરી શકો એમ છો ! એમ કરી કરીને જેટલું રાગે પડ્યું એટલું પડ્યું અને ના પડ્યું એટલે આપણે જાણીએ કે આ બધું વ્યવસ્થિત આપણું જ છે ને, એમનું શું છે બિચારાનું ! ત્યારે શું થાય તે ? ઈનામ લેવાના ગમે અને આ દંડ ન ગમે ? બેઉમાં સરખું લેવલ ના હોવું જોઈએ ? શાથી દંડ ગમતો નહીં હોય ?

અહંકાર છે ને, મનુષ્યોનો અહંકાર શું ના કરે ? આખું અમદાવાદ સળગાવે. છતું કરવું અઘરું છે, અને ઊંધું કરવું એમાં કેટલી વાર ? ઉપર જઈને પેટ્રોલ ફેક્યું બધું આમ ઝટપટ, દસ-વીસ પેટ્રોલપંપવાળા આવ્યાને, અને પછી નાખે દેવતા તો આખું શહેર ભડકે બળે. ઊંધું કરવું હોય તો શી વાર લાગે ?

અને વ્યવસ્થિતનો અર્થ એવો પણ નહીં કે ત્યાં જઈ સાહેબની જોડે વિનંતી કરવી, લાચારી કરવી, બીજું કરવું, ત્રીજું કરવું ! નહીં તો ત્યાં ઉદ્ધત થઈએ તોય શું થાય ? આપણે ત્યાં જઈને કહીએ, સાહેબ વ્યવસ્થિતની બહાર તમે શું કરવાના હતા તે ? તે ઘડીએ એનો અહંકાર ઉછળે ને તો વ્યવસ્થિતને અવ્યવસ્થિત કરી નાખે, મારું જે થવાનું હોય તે થાય, એવી જવાબદારી લઈ લે. ઉછળે કે ના ઉછળે ? એવું નહીં કરવું જોઈએ.

એટલે અહીં આગળ વ્યવસ્થિત પહેલેથી બોલવાની છૂટ છે. ઈન્કમટેક્ષનો કાગળ આપણે વાંચતાની સાથે 'વ્યવસ્થિત છે' કહીને બાજુએ મૂકી દેવું, ઝટ ! ને સૂઈ જવાનું નિરાંતે. વ્યવસ્થિતમાં હશે તો થશે. આ તમારું વ્યવસ્થિત હશે તો પેલા સાહેબથી લખાય. નહીં તો લખાય જ નહીં. હવે આ કાગળિયું લખ્યું પણ તે સાચું પડે કે નાય પડે, એનું કશું

ઠેકાણું નહીં ! એ સાચું પડવાને માટે કંઈ લખાયું નથી. તને સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** અત્યારે એ પ્રશ્ન સોલ્વ કરવાનો નથી !

**દાદાશ્રી :** હા, અને એમાં કોઈના તાબાની વસ્તુ નથી આ.

**પ્રશ્નકર્તા :** એ કાગળ આવ્યો, ને વાંચ્યો, પછી જ વ્યવસ્થિત છે એમ કહેવાનું આવ્યું ને !

**દાદાશ્રી :** પણ વ્યવસ્થિત આપણે કહ્યું શા માટે ? કે આપણને વગર કામનો ભય ના લાગે. આ કંઈ સાહેબના તાબામાં ઓછું છે આ બધી દુનિયા ! દોઢ લાખનો દંડ લખનારો સાહેબ શેના આધીન છે ? કર્માધીન છે. આપણા કર્મના આધીન એ ફર્યા કરશે અને આપણેય કર્માધીન છીએ. તેમાં જમતી ઘડીએ ખાવાનું ના ભાવે, એવું ના કરીશ.

**પ્રશ્નકર્તા :** એટલે આપણી શાંતિ જળવાય એટલી.

**દાદાશ્રી :** હા, વ્યવસ્થિત કહો એટલે શાંતિ જળવાઈ રહેશે. એવા કેટલાક કેસોમાં અગાઉથી બોલી ઊઠવું, જ્યાં આગળ આમ પેલો ખોટો ભય લાગતો હોય ને ખોટું ઉપાધિ લાગતી હોય તો વ્યવસ્થિત કહી દેવું.

અગર તો બીજી અમુક બાબતમાં આગળથી બોલાય કે એકદમ કો'ક કહેશે કે 'તમારે ભોગવવું પડશે. એની રેખા સારી નથી અને મરી જશે'. એટલે આપણે એ વાક્યને તોડવા માટે કહેવાનું, મનમાં કે 'વ્યવસ્થિત છે, બરોબર છે.'

કોઈ શાસ્ત્રોએ કોઈએ આ શબ્દ જ નથી આપ્યો. આ 'વર્ડ'થી તો લોકોનો ભય જતો રહ્યો !

## આમ ન વપરાય સોનાની કટાર

એક બાજુ 'વ્યવસ્થિત' કહ્યું, ત્યાં આગળ ભાંજગડ જ ક્યાં રહી !

પણ ‘વ્યવસ્થિત જ છે જગત’ એવું બોલવાની જરૂર જ નહીં. એવું બોલે ત્યાં ‘વ્યવસ્થિત’નો દુરુપયોગ થાય.

હંમેશા દરેક વસ્તુના બે ઉપયોગ હોય, સોનાની કટાર આમ એના કામમાંય આવે અને મહીં પેટમાં મારે તો માણસ મરીય જાય. તેથી તેનો દુરુપયોગ ના થવો જોઈએ. એવું વ્યવસ્થિતનોય દુરુપયોગ ના થવો જોઈએ.

કંઈ પણ થઈ ગયું અગર તો કંઈ ભડક લાગે એવું હોય, ત્યારે જ પહેલેથી કહી દેવું કે વ્યવસ્થિત છે. કાગળ આવ્યો કોઈકનો કે ‘અમે તમને, તમારા ઘર બધું બાળી મૂકીશું’. તો આપણે ‘વ્યવસ્થિત’ કહીને કાગળ ઊંચો મૂકીને જમવા બેસવું નિરાંતે ! અગર તો એવો કોઈ ભડકાવે, બીજો ભડકાવે કે ‘તમને આમ કરી નાખીશું, ને તેમ કરી નાખીશું’, તો આપણે ‘વ્યવસ્થિત’ એમ કહીને મૂકી દેવાનું. કારણ કે આ તો કોઈ એવી સ્વતંત્ર શક્તિવાળો જન્મ્યો જ નથી ને આ દુનિયામાં ! ‘વ્યવસ્થિત’માં હશે તો જ થશે ! એટલે કશું બને એવું નથી કોઈથી ! માટે આવતી પીડાને તો ‘વ્યવસ્થિત’ કહીને બાજુએ મૂકી દેવી.

## છે ગોઠવાયેલું, માત્ર જ્ઞાનીની દ્રષ્ટિએ

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત એટલે બધું ગોઠવાયેલું જ છેને, એવું કહેવાય ?

**દાદાશ્રી :** હા, એમ બોલ બોલ ના કરવું જોઈએ કે ‘વ્યવસ્થિતમાં હશે તો સત્સંગમાં જવાશે.’ એવું બોલવાનું નહીં, નહીં તો પછી ના જવાય. આપણે જવું છે એવું નક્કી કરવાનું. નક્કી કર્યા પછી સામું કોઈ આડું આવે તો ‘વ્યવસ્થિત’ કહીને આપણે સમભાવે ફાઈલનો નિકાલ કરવાનો. એટલે ‘વ્યવસ્થિત’નો દુરુપયોગ ના થવો જોઈએ. આ ‘વ્યવસ્થિત’નું જ્ઞાન તો બહુ શાંતિ આપે, જરાય ઉપાધિ ના થવા દે ને !

આ જ્ઞાન દુરુપયોગ કરે તો ડખલ કર્યા વગર રહે નહીં એ ! એટલે ડખોડખલ નહીં કરવાની. સહજ ભાવે રહેવાનું. અમે રહીએ છીએને સહજ ભાવે ! ‘મારે’ ‘પટેલ’ને કહેવાનું કે રોજ ચાર વાગ્યે સત્સંગમાં જવાનું, નહીં તો તો પછી થઈ જ રહ્યું ને ! એવું ‘ગોઠવાયેલું’

કહે એટલે ખલાસ થઈ ગયું. ગોઠવાયેલું કહેવાય નહીં, છે ગોઠવાયેલું, પણ તે જ્ઞાનીની દૃષ્ટિએ ગોઠવાયેલું છે અને તમને આ વાત જ્ઞાની અવલંબનરૂપે આપે, આ એક્ઝેક્ટ અવલંબન છે. પણ એ વાપરવાનું અમારી કહેલી સમજણ પ્રમાણે વાપરજો. તમારી સમજણ પ્રમાણે વાપરશો નહીં.

જ્યાં સુધી કેવળદર્શન તમને થયું નથી ત્યાં સુધી અમે કહીએ કે ભઈ, આમ બેન્કમાંથી બહાર આવો તો ગજવું દાબી રાખજે. 'બીવેર ઓફ થીવ્ઝ' લખેલું આવે ત્યારે ગજવું દાબી રાખજે અને તેમ છતાં એ મરચાં આંખમાં નાખી જાય ને ગજવું કાપી નાખે તો આપણે કહેવું કે 'વ્યવસ્થિત છે'. આપણો પ્રયત્ન હતો. બહુ સમજવા જેવું છે. વ્યવસ્થિત તો બહુ ઊંડી વસ્તુ છે.

એ ગોઠવાયેલું જ્ઞાનીની દૃષ્ટિથી છે. તમારી દૃષ્ટિ એ ગોઠવાયેલું નથી. જો તમારી દૃષ્ટિએ ગોઠવાયું કહેશો તો ઊંધું કરી નાખશો. ગોઠવાયેલું એક ક્ષણવાર ના માનીએ. અમે જ્ઞાનમાં જાણીએ કે આવું ગોઠવાયેલું. પણ માનીએ નહીં. મનનો સ્વભાવ જુદી જાતનો છે. મનનો સ્વભાવ વિચિત્ર છે. કંઈ નવી જ જાતનું તોફાન ઊભું કરી દે. પણ આપણને ગજવું દાબી રાખવામાં વાંધો ખરો ?

આ તો શા માટે વ્યવસ્થિતનું જ્ઞાન તમને આપ્યું ? કે તમને મોક્ષે જતાં સંકલ્પ-વિકલ્પ ના થાયને ! અને છે વ્યવસ્થિત, એક્ઝેક્ટ વ્યવસ્થિત જ છે.

**પ્રશ્નકર્તા :** આપણે કરવાનું હોય તો તો ભય ઊભો થઈ જાય, પણ હવે વ્યવસ્થિત કર્તા એટલે આપણને આમ ભય રહે નહીં.

**દાદાશ્રી :** હા, ખરું છે પણ જગતના લોકોને તો આમ બોલે ખરા કે જે થવાનું હશે તે થશે અને પછી જ્યારે 'રેડ' આવેને, ત્યારે પાછો મહીં વિચાર આવે કે 'હવે શું થશે ?' અલ્યા, હમણે તો બોલ્યો કે 'જે થવાનું હશે તે થશે, ને પાછું, હવે શું થશે ? એવું શું કામ બોલે છે ?' પણ એને એ જ્ઞાન રહે નહીંને ! 'થવાનું હશે તે થશે' એ જ્ઞાન

વિરોધાભાસવાળું છે ! અને આપણું આ જ્ઞાન આપ્યું કે 'વ્યવસ્થિત' છે એટલે પછી શંકા જ ઊભી ના થાયને !

## અધુરું જ્ઞાન ખતરે જાન !

વ્યવસ્થિત પૂરેપૂરું નહીં સમજાવાથી ભૂલો થવા માંડી. તારી ભૂલ તેને લીધે છે.

**પ્રશ્નકર્તા :** શી ભૂલ ?

**દાદાશ્રી :** આપણે બે જણ સત્સંગ કરતા હોઈએ તો સામાને પૂછીએ તો સાચું હોય કે ના સાચું હોય, એ સાચું જ માનેને ? બધાય, દરેક માણસ એવું જ કરે. તને કેવું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** હા સાચું માને.

**દાદાશ્રી :** સાચું માનેને ? હવે એવું માનવાથી અત્યાર સુધી બધાએ માર ખાધો ખૂબ. અમુક બાબતમાં વ્યવસ્થિત સમજાઈ ગયું. અમુક બાબતમાં ના સમજાયું.

એ લોકોને જેને સમજાયું એ હવે સમજી ગયા. અને નથી સમજાયું તે હજુ કાચું છે બધાનું. ના સમજીને વ્યવસ્થિત ઉપર ચાલેલા બધા. તેમાં શું ફેર થઈ ગયો ? 'આ વ્યવસ્થિત છે. આય વ્યવસ્થિત.' એવું બધાએ માન્યું હશે ને ? આ તમે અર્થ સમજાવ્યો, તે પ્રમાણે આ અર્થ કર્યો તમે. પણ એમ પછી બધાને સમજણ પાડી. મેં કહ્યું, આ કેવી રીતે આવું કાચું પડી ગયું બધાનું ? પછી સમજાવ્યું કે વ્યવસ્થિતનો અર્થ બરોબર સમજ્યા નથી. પછી વ્યવસ્થિતનો અર્થ સમજાવ્યો બધાને. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે પણ એ તો વ્યવસ્થિત કરી કાલે સવારે સાત વાગ્યે ઊઠ્યો વ્યવસ્થિત કરીને ઊઠાયું. બીજે દહાડે આઠ વાગ્યે ઊઠ્યો તો વ્યવસ્થિત કરીને ઊઠાયું. એવું બને કે ના બને ?

**પ્રશ્નકર્તા :** હા, બને.

**દાદાશ્રી :** વ્યવસ્થિતનું સમાધાન કરે ને. સમાધાન વ્યવસ્થિત કરે ને.

**પ્રશ્નકર્તા :** પણ એવું, સાત વાગે ઊઠે ને આમ ગણાય નહીં વ્યવસ્થિત. પણ એને વ્યવસ્થિત કહ્યું એટલે એ સમાધાન ખોટી રીતે લીધું કહેવાય ને ?

**દાદાશ્રી :** એ સમાધાન ખોટી રીતે લીધું, તેની આ બધી ભૂલો રહી. આઠ વાગ્યે ઊઠ્યો તે બરોબર છે. પેપર વાંચ્યું તે બરોબર છે. એવું જ હોય ને. સમાધાન કરતો કરતો જ ચાલે ને. જેટલું સમજણ પડી એટલું સમજાયું તને. તારે સમજણમાં શું ભૂલ હતી ?

**પ્રશ્નકર્તા :** એટલે ખરેખર પેપરેય વાંચવા જેવું નહોતું ને આટલું મોડું ઊઠવા જેવુંય નહોતું. પણ એ કર્યું અને પાછું વ્યવસ્થિત માન્યું.

**દાદાશ્રી :** એવું પેપર વાંચવામાં હરકત નથી. પણ 'વ્યવસ્થિત છે' એવું માનવામાં હરકત છે. શી ભૂલ થાય છે ? વ્યવસ્થિત સમજ્યા નહીં. એનો અર્થ આવો થઈ ગયો. વ્યવસ્થિત એટલે બધાંને સમજાવ્યું, ગાડીનો દાખલો આપીને.

**પ્રશ્નકર્તા :** ગાડીનો દાખલો બરોબર છે. કે સાવધાનીપૂર્વક ગાડી ચલાવી જોઈએ. તો એને આમાં પેલું છાપું વાંચ્યું, સાત વાગે ઊઠ્યો એમાં એ ભૂલ કઈ રહી ગઈ ? સાત વાગે ઊઠ્યા પછી છાપું વાંચ્યું, એ બધામાં કંઈ ભૂલ રહી ગઈ ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત માન્યું એટલે. જે હોય તેને બરોબર છે માન્યું ! અહીં શી ભૂલ થઈ તે સમજાયું ? મોડું ઊઠાયું તે ભૂલ થઈ તને સમજાય ? પેપર વાંચવાથી શું ભૂલ થઈ ?

**પ્રશ્નકર્તા :** એટલે વ્યવસ્થિત સમજવામાં ભૂલ કઈ રહી ગઈ ત્યાં. એ મોડું ઊઠાયું અને છાપાનો દાખલો એમાં વ્યવસ્થિતની સમજણ કેવી રીતે ફીટ કરવી ?

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ અહંકાર ખુલ્લો રહે છે પછી. મોડું ઊઠાયું, વહેલું ઊઠાયું તેની તમને ઉપાધિ જ નહીં ને ? ચિંતા જ નહીંને ?

સાત વાગે ઊઠ્યા અને વ્યવસ્થિત કહીએ. એટલે બીજા દહાડે

સાડા સાત થઈ જાય. આઠ વાગી જાય તે. 'વ્યવસ્થિત, વ્યવસ્થિત' કરતા કરતા એ લપસી પડે. અનુકૂળ હોય એવું કરે ને એને વ્યવસ્થિત કહે. પ્રતિકૂળને વ્યવસ્થિત ના કહે.

**પ્રશ્નકર્તા :** એ ભૂલ રહી ગઈ ?

**દાદાશ્રી :** તને સમજણ પડી ? બધાને સંતોષ જ થઈ જાય એમ !

**પ્રશ્નકર્તા :** હા. સંતોષ રહે એને.

**દાદાશ્રી :** તે આવું બધું સમજ્યા ત્યાર પછી રાગે પડી ગયું એમનું. બધા વાક્યોમાં આવી ને આવી ભૂલો. આ તો બે જણ સત્સંગ કરતા હોય, સામસામી અર્થ કહે, એ પદ્ધતિસર છે ?

**પ્રશ્નકર્તા :** ના, એ તો ના જ કહેવાયને ?

**દાદાશ્રી :** અને પોતે માને કે આ પૂરું આપણે સમજી ગયા હવે. હવે જ્ઞાની પાસેથી આ ભૂલ ભાંગે.

**પ્રશ્નકર્તા :** એટલે પેલી ઉપાધિ જેવું લાગ્યા કરવું જોઈતું હતું. ખોટું થયું ત્યાં ઉપાધિ લાગવી જોઈતી હતી એની.

**દાદાશ્રી :** એનો અર્થ કશોય નહીં ને ? ફરી ખોટું જ થયા કરે ને ? ના સમજાયું ? આ બધી બુદ્ધિની ખેંચ બધી. ભૂલ થઈ છે ને ! નાની કે મોટી ?

**પ્રશ્નકર્તા :** એ તો મોટી જ કહેવાય ને ? ભારે મોટી !

**દાદાશ્રી :** બહુ મોટી. આ ભૂલને લઈને તો બધું બગડી ગયું હતું. આગળ વધાયું જ નહીં. ના સમજણ પડી હોય, તો પોતે સાવધ રહ્યો નથી. પોતે જાગૃતિ રાખી નથી. તું એની જોડે વાત કરું એ બુદ્ધિપૂર્વક ને ?

**પ્રશ્નકર્તા :** હા, એ તો બુદ્ધિપૂર્વક જ ને !

**દાદાશ્રી :** તો જ્ઞાનપૂર્વક નહીં ને ? પણ અમારું કહેલું જ્ઞાન હોય, જ્ઞાનને એની ઉપર તમે ચાલો ત્યારે વ્યવસ્થિત સમજાય ! તમેય બધું

વાંચી ગયા, વાંચી ગયા એ તો કંઈ અર્થ સરે નહીં ! હું તો જાણતો હતો આમને, કે કેવી રીતે આ માની લે છે.

કરેક્ટનેસ જોવી પડશે ને ? વોટ ઈઝ કરેક્ટ ? જ્ઞાનીને પૂછીએ, કોઈએ પૂછેલું જ નહીંને, બસ એને ઠંડક થઈ ગઈ. પેલું નુકસાન જયા જ કરે. પણ પ્રોગ્રેસ અટકી ગયો. સમજણ પડી ?

**પ્રશ્નકર્તા :** એવું જ થયું હતું.

**દાદાશ્રી :** એટલે આ બધા વાકયો જે મનમાં સમજ્યાં છે, કહો છો ને, એ બધામાં ભૂલ જ છે. એટલા માટે આજે તમને આપ્યુંને કે તમે શું માનો છો તે. અને હું જાણુંને કે પ્રગતિ થઈ નથી. વ્યવસ્થિત સમજે ત્યારે કેવળજ્ઞાન થાય પૂરેપૂરું.

આ મેં કહ્યું એટલું વ્યવસ્થિત પૂરું નથી. એથી આગળ જવાનું છે. અમે કહ્યું છે ને વ્યવસ્થિત સમજે તેને કેવળજ્ઞાન થાય અને તમે માનતા હતા, અમે સમજી ગયા છીએ. તો કેવળજ્ઞાન કેમ અટક્યું છે ?

**પ્રશ્નકર્તા :** ના, એમાં તો ભૂલ જ છે ને.

**દાદાશ્રી :** આખી ભૂલ. બ્લંડર્સ કહેવાય એને. આવું માનીને બધા ચાલ્યા. કોઈ વાક્ય બુદ્ધિનું એ કરેલું એ ચાલે નહીં. બુદ્ધિથી નાના સ્ટેજમાં હોય ત્યારે બુદ્ધિ ચલાવી લેવાય એમ. આ તો સંપૂર્ણ ટોપ પર જવાનું છે ને. એની જ માથાકૂટ છે ને.

**પ્રશ્નકર્તા :** હા. દાદા.

**દાદાશ્રી :** પૂરેપૂરું. અત્યારે વ્યવસ્થિતનો અર્થ તમને પૂછે. 'તમે' કહો તો પછી અવળું ચાલે. પેલાય સમજી જાય કે આ વ્યાજબી નથી, બરોબર નથી. આ તો 'દાદા ભગવાન તમે બોલો' એવું કહેવાથી બધું કરેક્ટનેસ આવે. સમજવું પડે ને ? જ્યાં ઠોકર વાગે, જ્યાં બહુ ઠોકરો ખાધી, પણ ના સમજણ પડી. ભૂલ છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, મોટી ભૂલ છે આમાં !

**દાદાશ્રી :** બહુ મોટી. બધા મહાત્માઓ કહેલું, બહુ મોટી ભૂલ થઈ ત્યારે એ હા કહે, એ કબૂલ કરે, કે 'આ આવી આવી ભૂલ ચાલે છે તો અમે રસ્તા પર આવીએ જ નહીં ને ?' તું માની લે તેથી આવી ગયું ?

**પ્રશ્નકર્તા :** હા, ના ચાલે, કરેક્ટનેસ જોઈએ એમાં. એ ચાલે નહીં પેલું.

**દાદાશ્રી :** અમને જ્ઞાનમાં નથી આવ્યું, કેવળજ્ઞાન, પણ સમજમાં આવેલું છે અને સમજ પૂરેપૂરી સમજાય ત્યારે પછી જ્ઞાનમાં આવે. કંઈક બાકી રહી ગયું. બુદ્ધિથી માનેલું બધુંય ખોટું. બુદ્ધિથી છેલ્લી વાત નહીં જડે. એટલે અહીં આવ્યા તો બધું નીકળવા માંડ્યો કચરો. ત્યાં ને ત્યાં રહ્યા હોત તો દાબેલું જ રહ્યું હોત. આ લોકોને રોજ સત્સંગમાં શા માટે આવવું પડે છે ? ધરાતા જ નથી ?

આ આગ્રહનો ખેલ નથી, જ્ઞાની પુરુષનું માની લેવામાં ખેલ નથી. એક ભૂલ પોતાની પોતાને સમજાય તો ભગવાન થઈને ઊભો રહે.

હું શું કહેવા માંગું છું એ સમજાયું નહીં ? પોઈન્ટ સમજાયો ? એવી ભૂલ બધાને ચાલી રહે છે ને ? બધાને કેટલાને આમાં સમજણ પડતી નથી. ત્યાર પછી સમજ્યા વ્યવસ્થિતનો અર્થ. પણ જોડે જોડે કહુંય ખરો, વ્યવસ્થિત જ્યારે પુરું સમજાશે ત્યારે કેવળજ્ઞાન થયું હશે. વ્યવસ્થિતનો અર્થ એટલો મોટો છે એ વ્યવસ્થિત, જો કે હજુ તો સ્થૂળ અર્થ કરો છો, સૂક્ષ્મ લેવલે સમજવું પડશેને ? સૂક્ષ્મતર, સૂક્ષ્મતમ ! સમજાયું તમને ? વ્યવસ્થિતનો આ અર્થ તો બધાય ચલાવે છે, પણ એ સ્થૂળનો અર્થ છે. સ્થૂળ તો બધાને સમજાઈ જાય, પણ સૂક્ષ્મ અર્થ જોઈએને ? પછી સૂક્ષ્મતરનો અર્થ જોઈએ, સૂક્ષ્મતમનો અર્થ જોઈએ.

કેવડી ભૂલ હતી ?

**પ્રશ્નકર્તા :** સૂક્ષ્મ બાજુ તો દૃષ્ટિ જ નહોતી ગઈ. મોટી ભૂલ કહેવાય.

**દાદાશ્રી :** આપણા બધાય મહાત્માઓ એ માર ખાધો. તમે એકલાએ

નહીં. અમે કહી દીધેલું, તમે વ્યવસ્થિત સમજો છો તે ન્હોય વ્યવસ્થિત. પછી એમની ગેડમાં બેસી ગયેલું !

આ વ્યવસ્થિત સમજાયું ને, એ તો સ્થૂળ હજુ સમજેલું છે. હજુ સૂક્ષ્મ વ્યવસ્થિત આખું સમજવાનું છે, પછી સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ. અમે તમને સૂક્ષ્મ સમજાવ્યું આ, હજુ આગળ તો સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ છે જ, વ્યવસ્થિત પૂરું સમજાય એટલે કેવળજ્ઞાન થાય.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિતને સૂક્ષ્મ સમજવાની વાત હતીને જે, એ કંઈ બરોબર સમજાઈ નહીં, દાખલામાં જરા સમજાવોને.

**દાદાશ્રી :** વ્યવસ્થિતનો અર્થ પોતે જાતે કરેને એ જ અર્થ તમે સમજતા હતા. અને એ જ ધોરણ ઉપર ચાલતું હતું. ને બુદ્ધિના વગર ચાલે ? બુદ્ધિ પણ જ્યારે ખલાસ થાય ત્યારે એક બાજુ છે તે પેલું વ્યવસ્થિત-સૂક્ષ્મતર, સૂક્ષ્મતમ પૂરું થાય અને બે પૂરું થાય ત્યારે આ બાજુ કેવળજ્ઞાન આવે. ત્યાં સુધી કેવળ સમજ હોય. અમને કેવળ સમજ હોય. આ બોલીએ કરીએ તે બધું ૩૬૦ ડિગ્રી અંદર, કેવળ સમજણમાં હોય.

❖❖❖❖❖

# (૮)
# પુરુષાર્થ - કેવળજ્ઞાન સુધીનો

## આત્મભાવે રિયલ પુરુષાર્થ

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે બધું વ્યવસ્થિત છે. તો પછી આપણે આ મોક્ષે જવાનો પ્રયત્ન શા માટે કરવો જોઈએ ?

**દાદાશ્રી :** મોક્ષે જવાનો તો પુરુષાર્થ છે, પ્રયત્ન નથી. તમે આત્મા સ્વરૂપ થયા એટલે પુરુષ થયા ને ! પુરુષ ને પ્રકૃતિ બે જુદી પડી ગઈ. અને પુરુષ ને પ્રકૃતિ જુદાં પડ્યાં પછી જ પુરુષાર્થ ચાર્જવાળો છે મોક્ષનો.

**પ્રશ્નકર્તા :** પણ વ્યવસ્થિત છેને બધું !

**દાદાશ્રી :** પુરુષાર્થ વ્યવસ્થિત નથી. આ પુદ્ગલ વ્યવસ્થિત છે. આ ખાવ, પીવો, એ બધું કરો એ પુદ્ગલની બાબત છે અને તે વ્યવસ્થિત છે, વ્યવસ્થિતમાં હોય તો થાય. નહીં તો નાય થાય. અને આમ પુરુષાર્થ એટલે મારી આજ્ઞા પાળવી એ, આજ્ઞા પાળવાની ભક્તિ કરવી, એ સાચો પુરુષાર્થ.

**પ્રશ્નકર્તા :** આ જે પાંચ પ્રિન્સિપલ્સ છે એ અમે અનુસરીએ અને પછી ભક્તિ કરવામાં લાભ ખરો કે નહીં ?

**દાદાશ્રી :** આ આપણી પાંચ આજ્ઞા પાળો એ ભક્તિ જ છે ને. એની મહીં જે ભક્તિ આવે એ બધો જ પુરુષાર્થ છે. હવે છેવટે આત્માની ભક્તિ કરવાની છે, એ પુરુષાર્થ છે. અને પેલી ભક્તિ એ આપણે મંદિરમાં જતા હોય ને એ બધું છે તે પુદ્ગલને આધીન છે. ત્યાંય આપણે વાંધો નથી. વ્યવસ્થિતમાં હોય તો જવું, ના હોય તો ના જવું. એટલે વ્યવસ્થિત કહેવાનો શું ભાવાર્થ કે આ પુરુષાર્થ કરજો. બીજું બધું તમારે ચિંતા કરવા જેવું નથી, વ્યવસ્થિત જ છે. ડોન્ટ વરી ફોર પુદ્ગલીક, એવું કહેવા માંગીએ છીએ ! આપને કંઈ ગેડ બેસે છે ?

## શુદ્ધ ઉપયોગ એ જ પુરુષાર્થ

**પ્રશ્નકર્તા :** આ જે હું પેલી વાત કરતો હતો, પુરુષાર્થની અને પૂર્વનિશ્ચિતની. એ વિજ્ઞાનમાં બરાબર નથી વાત બેસતી એટલે ડખાડખ અમને મનમાં થયા કરે છે.

**દાદાશ્રી :** એ ફીટ થાય ત્યારે જ આપણને સમાધાન રહે.

**પ્રશ્નકર્તા :** આપણે એકવાર નક્કી કરીએ કે બધું વ્યવસ્થિત છે અને બીજી બાજુ આપણે એમ કહીએ કે પુરુષાર્થ આપણા હાથમાં છે.

**દાદાશ્રી :** પુરુષાર્થ ધર્મ ખુલ્લો છે.

**પ્રશ્નકર્તા :** હા, એટલે એ ક્યારેક વિરોધાભાસ લાગે.

**દાદાશ્રી :** એ વિરોધાભાસ લાગે કો'કને ! પણ પુરુષાર્થ એ ધર્મ છે. પુરુષ થયા પછી પુરુષાર્થ થયો.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ પુરુષાર્થ પણ આપણા હાથમાં છે, એમ ?!

**દાદાશ્રી :** પુરુષાર્થ હાથમાં છે અને આ છે તે પ્રારબ્ધ છે એ વ્યવસ્થિતના તાબામાં છે. પુરુષાર્થ પોતાના હાથમાં છે.

**પ્રશ્નકર્તા :** તો તો હું એટલો બધો પુરુષાર્થ કરવા માંડું કે મારો આજે જ મોક્ષ થઈ જાય, પણ નથી થતો.

**દાદાશ્રી :** જુઓ પુરુષ થયા પછી પુરુષાર્થ જ ના હોય, તો આ પૂરું કેમ થાય ? વ્યવસ્થિત ના કરી શકે એને. વ્યવસ્થિત તો એ પુદ્‌ગલની બાબતમાં જ હાથ ઘાલી શકે, આમાં હાથ ના ઘાલી શકે.

**પ્રશ્નકર્તા :** એ હુંય સમજુ છું, કારણ કે પેલું મિકેનિકલ છે બધું અને મિકેનિકલ જ વ્યવસ્થિત છે. પણ પુરુષાર્થ મારે સમજવો છે.

**દાદાશ્રી :** હા, અને આ પુરુષમાં તો પુરુષાર્થ જોઈએ. એટલે તમે મારી જોડે રહેવાનો કેમ પ્રયત્ન કરતા હતા ? ના કરો તો ચાલે ?

**પ્રશ્નકર્તા :** હવે એ દાખલો લ્યો કે મને એક વાર એમ થાય કે મારે તો હવે નિરંતર દાદાજી સાથે રહેવું છે. પણ પછી કેમ નથી રહેવાતું ?

**દાદાશ્રી :** નથી રહેવાતું. એમ કહીએ તો પછી અંતરાય પડે. તે અંતરાય જેટલા પાડ્યા હોય તે આંતરો પાડે, પણ મારે જોડે રહેવું જ છે કહીએ, તો જેટલો લાભ મળ્યો એટલો આપણો ! આપણે જો નિશ્ચય કરીએ તો જોડે રહેવાય. ને ના કરીએ તો કશું થાય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ ના કરીએ એવું બને કેવી રીતે ? મારા હાથમાં જ ક્યાં છે ના કરવાનું ?

**દાદાશ્રી :** ના. પુરુષાર્થ આપણા હાથમાં છે.

**પ્રશ્નકર્તા :** એમ ! પુરુષાર્થ આપણા હાથમાં છે ?

**દાદાશ્રી :** એ જ મુખ્ય વસ્તુ આ સમજવાની છે ને, અહીં આગળ જ મુખ્ય પુરુષાર્થ આપણા હાથમાં છે, વ્યવસ્થિત આપણા તાબામાં નથી. પુરુષાર્થ વ્યવસ્થિત નથી. એવું ના કહે તો આ લોકો પાછા અહંકારથી અવળા રસ્તા ભણી જાય. એ વ્યવસ્થિતમાં પુરુષાર્થ ખોળે. આ તો અવળો અર્થ સમજી જતાં વાર ના લાગે. આ બહુ ઝીણી વાત છે. આવી વાત હોતી નથી બધેય. બાકી પુરુષ થયા પછીનો જ ખરો પુરુષાર્થ છે !

રાત્રે તમે સૂઈ ગયા તો તમે ઉપયોગ ગોઠવો, તો ઉપયોગ એ પુરુષાર્થ ગણાય છે.

**પ્રશ્નકર્તા :** હા, ઉપયોગ એ પુરુષાર્થ, બરાબર છે.

**દાદાશ્રી :** તે તમે જો ઉપયોગ ન મૂકો તો દુરુપયોગ થશે. એટલે ઉપયોગ તો જોઈએ જ.

**પ્રશ્નકર્તા :** પણ હવે એક વાત એ પણ જોઈ છે કે જ્યારે કોઈવાર તમે ચાર કલાક પથારીમાં પડ્યા હો ને પૂરા ઉપયોગમાં હો. અને કોઈ વાર ઉપયોગ આવે જ નહીં. ગમે એટલો આપણો ફોર્સ કરીએ તોય!

**દાદાશ્રી :** આખી રાત ના રહે, એવું બને.

**પ્રશ્નકર્તા :** હા, આટલી જાગૃતિ હોય છતાં પણ...

**દાદાશ્રી :** એ ના રહે, પણ મારું કહેવાનું જે ચાર કલાક રહે છેને તે આપણો આ ફોર્સ છે એટલે રહે છે. નહીં તો રહે નહીં. આપણો ફોર્સ તો જોઈશે, એ જ પુરુષાર્થ છે.

**પ્રશ્નકર્તા :** એ તો હું સમજું છું. કારણ કે એ વખતે આપણને ખબર છે કે આ ફોર્સ છે. એ પણ ખબર છે આપણને.

**દાદાશ્રી :** કારણ કે પોતાની અનંત શક્તિ છે ઉપયોગ રાખવાની.

**પ્રશ્નકર્તા :** પણ એ અનંત શક્તિ બધી વખતે કામ નથી આવતી ને!

**દાદાશ્રી :** બધા અંતરાય પાડેલા છે ને ! અંતરાય એ છોડે નહીં ને !

**પ્રશ્નકર્તા :** હવે એ અંતરાયો જે છે એ પણ એક...

**દાદાશ્રી :** એ વ્યવસ્થિત જ. પણ આ વ્યવસ્થિત આવું છે, એ જે વ્યવસ્થિતનેય જાણ્યું એનું નામ પુરુષાર્થ. એટલે એ કંઈ વ્યવસ્થિતને આપણે ખસેડવાનું નથી, પણ વ્યવસ્થિતને જાણવામાં છે તે પોતાનો પુરુષાર્થ મંદ હોવાથી ઉપયોગ છૂટી જાય છે. આખો દહાડો ઉપયોગ રહેવો, એને કેવળજ્ઞાન કહ્યું.

આખો દહાડો ઉપયોગ નથી રહેતો, એનું શું કારણ ? તો કહે, બીજા એને અંતરાયો આવે છે, તેથી ઉપયોગ રહેતો નથી. લોકોને બપોરે

સૂવાનો ટાઈમ ઘણોય મળે છે તેમાં કોઈ અંતરાય આવે છે ? ત્યારે કહે, ના. તો ઉપયોગ ગોઠવતો નથી ? એ પ્રમાદ છે એનો. એટલે ઉપયોગ રાખવો, એ આપણે જોઈન્ટ કરીને પછી સૂઈ જવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** હા, ઉપયોગ જોઈન્ટ કરીને સૂઈ જવું જોઈએ.

**દાદાશ્રી :** હા, હવે ઉપયોગ કોને કહેવાય પણ તે ? કે સામો નિર્દોષ દેખાય, મારું ગજવું કાપે છતાં એ નિર્દોષ દેખાય. 'એ શુદ્ધ જ છે' એવું એ શુદ્ધતા ન તૂટે. દાદાજીએ કહ્યું, 'સામો એ શુદ્ધાત્મા છે. એ અકર્તા છે', આ બધું ઉપયોગ ન ચૂકાય ત્યારે એ ઉપયોગ. એ હંમેશા સમતા જ ખોળે. 'શુદ્ધ ઉપયોગ અને સમતાધારી જ્ઞાન-ધ્યાન મનોહારી', મનનું હરણ કરે એવું. 'કર્મ કલંકનું દૂર નિવારી, જીવ લહે શિવનારી'

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** એટલે ઉપયોગ મુખ્ય રાખવાની જરૂર છે. ઉપયોગ વ્યવસ્થિતને તાબે ગણીએ તો પુરુષાર્થ માર્ગ જ ઊડી જાય. પુરુષ થયા પછીનો પુરુષાર્થ પોતાનો છે. એ પુરુષાર્થ શું ? પ્રકૃતિને નિહાળવી !

પોતાના જ્ઞાયક સ્વભાવમાં રહેવું એનું નામ પુરુષાર્થ. અને કર્મના જોરે બીજી બાજુએ ખેંચાઈ જવું ત્યાં આગળ તે પોતે જે ધક્કો નહીં મારતો, અને તે ખેંચાઈ જાય છે સંપૂર્ણ, એ પ્રમાદ છે.

**પ્રશ્નકર્તા :** પણ એનોય જ્ઞાતા-દ્રષ્ટા રહે તો ?

**દાદાશ્રી :** તો તો પછી થઈ રહ્યું, બસ એટલું જ પોતાના સ્વભાવમાં રહે. એ રહેવાની જરૂર. પોતાનો સ્વભાવ જ છે. પણ આ શુદ્ધ ઉપયોગ જો સમજી જાયને, તો કામ થઈ ગયું. શુદ્ધ ઉપયોગ માણસ સમજી ના શકે, કારણ કે બીજો નિર્દોષ દેખાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** ના, એ તો હવે આપના જ્ઞાનથી તો દેખાય જ ?

**દાદાશ્રી :** આપણું વિજ્ઞાન જુદી જાતનું છે. આપણા વિજ્ઞાનથી તો નિર્દોષ દેખાય.

**પ્રશ્નકર્તા :** એના ઉપર જ ભાર મૂક્યો છેને ! કે તું અકર્તા છું તો એ પણ અકર્તા છે. અને જ્યારે અકર્તા છે તો પછી નિર્દોષ છે.

**દાદાશ્રી :** બસ. અને હું તેમ જ કહું છું ને કે ભગવાને નિર્દોષ જગત જોયું અને જગત નિર્દોષ જ છે. નિર્દોષ જોયું અને નિર્દોષ થયા ! આપણે નિર્દોષ થયા છીએ અને નિર્દોષ જોતાં શીખો. છે જ નિર્દોષ એટલું જ આપણે કહેવા માગીએ છીએ.

**પ્રશ્નકર્તા :** આખી વાત તો બહુ ટૂંકી છે.

**દાદાશ્રી :** હા. ટૂંકી છે, પણ આટલું જાણેને, જાણે ત્યારે એના મનમાં તો ખેદ રહેને કે સાલું હજુ દોષિત જોવાઈ જાય છે. એ ખેદ રહેને, એ ખેદ પુરુષાર્થ છે. ખેદ એ જાગૃતિ છે એ જાતની.

**પ્રશ્નકર્તા :** આપ્તસૂત્રમાં એક સૂત્ર છે આપનું, કે આખું જગત નિર્દોષ છે.

**દાદાશ્રી :** હા, હોયને પણ ! બધાંય વાક્યો છે. સમજવું હોય તો બધાં વાક્યો છે, અને ના સમજવું હોય તો એકુંય નથી.

કારણ કે 'જ્ઞાન' શું કરે છે, પ્રકૃતિ અને પુરુષને જુદું પાડે છે. જ્યાં એક હોય છે ત્યાં પ્રકૃતિમય પોતે હોય છે. જ્યારે જુદું પડે છે ત્યારે પ્રકૃતિને નિહાળે છે બધી રીતે ! એનો જે પોતાનો સ્વભાવ છે એ સ્વભાવમાં આવી ગયો નિહાળવાના, તે પ્રકૃતિને બધી રીતે નિહાળ્યા કરે.

**પ્રશ્નકર્તા :** પણ હવે આપે બધાનું છૂટું કરી આપ્યું, પણ બધાને છૂટું એકસરખું ન થયું હોય.

**દાદાશ્રી :** સરખું ? ના, સરખું તો હોય જ કેવી રીતે તે ! એના કર્મના ઉદય ભારે હોય. એવું છે ને તમારા જેવા શુભ કર્મ બાંધીને આવ્યા હોય તેને છે તે ઉકેલ આવે જલદી, પેલો અશુભ બાંધીને આવ્યો હોય ને તે મહીં ગભરામણ થઈ જાય. આ તો કંઈ મેં એમ કંઈ નક્કી કર્યું છે કે ભાઈ આ શુભવાળા જ મારે ત્યાં આવો !

**પ્રશ્નકર્તા :** એ તો બધાંય આવે.

**દાદાશ્રી :** મને ભેગો થયો એ મારે ત્યાં બુઝાય, એટલે આ આમને બધાંને પેસવા દીધાને !

## જ્ઞાનદશા, વ્યવસ્થિતને આધીન ?

**પ્રશ્નકર્તા :** આપને આ ચાર ડીગ્રી જે છે, એ જે ખૂટે છે એ સ્વભાવ આધીન છે કે વ્યવસ્થિત આધીન છે ?

**દાદાશ્રી :** પોતાની દશા વ્યવસ્થિતને આધીન હોતી નથી. એ તો આપણો પુરુષાર્થ કામ કરી રહ્યો છે. પુરુષ થયા પછી પુરુષાર્થ કામ કરે છે. પણ પુરુષાર્થ અહીં ફળ ના આપે. ત્યાં બીજા ભવમાં જાય તો જ પુરુષાર્થ ફળ આપે. પણ અહીં આગળ પુરુષાર્થ શરૂ થઈ જાય ખરો ! વ્યવસ્થિતનાં તાબામાં સંસારી ચીજો હોય. પોતાની દશા વ્યવસ્થિતના તાબામાં ન હોય. સમજાયું ને ?

## સાડાબાર વર્ષ મહાવીરની દશા

**પ્રશ્નકર્તા :** મહાવીર ભગવાને સાડાબાર વર્ષ ને પંદર દિવસ તપ કર્યું. એ શું નિમિત્ત હશે ? એ એમનો પુરુષાર્થ કે આગળના ઉદયાધીન ?

**દાદાશ્રી :** એ ઉદયાધીન. અને હા, એમાં પુરુષાર્થ તો અંદર ખરો જ. પણ બહારનો ભાગ ઉદયાધીન. જે બહાર, જગતના લોક જુએ છે એ ઉદયાધીન છે, અને પોતે જુએ છે એ પુરુષાર્થ છે. તે એ જ પુરુષાર્થ અમારો ચાલુ છે. બહાર જે જુઓ છો એ ઉદયાધીન છે. અંદર અમારો પુરુષાર્થ છે. પણ અમારે અહીં આગળ પરીક્ષા લેનાર કોઈ છે નહીં. કોઈ કહેશે, ભઈ કેમનું છે અહીં પડી રહેવાનું ? ત્યારે અમે કહીએ કે તું પડી રહેવાનું ના બોલીશ. અમારે આ પદ જ જોઈએ છે બોલ. અને અમારે પરીક્ષા જ નથી આપવી. તું પરીક્ષા લેવા આવે તોય નથી આપવી બોલ. માટે અમારી પર તું કરૂણા ના ખાઈશ. અમારે અહીં ક્યાં ખોટ છે ? કશીય ખોટ નથી. તેની તે જ દશા અહીં રહી શકાય એવું છે. ફક્ત 'આ' અમે કેવળજ્ઞાનમાં નાપાસ કહેવાય, એટલું જ ને ! ત્યારે એ તો અમારે વાંધો જ નથી. કીર્તિ-અપકીર્તિથી રહિત થઈ ગયેલા છીએ. હા,

અમારે એવું કંઈ છે નહીં. ભીખથી રહિત છીએ. તમામ પ્રકારની ભીખ નથી. પછી હવે આથી વધારે શું જોઈએ ? પણ જગતને કંઈક લાભ થશે, લોકોને !

**પ્રશ્નકર્તા :** આ, ચીજ મળે એવી નથી. જગત માને યા ના માને એ જુદી વાત છે. બાકી અનંતકાળે 'આ' મળે એવી ચીજ નથી.

**દાદાશ્રી :** અનંતકાળમાં ન પ્રાપ્ત થાય એવી વસ્તુ છે આ. આ દસ લાખ વર્ષે પ્રગટ થયેલું છે ! તો આપણું કામ કાઢી લેવાનું છે. હું શું કહેવા માગું છું ? કામ કાઢી લો.

એટલે ભગવાને આવો કશો ત્યાગ કર્યો ન હતો. આ લોકો કહે છે ને, એ વગર કામના ભગવાનને વગોવે છે. કારણ કે, એથી તો વૈષ્ણવો કંટાળી ગયા કે મહાવીર ભગવાનને આટલાં આટલાં દુઃખ પડ્યાં! આટલો બધો ત્યાગ એમને કરવો પડ્યો? ત્યારે બીજા લોક એમ સમજ્યા કે ભગવાન એમના કેવા ? એના કરતાં અમારા કૃષ્ણ ભગવાન સારા, કહે છે. ડખોય નહીં ને ડખલેય નહીં. કારણ વીતરાગોને ઓળખી શકે નહીં ને, આ લોકો ! એમની પાછળની જે વંશાવળી પાકી, તે લોકોએ વીતરાગોને ઓળખ્યા નહીં ને વીતરાગો ખોટા દેખાય એવું ચિતરામણ કર્યું.

ભગવાનને ઉદયકર્મના આધીન હતું બધુંય. એ પોતે પોતાની કોઈ પણ ઈચ્છાથી કરતા ન હતા. સંસારમાં કોઈ પણ ઈચ્છા એમને ન હતી. ઉદયકર્મના આધીન ગાડી, જ્યાં ઉદય લઈ જાય, ત્યાં ગાડી જવા દેતા હતા. લગામ છોડી દીધી હતી. પાંચેય ઘોડા એની મેળે ચાલ્યા કરે.

**પ્રશ્નકર્તા :** એ લગામ છોડી એ પુરુષાર્થ હતો ?

**દાદાશ્રી :** મોટામાં મોટો પુરુષાર્થ, એ જેવો તેવો પુરુષાર્થ ના કહેવાય ! એના જેવો બીજો ઊંચો પુરુષાર્થ નથી !

**પ્રશ્નકર્તા :** એ ઉદયકર્મનો પુરુષાર્થ હતો ?

**દાદાશ્રી :** ઉદયકર્મનો પુરુષાર્થ નહીં, એ પુરુષાર્થ તો પુરુષનો !

અહીં અક્રમમાં પણ શું કરવાનું છે ? લગામ છોડી દો આપણે તે, પાંચેય ઘોડા એમ ને એમ એની મેળે જ ચાલ્યા કરે. ઘોડા ખીણમાં લઈ જતા હોય તોય એ પોતે હસે. અને આ તો ઘોડા ખીણમાં જતા પહેલાં જ એ ખેંચ-ખેંચ કરે છે. અલ્યા, એના મોઢાં પરથી લોહી નીકળે છે, અક્કરમી છોડ ! આ ડ્રાયવરો કરતાં તો ઘોડા ડાહ્યા હોય છે. આ ડ્રાયવરો ચક્કરો છે. તે ઘોડાનું આ જડબું તોડી નાખે છે. ભગવાન મહાવીરે કહ્યું હતું કે આ પાંચ ઘોડા એવા છે, એટલા ડહાપણવાળા છે, 'જુઓ' તમે લગામ છોડી તો જો જો ! તમને એ ખાડામાં નહીં પાડે ને તમે તો અંધા, ખાડામાં ઘોડાનેય પાડો છો ને તમેય પડો છો. આ લગામ હાથમાં લઈને ગાડી ઊંધી નાખે છે બધી !

**પ્રશ્નકર્તા :** એ પાંચ ઘોડા ક્યાં ?

**દાદાશ્રી :** એ તો બધાં જાણે ઓળખે, ઘોડાને તો બધાં ! બધું ઓળખી ગયેલા. કંઈ કાચી માયા નથી. પાંચ ઈન્દ્રિયો, પાંચ ઘોડા નથી ?

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** એટલે ભગવાન લગામ છોડીને બેઠા હતા.

## લગામ છોડી દો

**પ્રશ્નકર્તા :** સ્થૂળ સંયોગો, સૂક્ષ્મ સંયોગો ને વાણીના સંયોગો જે આ પરિવર્તન થયા કરે છે, તે બધું હવે વ્યવસ્થિતના આધીન થઈ ગયું.

**દાદાશ્રી :** હા, વ્યવસ્થિતના આધીન થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** એટલે હવે એ સંયોગો માટે પુરુષાર્થ જેવો વિચાર નહીં કરવો ?

**દાદાશ્રી :** ના, કશુંય નહીં. બધી ગોઠવણી જ વ્યવસ્થિત કરશે ને તમારે બહુ એવું લાગે ને, તો પુરુષાર્થ કરવામાં શું કરશો ? તો જે દહાડે રવિવાર હોયને, તો સવારના પહોરમાં લગામ છોડી દેવી. પાંચ ઈન્દ્રિયોની એટલે જે આ પાંચ ઘોડા જે દોડે છે, તે આપણા મનમાં એમ

કે આ ઘોડો ઊંધું નાખશે, ફલાણું નાખશે, તે સવારના પહોરમાં લગામ છોડી દેવી, તો તે દહાડે ઘોડા ઊંધું નહીં નાખે ને પહેલાં કરતા સારા ચાલશે. કારણ કે તમે જે હાંકો છોને, તે ઘોડાને લગામ ખેંચી ખેંચીને લોહી નીકળે છે. એટલે લગામ છોડી દેવી, ને આખો રવિવાર જુઓ તો ખબર પડશે કે 'વ્યવસ્થિત' કેવું સુંદર ચલાવે છે. સવારના પહોરમાં નક્કી કરો કે આજ લગામ છૂટી.

**પ્રશ્નકર્તા :** ઊલટું અનુકૂળતા આવી જાય એવું થઈ જાય.

**દાદાશ્રી :** અરે, એવી અનુકૂળતા આવી જાય. લગામ છૂટી કરીને, તે ઘડીએ જોવાની બહુ મઝા આવે, ઘોડા કેમ ચાલે છે, કેમ નહીં ? આપણને દેખાય આ ખાડો આવ્યો છે. હવે ઘોડો શું કરે તે જોવાની મઝા આવે. ઘોડો ખાડામાં નાખે છે કે શું ? આપણને તો બે આંખો છે, જ્યારે ઘોડાને તો દસ આંખો છે, ઘોડા કંઈ ખાડામાં નાખતા હશે ? બહુ ડાહ્યા ઘોડા છે !

**પ્રશ્નકર્તા :** પુરુષાર્થ ભાગ જે છે. એમાં સૂક્ષ્મ સમજનો ભાગ એ જ પુરુષાર્થ કહેવાય ? ઈન્દ્રિયોની લગામ છોડી દેવી તે આ એમાં આવી જાય ?

**દાદાશ્રી :** તમે સવારે બોલો કે આજે ઈન્દ્રિયોના ઘોડાની લગામ છોડી દઈએ છીએ. એવું પાંચ વખત શુદ્ધ ભાવે બોલો. પછી એની મેળે લગામ છૂટેલી જુઓ તો ખરા, એક રવિવારનો દહાડો પસાર તો થવા દો ! આ તો 'શું થઈ જશે, શું થઈ જશે !' અલ્યા, કશુંય નથી થવાનું ! તું તો ભગવાન છો. શું થઈ જવાનું છે ભગવાનને ! પોતાની જાતને એટલી હિંમત ના આવવી જોઈએ કે હું ભગવાન છું ! 'દાદા'એ મને ભગવાન પદ આપ્યું છે ! આવું જ્ઞાન છે. પછી ભગવાન થઈ ગયા છો, પણ હજુ એનો લાભ પૂરેપૂરો મળતો નથી. એનું શું કારણ ? કે આપણે એને અખતરારૂપે લેતાં જ નથી ને ! એ પદ વાપરતા જ નથી ને ! થોડું ઘણું એવું રહેતા હોય તો !

એક ભાઈ મને કહે છે, 'આ વ્યવસ્થિત સમજાતું નથી બરોબર, થોડું સમજાયું પણ પૂર્ણ જેટલું સમજાતું નથી.' ત્યારે મેં કહ્યું, 'રવિવારને

દહાડે લગામ છોડી દો ને બેસો. પછી જુઓ ઘોડા ચાલે છે કે નથી ચાલતા? રથ ચાલે છે કે નથી ચાલતો ? એ જુઓ !' તે રવિવારે એવું બેઠા એટલે પછી સાંજે મને કહે છે, બધું જ ચા-પાણી, દરેક વસ્તુ એની મેળે ટાઈમે જ મળી. મેં કશું નથી કર્યું, છતાં બધું એની મેળે આવીને ઊભું રહ્યું. મેં કહ્યું, આ તો ખોટું ઈગોઈઝમ કરતા હતા ખાલી !

આપણું જ્ઞાન શું કહે છે, કે વ્યવસ્થિતમાં ડખલ કરી શકે એવો કોઈ જન્મ્યો જ નથી. છતાં વ્યવસ્થિતમાં ડખલ કરવાના જે ભાવ કરે છે, 'વ્યવસ્થિત'માં જે બોલાય, તે 'વ્યવસ્થિત'થી બોલાય છે. તે બોલ્યા પ્રમાણે જે થાય છે તે 'વ્યવસ્થિત' થાય છે, તે 'વ્યવસ્થિત' ઉપર વીતરાગ રહો. એ 'વ્યવસ્થિત' વાંકું હોય તોય વીતરાગ રહો ને એ 'વ્યવસ્થિત' સીધું હોય તોય વીતરાગ રહો. આ માર્ગ છે ને, તે વગર બોલાયે શું થાય છે તે જુઓ, એમ કહે છે !

## ત્યારે થવાય પાસ વ્યવસ્થિતના જ્ઞાનમાં

વ્યવસ્થિતનો નિયમ એક જણે પૂછતો હતો કે મને વ્યવસ્થિતનો નિયમ સમજણ પાડો. ત્યારે મેં એને કહ્યું કે ગાડીમાં પાંચ જણ જતા હોય ને તને કાનપટ્ટી ઝાલીને ગાડીમાંથી ઊતારી પાડે. તોય એમ લાગે કે ઓહોહો ! એ પેલો ઊતારતો નથી. આ તો વ્યવસ્થિત ઊતારે છે.

બેસાડતી વખતે એમણે કહ્યું હોય કે બેસો. અને પછી કહે કે ચંદુભાઈ, ઊતરી પડો. તો ચંદુભાઈને તરત જ એમ જ્ઞાન હાજર થવું જોઈએ કે આ વ્યવસ્થિત એમ કહે છે, કે તમે ઊતરી જાવ. કોનું નામ દેવાનું ?

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિતનું નામ દેવાનું. વ્યવસ્થિત કહે છે, ઊતરી જાવ.

**દાદાશ્રી :** વ્યવસ્થિત ઊતરવાનું કહે છે. ફરી છે તે થોડે છેટે જાય એટલે પાછા કહેશે, 'ના, ના. રહેવા દો આ'. પેલો ભાઈ કહેશે કે, 'ના, મારે તો નથી અવાય એવું'. ત્યારે પાછા ચંદુભાઈને કહેશે, 'ચાલો. ત્યારે પાછા આવો'. તો આ ચંદુભાઈ એમ સમજે કે 'મને વ્યવસ્થિતે બોલાવ્યો'

અને વ્યવસ્થિત બોલાવે એટલે વ્યવસ્થિતના પ્રમાણે બેસવું જ જોઈએ આપણે. થોડી વાર ગયા પછી એક ફર્લાંગ ગયા પછી, બીજો એક ઓળખાણવાળો સામો ભેગો થયો ને, એટલે પછી કહેશે, 'એમ કરોને ચંદુભાઈ તમે ઊતરો આ.' ત્યારે ચંદુભાઈને સમજાવું જોઈએ કે મને વ્યવસ્થિત આ ઊતારે છે. તો ત્યાં મોઢું તોબરા જેવું નહીં કરવાનું. વ્યવસ્થિત ઊતારે તેમાં મોઢું તો શું બગાડવાનું ? અને પછી ઊતરી જવાનું. છેટે, થોડે છેટે ગયા પછી પેલો પાછો માણસ કહે છે, 'ના મારાથી નહીં અવાય, રહેવા દોને'. પાછાં ચંદુભાઈને કહે, 'ચંદુભાઈ પાછા આવો, પાછા આવો'. તોય વ્યવસ્થિતે બોલાવ્યા, એમ સમજવાનું. આવું નવ વખત થાય ત્યારે દાદાની પરીક્ષામાં પાસ થયો, વીતરાગતાની પરીક્ષામાં. નવ વખતમાં મન ફરે નહીં કશું, એવું મેં કહ્યું છે બધાંને. આ વ્યવસ્થિતનું જ્ઞાન એવું સુંદર છે ! માણસ કોઈ કરી શકતો જ નથી. આ વ્યવસ્થિત જ કરે છે અને વગર કામનો મોઢું તોબરું ચઢાવીને કહેશે, 'મારે નથી આવવું જાવ તમે'. બે-ચાર વખત કાઢે ને એની સાહજિકતા તૂટી જાય.

**પ્રશ્નકર્તા :** અરે, એમ કહે, તમે શું સમજો છો ? શું હું કૂતરું છું ? મને હડહડ કરો છો ?

**દાદાશ્રી :** ના, એટલે વ્યવસ્થિત કરે છે અને લોકો માને છે કે આ કરે છે. એ નિમિત્ત છે, એને બચકાં ના ભરવાં જોઈએ આવાં.

**પ્રશ્નકર્તા :** પણ આ તો વ્યવસ્થિતની ગજબની વાત આપે આપી આ દ્રષ્ટાંતથી.

**દાદાશ્રી :** નવ વખત ઊતારે તોય 'વ્યવસ્થિત ઊતારે છે' એ નથી ઊતારતો. એના હાથમાં શું છે ? સંડાસ જવાની શક્તિ નહીં ને એ બિચારો શું કરવાનો'તો તે ? એ શું ઊતારતો'તો ? એને પેણે મોટર અથડાય, મરી જાય !

નવ વખતનો મેં કાયદો કહ્યો છે. મેં કહ્યું, નવ વખત સુધી જો આ માણસ જાળવે તો હું જાણું કે મારા જ્ઞાનમાં પાસ થઈ ગયો. થઈ ગયું કમ્પલીટ. બે-ચાર વખત તો ધીરજ રહે, પણ પછી મોઢા પર ફેરફાર થતો જાય. નવ વખત ગાડીમાં બેસવાનું ને નવ વખત ઊતારી દે, તોય

વ્યવસ્થિતના જ્ઞાનને ના ચૂકે, એનું નામ આપણું જ્ઞાન ! વ્યવસ્થિત ઊતારે છે ને વ્યવસ્થિત ચઢાવે છે.

**પ્રશ્નકર્તા :** એવું બરોબર પાકું થઈ જાય.

**દાદાશ્રી :** એવું હોય તો જ કામનું ! એવું આ વિજ્ઞાન છે. રાગ-દ્વેષ થાય નહીં, નિરંતર વીતરાગતા રહે. વ્યવસ્થિતના આધારે સંયમ પાળી શકાય. વ્યવસ્થિતના જ્ઞાનનો આધાર અને પોતાના સ્વરૂપની જાગૃતિ તેના આધારે સંયમ પૂરેપૂરો પાળી શકાય. તમને સમજાયું ને ?

**પ્રશ્નકર્તા :** દાદા, આ તો એમ.ડી. કરતાંય બહુ મોટી પરીક્ષા છે.

**દાદાશ્રી :** ના, આ તો વીસ, અઢાર વર્ષ ઉપર કહેલું. પેલાં ભાઈની ગાડી જાય, તે અહીંથી સત્સંગ માટે, અહીં આ પાવાગઢ જાય, આમ જાય. તે ઘડીએ ઊતારી પાડવાનું એક-બે વખત બન્યું. એટલે બધાંને કહી દીધેલું કે તમને ઊતારી પાડે એટલે વ્યવસ્થિત ઊતારી પાડે છે. એ જ માનવું જોઈએ. નવ વખત ઊતારે અને નવ વખત ચઢાવે, મહીં એ ન થવું જોઈએ કે એમણે મને ઊતાર્યો અને ફરી બોલાવશે, તો તમારું મોઢું ચઢેલું દેખાશે તોબરા જેવું. હા, એ ઊતારનાર કોણ ? અને એમને વ્યવસ્થિત બોલાવે છે. વ્યવસ્થિત બોલાવે કે ના બોલાવે ?

**પ્રશ્નકર્તા :** બોલાવે.

**દાદાશ્રી :** એટલું બધું વ્યવસ્થિતનું કર્તવ્ય છે એવું અમે જોયેલું છે. તેથી અમે ગેરેન્ટી આપીએ ને ! અને વ્યવસ્થિત એકલું જ એવું છે કે જે કોઈનોય ગુનો ના દેખાડે. આ વ્યવસ્થિત છે, મેં કહ્યું છેને. વ્યવસ્થિતને તો કોઈ સ્વાર્થ ના હોય, એ વીતરાગતાથી જુએ.

વ્યવસ્થિત સમજાય તો બહુ કામ કરી નાખે. નહીં તો બીજી વખત બોલાવેને તો આવું મોઢું ચઢેલું હોય ને, 'અલ્યા મૂઆ, ઘડીવારમાં શી રીતે ચઢી ગયું ઉપર ? ઘડીવારમાં શી રીતે ચઢી ગયું હશે ?'

**પ્રશ્નકર્તા :** એ દાદા, બે-ત્રણ વખત પહેલાં કદાચ કોઈ બહુ એ સાધક હોય તો બે-ત્રણ વખત ઠંડું રહે. પણ ચોથી વખતે તો પછી પેલું બધું ભેગું કરીને ઠાલવી દે.

**દાદાશ્રી :** હા, એટલે આ ધીરજ રાખવાની જરૂર છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આ ફોડ પ્રત્યક્ષ સજીવન મૂર્તિ સિવાય ક્યાં પડે ?

**દાદાશ્રી :** હા. ચોપડીમાં ના હોય ને ! ચોપડીમાં હોય નહીં. ચોપડીમાં હોય તો તો બધાં વીતરાગ જ થઈ જાય ને ? વ્યવસ્થિત સમજી જાય તો વીતરાગ જ થઈ જાય ને બધાં ! શાસ્ત્રોમાં ના હોય, શાસ્ત્રોમાં આ માર્ગ જ ના હોય, હું કહું છું ને એ બધો માર્ગ જ શાસ્ત્રોમાં ના હોય. શાસ્ત્રમાં તો સાધનો બતાવેલાં હોય કે આમ કરજો, તેમ કરજો. અહીં કરવાપણાંનો માર્ગ ના હોય. આ સમજવાનો માર્ગ હોય. કરવાપણાથી ઉપર ગયેલાં આપણે, ભ્રાંતિથી ઉપર ગયેલાં. એટલે વાત જ જુદીને ! આ વાત કામ લાગશે ને ?

બગીચામાં ગયા હોયને, ત્યાં પછી કોઈ માણસે આપણને કહ્યું કે 'જાવ.' એટલે આપણને જરૂર હોય તો વિનંતિ કરીએ કે 'થોડીવાર બેસું, તો તમને વાંધો નથી ને ?' ત્યારે એ કહે, 'ના, જાવ !' તો આપણે સમજી જવું કે 'વ્યવસ્થિત છે' અને એ કહે 'વાંધો નથી' તોય વ્યવસ્થિત છે. 'ના ઊતારી પાડે' તોય વ્યવસ્થિત ને 'ઊતારી પાડે' તોય વ્યવસ્થિત છે. આ ટૂંકું સમજી જાય તો ઉકેલ આવે એવો છે. કરોડો વર્ષેય સમજાય એવું નથી. એ અમારા જ્ઞાનથી જોયું છે કે આ વ્યવસ્થિત ચલાવનારું છે.

વ્યવસ્થિત જો આખું સમજાય તો પૂરો ભગવાન થઈ ગયો. જેટલું સમજાયું તેટલો ભગવાન થઈ ગયો.

વ્યવસ્થિત સમજાય તો સામાને મનમાં ગાળો ભાંડવી ના પડે. 'એ ખરાબ છે' એવું મનમાં બોલો તો એ તમને કર્મ બંધાય. 'એ ખરાબ નથી', પણ એમને 'વ્યવસ્થિત' દોરવણી આપે છે કે 'આને ઊતારી પાડે'. આ વ્યવસ્થિત બધાને દોરવે છે ત્યારે આ બધા ભમરડાં ફરે છે.

## 'શુદ્ધાત્મા' માત્ર 'જોયા' કરે

શુદ્ધાત્માનું જ્ઞાન આપ્યું એટલે પોતાનું લક્ષ બેઠું અને કહ્યું કે આ

'વ્યવસ્થિત' ચલાવે છે એ જોયા કર, બસ. આટલું જ વિજ્ઞાન છે આપણું. આ 'વ્યવસ્થિત' જે ચલાવે છે, 'ચંદુભાઈ'ને, તે 'તું' જોયા કર. એટલું જ કહીએ છીએને તમને !

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત ઉપર બધું નાખી દેવાનું હોય, તો પછી આપણે કરવાનું કશું રહે જ નહીં ને ?

**દાદાશ્રી :** તમારે કશું કરવાનું જ નથી. તમારે જોયા કરવાનું. ચંદુભાઈ શું કરે છે ? ચંદુભાઈને કરવાનું રહે છે. તમારે કશું કરવાનું નથી. તે ચંદુભાઈ તો વ્યવસ્થિતનાં તાબામાં કર્યા કરશે. જેમ વ્યવસ્થિત સમજણ પાડશે ને, એવું કર્યા કરશે. એટલે તમારે તો જોયા કરવાનું. 'ચંદુભાઈ શું કર્યા કરે છે', એ જોયા કરવાનું. એ ફાવે કે ના ફાવે એ? ચંદુભાઈના ઉપરી થવાનું ફાવશે તમને ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા તો એ જ ને, જોયા કરવાનું છે એ જ ને ?

**દાદાશ્રી :** હા, જોયા જ કરવાનું, નહીં તોય કશું વળવાનું નથી. અમથું આડાઅવળી થશે ને તોય કશું વળે નહીં. અને આ ડખળામણ ઊભી થાય છે.

હવે ચંદુભાઈની પાસે કંઈક કામ થઈ જાય, તો કરનાર કોણ ? વ્યવસ્થિત. 'વ્યવસ્થિત' પ્રેરણા કરે અને ચંદુભાઈ બધું કામ કર્યા કરે, તમારે જ્ઞાતાદ્રષ્ટા રહેવું. હવે, ચંદુભાઈથી કંઈ ખરાબ કામ થઈ ગયું, કોઈ જગ્યાએ તો તમને ગભરાટ ના રહેવો જોઈએ. કારણ કે એ તો વ્યવસ્થિત શક્તિએ કર્યું અને તમે તો શુદ્ધાત્મા છો. શુદ્ધ જ છો. હવે ફરી તમે લેપાયમાન થાવ જ નહીં, અસંગ જ છો !

શુદ્ધાત્મા શાથી મૂકવામાં આવ્યો છે ? કે તમે શુદ્ધ જ છો. હવે ગમે તે આવે. ચંદુભાઈથી કોઈ દોષ થઈ જાય. તોય તમે શુદ્ધ જ છો. દોષ એ પૂર્વકર્મનો હિસાબ છે. હવે પોતાનો હિસાબ છે તો આપણે એનો નિકાલ કરી નાખવો. એ દોષથી સામાને દુઃખ થયું હોય તો આપણે ચંદુભાઈને કહીએ 'ભઈ, પશ્ચાતાપ કરો. પસ્તાવો લો.' 'ફરી નહીં કરું' એવો નિશ્ચય કરો.

## વ્યવસ્થિતથી વિરમે વેર

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં અત્યારે કોઈને માટે કંઈ આમ સહેજ વેરભાવ જેવું પણ ઊભું થાય, પણ તરત જ પાછું વ્યવસ્થિત અને સમભાવે ફાઈલોનો નિકાલ આવી જાય. એટલે પેલું ઊડી જાય તરત જ.

**દાદાશ્રી :** એ બરોબર છે.

**પ્રશ્નકર્તા :** જે સમકિતનું પ્રાપ્ત થયું છે, એમાં કંઈ આઘુંપાછું નહીં થઈ જાયને ? એવો પ્રશ્ન ઊભો થાય, છતાં અંદર આઘુંપાછું થશે એવી એ શંકા નથી.

**દાદાશ્રી :** એ તો મોઢું હઉ બગડી જાય, પણ તે પોતે જાણે કે મોઢું બગડી ગયું છે.

**પ્રશ્નકર્તા :** પહેલાં જે ચાર દિવસ સુધી જે પરિણામ ઊભા થતાં હતા તે હવે વ્યવસ્થિતને તાબે સોંપી દીધું છે. સમભાવે ફાઈલનો નિકાલ કરવો છે, એટલે એક-બે મિનિટ પેલું ઊભું થાય, પણ તરત જ પાછું શમી જાય.

**દાદાશ્રી :** આ વ્યવસ્થિત જ છે એક્ઝેક્ટ. મન-વચન-કાયાના જે પણ કોઈ પરિણામ થાય, તો એ વ્યવસ્થિત છે એને જોવાનું ફક્ત.

**પ્રશ્નકર્તા :** એટલે આ જે વ્યવસ્થિતની દૃષ્ટિ છે, એટલે પોતાનાં મન-વચન-કાયા ગમે તે કરે, ત્યાં પણ વ્યવસ્થિતની જાગૃતિમાં રહેવાનું. અને સામાના મન-વચન-કાયા ગમે તે કરે, ત્યાં પણ એ જ જાગૃતિમાં રહેવાનું. એવું જ ને !

**દાદાશ્રી :** પુદ્ગલ પુદ્ગલનું કરે છે, આત્મા એ જોયા કરવાનું.

## ત્રણેય કાળ 'શુદ્ધાત્મા' તો છે શુદ્ધ જ

કર્તાભાવ છૂટે તો જ શુદ્ધાત્માનું લક્ષ બેસે. આ તમને શુદ્ધાત્મા અમે આપ્યો છે તે ફર્સ્ટ સ્ટેપ છે. એની આગળ તો ઘણું છે. પછી શુદ્ધાત્માનું સ્વરૂપ એના ગુણ સાથે પ્રગટ થાય.

શુદ્ધાત્મા એ કંઈ પરમાત્મા નથી. શુદ્ધાત્મા તો પરમાત્માના યાર્ડમાં આવેલું સ્થાન છે. તમને (મહાત્માને) શુદ્ધાત્મપદ કેમ આપવામાં આવ્યું છે ? તમે શુદ્ધાત્મા અને ચંદુભાઈ જે કંઈ પણ કરે છે તેના તમે રીસ્પોન્સિબલ નથી, એવી ખાતરી થાય. સારું કરો તેનોય ડાઘ નથી પડતો ને ખોટું કરો તેનોય ડાઘ નથી પડતો. કર્તાપદ જ મારું ન્હોય. એ શુદ્ધાત્માનું લક્ષ બેઠું કહેવાય.

અમે 'જ્ઞાન' આપીએ છીએ ત્યારે તો બોલીએ છીએ કે 'તું શુદ્ધાત્મા છું, એકઝેક્ટ ?' ત્યારે કહે, 'હા, એકઝેક્ટ.' તો પણ આ શું રહ્યું ? એ તારું વ્યવસ્થિત, ચોખ્ખું કહી દીધું ને !

વ્યવસ્થિતનો અર્થ શો ? 'ચંદુભાઈ શું કરે છે' એ તારે જોયા જ કરવાનું, એ વ્યવસ્થિતનો અર્થ ! પછી ચંદુભાઈએ કો'કનું નુકસાન કર્યું બે લાખનું, તેય 'જોયા' કરવાનું, 'આપણે' એમાં નહી પડવાનું કે આવું કેમ કર્યું ? 'આપણે' પ્રતિક્રમણેય કરવાનું નહીં. આ તો પછી આ બધાને ના સમજણ પડે એટલે પછી પ્રતિક્રમણ ગોઠવેલું કે 'ચંદુભાઈ પાસે પ્રતિક્રમણ કરાવજે.' વ્યવસ્થિત એટલે જે છે એ જ એકઝેક્ટ તું જોયા કર, એ જ છૂટા !

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈને એમ રહેવું જોઈએ કે કોઈને પણ કિંચિત્‌માત્ર દુઃખ ન થાય, એ ભાવ રહેવો જોઈએ.

**દાદાશ્રી :** એ ભાવેય કશું ના રહે તો જરૂર નથી. આ તો મોક્ષ એટલે કશો ભાવ જ નહીં. કશામાં, પુદ્‌ગલમાં હાથ જ નહીં ઘાલવાનો એનું નામ વ્યવસ્થિત. વ્યવસ્થિતનો અર્થ એકઝેક્ટ કે આ જે બને છે એમાં તારું કર્તાપણું નથી, તારી કોઈ લેવાદેવા નથી. ગમે તેવું હોય તોય ! પછી 'ચંદુભાઈ' ભયંકર કૃત્ય કરતો હોય, તો 'મને' શું થઈ જશે હવે ? એવું ના હોવું જોઈએ. એય 'જોયા' જ કરવાનું, એવું વ્યવસ્થિત આપેલું છે. જે ચંદુભાઈને થયું હોય એ જ જોયા કરવાનું. પછી એ જોયા કરે એ દ્રશ્ય અને પોતે દ્રષ્ટા. કાયમ આ વ્યવહાર ચાલ્યા કરે. પણ શું થાય, સમજણ ના પડે તો ? બીજા રસ્તા બતાડવા પડે. નહીં તો એકઝેક્ટ મોક્ષ આપેલો છે.

આ શું થઈ ગયું છે, તે આ અજ્ઞાનતાથી કરેલાં, તેનું આ ફળ આવ્યું છે. હવે 'તારે' કશું લેવાદેવા નથી આજ. અને એક્ઝેક્ટ વ્યવસ્થિત છે. ગમ્મે તેવું કાર્ય કર્યું હોય ને, એનું ફળ ભયંકર ખરાબ આવ્યું હોય, તો પ્રતિક્રમણ કરવા જેવું નથી, વ્યવસ્થિતમાં રહેતો હોય તો વાંધો શો છે ?

**પ્રશ્નકર્તા :** એટલે પેલું કરેક્ટ છે કે મન-વચન-કાયા વ્યવસ્થિતના તાબામાં છે, અને તું તારામાં રહે.

**દાદાશ્રી :** આ ધીમું ધીમું આ તમારે ગોઠવવું. નહીં તો પેલું ઊંધી જગ્યાએ જયા કરે, એટલે જ્ઞાન એક્ઝેક્ટ ના રહે.

**પ્રશ્નકર્તા :** એટલે મૂળ વસ્તુ આવી જ છે.

**દાદાશ્રી :** ગમ્મે તેવું ભયંકર હોય ને !

**પ્રશ્નકર્તા :** તો પણ મન-વચન-કાયા વ્યવસ્થિતને તાબે ગયા, એટલે પોતે કરનારો નથી. માટે જોખમદારી નહીં !

**દાદાશ્રી :** હવે કર્તા રહ્યો નથી પછી. તો પણ પેલા પક્ષમાં બેસવા જાય છે માટે જોખમ છે. એ પક્ષ જ છોડી દેવાનો, પછી એનો જ્ઞાતા-દ્રષ્ટા થયો, એ દ્રશ્ય થાય અને જ્ઞેય છે. જ્ઞાન દીવા જેવું છે કે નથી ? એ રહી શકાય એવું છે, તારો નિશ્ચય હોય તો !

વ્યવસ્થિતનું જ્ઞાન આપેલું અને એની સમજણ આપીએ છીએ. ખરેખર તે દહાડાથી જ મુક્ત થઈ ગયો છે.

**પ્રશ્નકર્તા :** એ જો વ્યવસ્થિતને પૂરેપૂરું માને તો.

**દાદાશ્રી :** એટલા માટે વ્યવસ્થિતનું જ્ઞાન આપેલું. કોઈ કહે, 'અમારી જોખમદારી નહીં ?' ત્યારે કહે 'ભઈ, તારી જોખમદારી નહીં ! જા, અમારી જોખમદારી', એવું કહીએ ને !

અક્રમ માર્ગમાં આપણે શુદ્ધાત્માપદ એમ ને એમ નથી આપતા. શુદ્ધ જ આપીએ છીએ અને આ વ્યવસ્થિત છે, બસ. રહ્યું શું હવે ?

જ્યારે ક્રમિક માર્ગમાં ઠેઠ સુધી ડખલ રહી. કારણ કે એ ક્રમિક એ શુદ્ધ સમકિત નથી. એમાં હજુ આત્મા કેવો હશે ? એવો એનો મોહ છે એ જાણવાનો. સંપૂર્ણ મોહ પૂરો થાય, આ તો સંપૂર્ણ મોહ પૂરો થયો. પછી શુદ્ધાત્મા બનાવ્યો છે તમને.

હવે શુદ્ધાત્મા કેમ કહેવાની જરૂર પડી ? જ્ઞાન આપતી વખતે શુદ્ધાત્મા કેમ આપીએ છીએ ?

**પ્રશ્નકર્તા :** એટલે શુદ્ધપણું પોતાનું છે એવું ટકી રહે એટલા માટે છે ને ?

**દાદાશ્રી :** શુદ્ધ થઈ ગયેલો છે હવે. હવે કોઈ જાતનો આત્મા સંબંધી વિચાર કરીશ નહીં અને મારી આજ્ઞામાં રહે હવે. રહેવાય કે ના રહેવાય ?

**પ્રશ્નકર્તા :** રહેવાય.

**દાદાશ્રી :** ત્યારે કહે છે 'ચંદુભાઈના(પોતાનું જ નામ) (ફાઈલ નંબર ૧) હાથે ગમ્મે તેવું ભયંકર કાર્ય થઈ જાય, ખૂન થઈ જાય તો ?' ત્યારે કહે 'તોય તું પોતે શુદ્ધ છું. તારું શુદ્ધપણું ચૂકાવું ના જોઈએ'. ચૂકયો કે બગડ્યું ?

**પ્રશ્નકર્તા :** ત્યાં શુદ્ધપણું જાગ્રત કેવી રીતે રાખવું ?

**દાદાશ્રી :** શુદ્ધ જ છું, તું પોતે શુદ્ધ છું, આ તો જે બની ગયું એ ગયું, અને એ વ્યવસ્થિતને તાબે હતું તે. પણ તે ઘડીએ શુદ્ધપણું રહે નહીં ને શંકા પડે. એટલે આપણે શુદ્ધાત્મા આપેલો કે ગમે તેવી સ્થિતિમાં તું શુદ્ધ જ છું, એવું આ માનજે. એટલે બધું સમજી કરીને શુદ્ધાત્મા થયેલો છું તું. એમ ગપ્પું નથી માર્યું આ.

**પ્રશ્નકર્તા :** ના, ગપ્પું નથી. આમ એક્ઝેક્ટનેસ છે આમાં તો. આમાં તો આટલાં બધાં તાળા મળી શકે એવું છે, બધી રીતે તાળા આપેલા છે આપે. હવે આ જે જ્ઞાન આપ્યું, હું શુદ્ધ જ છું. હવે એથી આગળનું સ્ટેપ પેલું એને વર્તે જ એવું....

**દાદાશ્રી :** હવે આજ્ઞામાં રહેવાનું, બીજું કશું નહીં. અમે શું કહીએ છીએ, તું શુદ્ધ જ છું, એ રાઈટ બિલિફ અને હવે આજ્ઞામાં રહે એ બીજું. બસ, એનું ફળ એની મેળે આવશે.

**પ્રશ્નકર્તા :** એટલે જે પેલું વર્ત્યા કરે, એ દશા જ વર્તે, એ....

**દાદાશ્રી :** વર્ત્યા કરે એ જરૂર જ નહીં, આપણે તો આજ્ઞામાં રહે, એટલે વર્તવું જ જોઈએ. લોકો કહે છે, મને વર્તાતું કરતું નથી, તો શું કરવું ?

**પ્રશ્નકર્તા :** હા, એવું જ થઈ જાય.

**દાદાશ્રી :** તું હવે પુરુષ થયો છું, માટે પુરુષાર્થ જોઈએ. આજ્ઞા એ પુરુષાર્થ !

## એ છે કેવળ દર્શન

આ તો શું કહેવા માંગે છે, જાણો :

'આ જગતમાં જે કંઈ પણ કરવામાં આવે, તે જગતને પોષાય યા ન પણ પોષાય, છતાં હું કંઈ જ કરતો નથી, એવો નિરંતર ખ્યાલ રહેવો તે કેવળદર્શન છે.' આ જગતમાં જે કંઈ પણ કરવામાં આવે, ખરું-ખોટું, ગમે તે કરવામાં આવે, તે જગતને પોષાય એટલે આ ચાલીના આ બાજુના કહેશે, 'ના નથી પોષાતું' અને આ બાજુવાળાને આપણું પોષાય, તે એનો વાંધો નહીં આપણને. જગતને પોષાય યા ન પણ પોષાય, છતાં 'હું કંઈ જ કરતો નથી', એવો ખ્યાલ રહેવો, નિરંતર ખ્યાલ રહેવો એ જ કેવળ દર્શન છે.

## છૂટો રહે તો પંદર ભવે મોક્ષ !

કંઈ પણ કરે ત્યાં સમકિત પ્રાપ્ત ના થાય. જ્ઞાતા-દ્રષ્ટા થયો કે સમકિત થઈ ગયું. શું શું થઈ રહ્યું છે એનો જ્ઞાતા-દ્રષ્ટા થયો, કર્તાપણું છૂટવું ને જ્ઞાતા-દ્રષ્ટા થયો એટલે થઈ ગયું. મહીં છૂટેલું ને છૂટેલું જ રહેવું જોઈએ. ફરી પાછો લબદાવો ના જોઈએ. છૂટેલો રહે એટલે પંદર ભવે તો મોક્ષે લઈ જ જાય. ગમે તેવું હોય.

**પ્રશ્નકર્તા :** એકવાર છૂટે તોય પંદર ભવે મોક્ષે લઈ જાય ?

**દાદાશ્રી :** હા, છૂટેલો જ રહે તો અવળું ચાલતું હોય કે સવળું ચાલતું હોય પણ એ છૂટેલો રહે તો મહીં, એટલે છૂટી જાય પંદર ભવે.

**પ્રશ્નકર્તા :** એવું છૂટેલું રહે તો ?

**દાદાશ્રી :** એટલે જ કાળજી રાખવી પડે એ બહુ લબદાયેલા હોય છે. પછી ખાતરી શી રીતે રહે, ગમે તેવું હોય તોય ?

**પ્રશ્નકર્તા :** હવે એવી ખાતરી થાય છે કે છૂટી જવાશે.

**દાદાશ્રી :** છૂટી જવાશે ચોક્કસ. પણ આ દૃષ્ટિફેર ના થવી જોઈએ આપણી.

**પ્રશ્નકર્તા :** ના થાય. કો'ક આમ અમુક ક્ષણ થઈ જાય પણ પછી પાછું ઠેકાણે આવી જાય.

**દાદાશ્રી :** આવી જાય. લપસી જવા આમ ફરે, પણ પોતે દૃષ્ટિ છોડે નહીં એટલે થઈ ગયું. આ જ્ઞાન આપણું એવું છે કે તન્મયાકાર થાય નહીં, એવું છે. સામાને ખબર ના પડે, પણ આ જ્ઞાન જ પોતે એવું છે. સ્વાભાવિકથી જ, કે જેમ એક દહીં હોય ને ખૂબ એને ઘોળીને વલોવી નાખીએ પછી માખણ કાઢી અને પાછું ફરી છાશમાં નાખીએ અને ફરી વલોવીએ તો પેલું માખણ ફરી એક ના થઈ જાય, જુદું જુદું રહ્યાં કરે. એવી રીતે આ અમે જે આત્મા આપ્યો છે ને, તે જુદો ને જુદો રહ્યાં કરે છે ભેળસેળ થાય નહીં. પોતે ગૂંચાય તોય તન્મયાકાર ન થાય. પણ એ ગૂંચાય છે તે ભાગ કાઢી નાખવો પડે, શંકા પડતો ભાગ સત્સંગમાં આવીને સમજીને કાઢી નાખવો પડે.

## આજ્ઞામાં ત્યાં અકર્તા ભાવ

**પ્રશ્નકર્તા :** આપણો મહાત્મા કોઈ કર્તાભાવે હોય જ નહીં ને ? ગમે એ રીતે, અણજાણે પણ કર્તાભાવે ના હોય. અણજાણે ?

**દાદાશ્રી :** જે આ પાંચ આજ્ઞા પાળવાને તૈયાર છે થોડું ઘણું પાળે છે તેને કોઈ જાતની હરકત છે નહીં. એ કર્તાભાવમાં હોય જ નહીં

**પ્રશ્નકર્તા :** જે એમ માને છે કે 'હું આ કરું છું', છતાં કર્તાભાવમાં ના હોય ?

**દાદાશ્રી :** હા, તે છતાંય નહીં. 'હું કરું છું' એવું એમ બોલે હઉ લોકોને, 'હા હા મેં કર્યું જાઓ, થાય એ કરો' તોય પણ એ કર્તાભાવમાં નથી. હા પછી ચંદુભાઈ જે કરે એને છૂટ આપી.

**પ્રશ્નકર્તા :** એટલે તો છૂટા થઈને ફરે છે.

**દાદાશ્રી :** હા, વિજ્ઞાન છે ને આ. મેં જે જોયેલું છે વિજ્ઞાન. મારી હાજરીમાં તમે કહો 'હા, હા, મેં કર્યું. દાદાજી' તોય હું જાણું પણ આ કર્તાભાવમાં નથી.

**પ્રશ્નકર્તા :** દાદાજી તો સમજે જ.

**દાદાશ્રી :** કર્તાપદની વાત જ ના હોય ને ! ઊલટો હું તો હસું. કેવો કેવો માલ નીકળ્યો. એ હસું.

**પ્રશ્નકર્તા :** હવે ખુલાસો કરો કે તો ચાર્જ થાય છે તમારા હિસાબે ?

**દાદાશ્રી :** ના થાય, કર્તાભાવ જ નથી ને ?

**પ્રશ્નકર્તા :** એટલે આપણો મહાત્માને 'હું કરું છું', અથવા તો કોઈ અવસ્થામાં તન્મયાકાર થઈ જાય. અને 'હું તન્મયાકાર થઉં છું' એમ જાણીને તન્મયાકાર થાય તો એ ચાર્જ કરે કર્મ ને ?

**દાદાશ્રી :** ના. ના થાય. થાય જ નહીં ને ? એ જો ભૂલ થાપ ખાય, પોતે અપરાધિ બને, કે આ મને જ થયું આ તે પોતાની શુદ્ધતા છોડી નાખે કે મારામાં શુદ્ધતા ઊડી ગઈ. અપરાધી બને તો જ અપરાધ ચોંટે.

**પ્રશ્નકર્તા :** હા સમજાયું. આ ડીવીઝન જરા બહુ ઊંડું છે.

**દાદાશ્રી :** જ્ઞાનની જેને આરાધના છે. તેને તો સવાલ જ નથી.

કારણ કે ચાવી મારી પાસે છે તો તમે શી રીતે ઊઘાડો તે ? પાંચ આજ્ઞા તમે પાળો છો ને.

**પ્રશ્નકર્તા :** એ અપરાધી એટલે કોણ અપરાધી ?

**દાદાશ્રી :** એ જે આત્માની શુદ્ધતા ગુમાવે છે તે.

**પ્રશ્નકર્તા :** પણ અપરાધી એ જે થાય એ કોણ થાય ?

**દાદાશ્રી :** જે ચારિત્રમોહવાળો અહંકાર !

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્મા જ ને ?

**દાદાશ્રી :** હા, પ્રતિષ્ઠિત આત્મા જ, બીજું કશું નહીં.

**પ્રશ્નકર્તા :** અહંકાર જે અપરાધી થાય તે આવું જ્ઞાન હોવા છતાં એવું થઈ જાય ખરો અહંકાર ?

**દાદાશ્રી :** અપરાધી થાય એટલે શું કે આપણે શુદ્ધતા માટે મનમાં એમ થઈ જાય કે સાલું મારી શુદ્ધતા કાચી પડી ગઈ. એ અપરાધી. અમે કહ્યું કે શુદ્ધ જ છો, આમાં કશું ફેરફાર નહીં જ.

એટલે એ તો મહીં ક્યારે પણ ન હોવું જોઈએ. કોઈ પણ સંજોગોમાં, 'હું શુદ્ધ જ છું, આ ચંદુભાઈ જુદા છે' એવું કહેવા માંગીએ છીએ આપણે.

**પ્રશ્નકર્તા :** એટલે એવી અવસ્થા કેવી રીતે બને ?

**દાદાશ્રી :** એવું છે ને બહુ તિરસ્કાર જેવી વસ્તુ બની જાય. લોકો પણ તિરસ્કારે. આપણને તિરસ્કાર આવે એવું થઈ જાય. ત્યારે મનમાં એવું થાય કે મારું શુદ્ધતા ઓછી થઈ ગઈ. એવું એક બે માણસને થયેલું. તે મેં કહ્યું, 'ના, નથી થઈ' તારી તું મૂળ જગ્યા પર છું. મેં તને શુદ્ધ કર્યો, તું શુદ્ધ જ છું. એને છોડીશ નહીં, શુદ્ધતાને છોડીશ નહીં. જો પાંચ આજ્ઞા પાળું છું ને ? તો શુદ્ધતા છૂટતી નથી. પાંચે આજ્ઞાય પળાય છે ને? કે જરા કોઈ ફેરો એ કાચું પડી જાય છે ?

એક શેઠ મોટરમાં જતા હોય. કોઈ ક્ષણે અકસ્માત થાય. દવાખાનામાં તેને લઈ જાય. પગ કાપવો પડે. અને પછી ચાલવા માટે લાકડીનો ટેકો

રાખવો પડે.હવે તે ઊંઘી જાય છે. ઊંઘમાંથી તે જાગે કે તુર્ત જ તેને પોતાને સહજ ભાવે ખ્યાલમાં આવે, સૌ પ્રથમ તેને લાકડી યાદ આવશે. એવો સહજ ખ્યાલ બેસવો એ છે 'કેવળ દર્શન'.

જગતના લોક કહે છે 'કેવળ જ્ઞાન' કરવાની ચીજ છે. ના, એ તો જાણવાની ચીજ છે ! કરવાની ચીજ તો કુદરત ચલાવી રહી છે. કરવું એ જ ભ્રાંતિ છે. આ શક્તિ કેટલી જાહોજલાલીથી તમારા માટે કરી રહી છે ! એ શક્તિ તો ઓળખો. આ તો 'વ્યવસ્થિત' શક્તિનું કામ છે.

## બિલિફ બદલાતાં, આચરણ ફરે સ્વયં

ડખા વગરનું જગત છે આ જ્ઞાન આપ્યા પછી. જ્ઞાન લેતાં પહેલાં તો ડખો જ હતો બધો. પણ જ્ઞાન લીધા પછી કંઈ પણ ડખો થયો તો આપણી વ્યવસ્થિત સમજવામાં ભૂલ થઈ રહી છે. પ્રોબ્લેમ વસ્તુ છે નહીં જગતમાં, પણ આપણી સમજવામાં ભૂલ થઈ છે. ડખો કેમ થાય ? અને થાય છે તો હિસાબ છે બધા !

તમને બિલિફમાં તો આવી ગયું છે ને કે દાદાનું જ્ઞાન સાયન્ટિફિક છે, અક્રમ વિજ્ઞાન છે આ તો ! જ્ઞાન સાયન્ટિફિક હોવું જોઈએ. આ તો ગમે તે માણસ, ગમે તેવું ભણેલું હોય, મોટો સાયન્ટિસ્ટ હોય કે બીજો હોય, તોય પણ એને બધાને એક્સેપ્ટ થવું જ જોઈએ. અને ના કરે તો આપણે સમજીએ કે એનામાં કંઈક ગાફેલપણું છે, કંઈક ગફલત છે આમાં. સાયન્ટિસ્ટો હઉ કબૂલ કરે. વિજ્ઞાન એટલે વિજ્ઞાન, ચોખ્ખું. એની બિલિફમાં આવવું જોઈએ. બિલિફમાં આવશે એટલે અમે જાણ્યું કે આચરણમાં આવશે. એટલે આ જગત જેમ છે તેમ એક્ઝેક્ટ વ્યવસ્થિત જ છે, જે ચાલી રહ્યું છે તે જ કરેક્ટ છે. પણ કરેક્ટનેસમાં હજુ તો બુદ્ધિ બહુ કૂદાકૂદ કરે છે ને, ત્યાં સુધી વ્યવસ્થિત સમજવા ના દે.

**પ્રશ્નકર્તા :** હા, બુદ્ધિ કૂદાકૂદ કરે છે.

**દાદાશ્રી :** હં. આવું હશે ને તેમ હશે, કલ્પનાઓ કરાવે. જો કે આપણે કલ્પના રહી નહીં. પણ વ્યવહારિક રહ્યું ને વ્યવહાર, ડિસ્ચાર્જમાં. ચાર્જ-બાર્જ ના રહ્યું.

**પ્રશ્નકર્તા :** બરાબર છે. અને એ સમજાય તો વ્યવસ્થિત બરાબર બધું સમજાય જાય.

**દાદાશ્રી :** એ ધીમે ધીમે વ્યવસ્થિતની ઉપર શ્રદ્ધા બેસતી જાય. નહીં તો બેસે જ નહીં ને !

એ આ જ્ઞાનના અનુભવના આધારે સમજાય કે જગત ક્યાં આગળ બેઠેલું છે બિચારું ! સાધુ-સંતો બધા ક્યાં બેઠેલા છે ? રસ્તામાં બધા માર ખાય છે બધાં.

અમે તો સત્યાવીશ વર્ષથી ટેન્શન જ જોયેલું નહીં ને ! ટેન્શન જ જોયેલું નહીં ને !

**પ્રશ્નકર્તા :** ના, પણ વ્યવસ્થિત બરાબર સમજમાં આવે તો વરીઝ-ટેન્શન કશું જ ન રહે.

**દાદાશ્રી :** કશું ના રહે.

## તો થાય કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** સો ટકા વ્યવસ્થિતમાં આવીએ ત્યારે આ કર્તાપણું જાય.

**દાદાશ્રી :** વ્યવસ્થિત સો ટકા સમજાય, વ્યવસ્થિતનો ઉઘાડ, વ્યવસ્થિત એકઝેક્ટ સમજમાં આવી જાય તો તો કેવળજ્ઞાન થાય. ત્યાં સુધી જેટલું સમજણ પડે એટલું કેવળ જ્ઞાન ખુલ્લું થાય ધીમે ધીમે. વ્યવસ્થિત બુદ્ધિથી સમજાય એવું નથી, દર્શનથી સમજાય તેવું છે.

આ જગતમાં કશું આવડતું ના હોય ને વ્યવસ્થિત છે એવું સમજાય તેને કેવળજ્ઞાન થઈ ગયું છે એમ કહેવાય. આ વ્યવસ્થિત વ્યવસ્થિત જ છે, પણ વ્યવસ્થિત સમજાવવું જોઈએ. અનુભવમાં આવવું જોઈએ. અને આ વ્યવસ્થિત સમજાઈ જાય ને પછી. કશું સમજવા જેવું રહ્યું જ નહીં વ્યવસ્થિત પૂરેપૂરું સમજી જાય તે સંપૂર્ણ જ્ઞાતા-દ્રષ્ટા રહી શકે.

**પ્રશ્નકર્તા :** 'વ્યવસ્થિત બરોબર સમજાય તો કેવળજ્ઞાન છે' એ જરાક સમજાવો વધારે.

**દાદાશ્રી :** વ્યવસ્થિતમાં આ જેટલું સમજાય ને એટલા કેવળ જ્ઞાનના અંશ ખુલ્લા થઈ જાય અને પછી એ બાજુ સાઈડમાં જોવાનું જ ના હોય, જેટલું સમજાય એ સાઈડમાં જોવાનું જ ના રહે. જે જ્ઞાનમાં કંઈ જોવાનું ના રહે, એ કેવળજ્ઞાન કહેવાય. એટલે જ્યારે આખું ઊડી જાય છે ને, એ કેવળજ્ઞાન બધું કમ્પ્લીટ થઈ ગયેલું હોય એક બાજુ.

એ વ્યવસ્થિત એટલે સુધી સમજતા સમજતા જવાનું છે કે છેલ્લું વ્યવસ્થિત કેવળજ્ઞાન ઊભું કરશે ! આ વ્યવસ્થિત મારી શોધખોળ એવી સુંદર છે, આ અજાયબ શોધખોળ છે. આ વ્યવસ્થિત તો સમજાઈ ગયું છે ને, પૂરેપૂરું ?

**પ્રશ્નકર્તા :** પૂરેપૂરું તો કેવી રીતે કહેવાય ?

**દાદાશ્રી :** જેમ જેમ વ્યવસ્થિતનાં પર્યાયો સમજાતા જશે, જેટલા વધારે પર્યાય સમજાય એટલો વધારે લાભ થાય. આ વ્યવસ્થિતનું બધાને સમજાય ખરું, સહુ સહુના પર્યાય પ્રમાણે. પછી સંપૂર્ણ પર્યાય સમજાઈ જાય તો તે દહાડે કેવળજ્ઞાન થયેલું હોય. મારેય ચાર ડીગ્રીના પર્યાય ખૂટે. એટલે વ્યવસ્થિત સમજવા જેવી વસ્તુ છે.

જેટલી રોંગ માન્યતાઓ ખસે એટલી જાગૃતિ વધે અને એટલું જ 'વ્યવસ્થિત' સમજાય એને ! રોંગ માન્યતાઓ ખસે તેમ વ્યવસ્થિત સમજાતું જાય અને એમ પાછી જાગૃતિ વધતી જાય અને સંપૂર્ણ વ્યવસ્થિત સમજાશે ત્યારે પૂર્ણાહુતિ ! પણ વ્યવસ્થિત એકદમ સમજાય નહીં.

આપણો એક-એક શબ્દ સમજી જાયને, એક જ શબ્દ જો સાચો, સારી રીતે સમજી જાયને તો ઠેઠ કેવળજ્ઞાન સુધી લઈ જાય છે ! સમજવો જોઈએ ! એવું 'વ્યવસ્થિત' જગત છે. એ અમે જાતે જોઈને કહીએ છીએ.

આત્મા જાણવાનો જાણી લીધો. હવે વ્યવસ્થિત સમજાય જાય એટલે મને પૂછવા આવવાનું કશું રહેતું નથી.

❖❖❖❖❖

## (૯)

# આજ્ઞાથી વ્યવસ્થિત ફરે ?

### ન વર્ચસ્વ કશા પર

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત ઉપર જ્ઞાનીનું વર્ચસ્વ ખરું કે નહીં ?

**દાદાશ્રી :** ના, ભગવાનનું, જ્ઞાનીનું કોઈનુંય વર્ચસ્વ વ્યવસ્થિત ઉપર નહીં. એનું નામ વ્યવસ્થિત. વર્ચસ્વ જ નહીં ને ! અને અમારું તો વ્યવસ્થિત ઉપર તો નહીં, પણ અહીંથી મુંબઈ જવું હોય તોય અમારું વર્ચસ્વ નથી. તમારે તો મુંબઈ જવું હોય એય વર્ચસ્વ છે. અમારે તો મુંબઈ જવું તેય વર્ચસ્વ નથી.

**પ્રશ્નકર્તા :** કંઈ વર્ચસ્વ નથી, ત્યાં બધે જ વર્ચસ્વ છે.

**દાદાશ્રી :** એ હોય નહીં. અમારામાં વર્ચસ્વ જ ના હોય ને !

### કુદરત આગળ જ્ઞાની નિરાધાર

**પ્રશ્નકર્તા :** ત્યાં અમેરિકામાં સાંજે સત્સંગમાં જવાનું હતું અને એકદમ વાવાઝોડું આવ્યું. પછી કહ્યું કે દાદા છે એટલે કશું નહીં થાય,

જોયા કરો. એક કલાકમાં તો બધું વાવાઝોડું બધું જતું રહ્યું. સાફ થઈ ગયું ને સૂર્યનારાયણ ઊગ્યા.

**દાદાશ્રી :** એવું છે ને એમાં અમે કર્તા નથી. અમારું ચલણ નથી, વાવાઝોડું આવે તો મને હઉ ઊડાડી મેલે.

**પ્રશ્નકર્તા :** પણ તમને ક્યાં ઊડાડ્યા ? તમને ઊડાડ્યા નહોતાને ?

**દાદાશ્રી :** હાજરીથી બધું બને. હાજરી અમારી હોયને તે ફાયદો થાય. એટલું જ હકીકત સ્વરૂપ છે. અત્યારે અમારી જોડે તમે બધા બેઠાં હોય, અને કો'કનો ભારે દુશ્મન અહીં આગળ મારવા નીકળ્યો હોય, ઘેર ના જડે એટલે અહીં આવે, માર માર કરતો આવે. પણ અહીં આવે એટલે પછી બંધ થઈ જાય, ભૂલી જાય. એમાં અમારું કર્તવ્યપણું નથી, હાજરી છે.

**પ્રશ્નકર્તા :** આપના રક્ષણની જવાબદારી વ્યવસ્થિત શક્તિ ઉપર ખરી ?

**દાદાશ્રી :** રક્ષણની જવાબદારી ? વ્યવસ્થિત શક્તિ શું કરવા કરે ? એ વ્યવસ્થિત શક્તિ કોઈની સર્વન્ટ નથી. એ તો ઉદાસીન શક્તિ છે. કોઈના ઉપર રાગ નહીં, દ્વેષ નહીં, એવી ઉદાસીન શક્તિ છે, સહુ સહુનો હિસાબ હોય તેને ચૂકવી દે.

## દૃષ્ટિ ફેર થયે ભોગવટો ટળે

**પ્રશ્નકર્તા :** તમે કહો એ પ્રમાણે જગત ચાલે કે ના ચાલે ?

**દાદાશ્રી :** ના, જગત તો એના સંજોગો બધા ભેગા થઈ જાય અને જે કાર્ય થવાનું હોય તે થયા કરવાનું. એના નિયમથી જ થયા કરવાનું એટલે કોઈની જરૂર જ નથી.

**પ્રશ્નકર્તા :** પણ તમે એમાં આઘુંપાછું કરી શકો ?

**દાદાશ્રી :** ના, જરાય નહીં. અમારાથી જરાય આઘુંપાછું ના થાય. એક ફક્ત એને શાંતિ અમે કરી આપીએ, પણ પેલું જે ક્રિયા

થવાની હોય એમાં ફેરફાર ના થાય, એને શાંતિ કરી આપીએ. એને જે દુઃખ હોય એ દુઃખ ઊડાડી મેલીએ. એની દૃષ્ટિ બદલી નાખીએ ! એને શાંતિ થઈ જાય બાકી બધી ક્રિયા તો થયા જ કરે. કોઈના હાથમાં સત્તા નથી, ભગવાનનાં હાથમાંય સત્તા નથી.

**પ્રશ્નકર્તા :** તમે કર્મોનો નાશ કરી શકો કે નહીં ?

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષ કર્મોનો નાશ કરી શકે. કર્મો તે અમુક પ્રકારનાં કર્મો, બધા પ્રકારનાં કર્મો નહીં. ફક્ત અમુક પ્રકારનાં કર્મો, તેનો ગોટો વાળીને નાશ કરી શકે. બસ, એટલું એમની પાસે છે અને તે જ્ઞાનથી નાશ કરવાના. બીજા કશાથી નાશ ના થાય. અજ્ઞાનથી થયેલા કર્મો તે જ્ઞાનથી નાશ થાય. બાકી બીજી કશી ક્રિયાઓમાં ફેરફાર ના થાય.

**પ્રશ્નકર્તા :** આ કર્મો તમારે ભોગવવાં ના પડે એવું તમે કરી શકો કે નહીં ?

**દાદાશ્રી :** ના. એ તો ભોગવ્યે જ છૂટકો થાય. ફક્ત અમને ભોગવવાના અડે નહીં. જગતને અડે, જ્યારે અમને અડે નહીં ફક્ત !

ડૉક્ટરો કહે છે જો બીજા કોઈને આવું ફ્રેકચર થયું હોય તો રોદણાં રડી રડીને દમ નીકળી જાય ને તમે હંમેશાય હસતા ને હસતા જ રહો છો. એટલે ભોગવટો અમારે ભોગવવો ના પડે. ભોગવટો જાણવાનો હોય ને જોવાનો હોય. તમે જેમ જોવા આવો છો. એમ અમેય જોઈએ છીએ એટલે આમાં કશો ફેરફાર ના થાય. આ તો કૃષ્ણ ભગવાનનેય તીર વાગ્યું હતું, મહાવીર ભગવાનને ખીલા વાગ્યા હતા. કર્મો ભોગવ્યે જ છૂટકો થાય !

એક જ્ઞાની પુરુષ એકલા જ મહીંલા ભગવાનની કૃપા ઉતારી શકે. બીજા કોઈનીય કૃપા ઉતરે નહીં. આ તો અશાંતિ હોય તેને શાંતિ કરે, અને બળતરા બધી ઊડાડી મેલે, જ્ઞાની પુરુષ તો મોક્ષ આપી શકે. મુક્તિ આપી શકે.

## કર્મો બદલે તો ખોવે તીર્થંકરપણું

**પ્રશ્નકર્તા :** આ જે એક્સિડન્ટનો પ્રસંગ બન્યો. તેની અંદર આપની

જે દશા જોવાની મળી, એ તો અમને તો એમ લાગ્યું કે આ ભગવાન મહાવીરને જે ઉપસર્ગ બધાં થયેલાં. એનું અમને અહીંયા ડેમોન્સ્ટ્રેશન મળ્યું. પણ બહાર લોકો દાદાનું જ્ઞાન જેને મળ્યું નથી, એવા કેટલાક જ્યારે પૂછે છે આ પ્રસંગના અંગે તો એને અમારે શું જવાબ આપવો? એ બાબતમાં કંઈ સમજ પડતી નથી.

**દાદાશ્રી :** બહારના લોકોને શું અસર થઈ ?

**પ્રશ્નકર્તા :** કારણ કે સાધારણ તમે એમ કહો છો, અમે જ્ઞાની છીએ, ચાહે સો માંગી લો, તો પછી એ કોઈ પૂછે છે, જો આ પ્રમાણે હતું તો પછી જ્ઞાની પુરુષને આ અકસ્માત થયો, તેની અંદર એ કશું ના કરી શકે ?

**દાદાશ્રી :** એ કશું ના કરી શકે. કારણ કે એ પોતે જુદા છે. હા, વસ્તુ બની છે એનાથી એ પોતે જુદા છે, એટલે વસ્તુને માટે એ જો કંઈ કરવા જાય તો રાગ છે એમ કહેવાય અને ના કરે તો દ્વેષ છે એમ કહેવાય. એટલે એમને કરવું-ના કરવું કંઈ હોય નહીં. જોયા જ કરે બસ.

**પ્રશ્નકર્તા :** પણ કરી શકે ખરાં ?

**દાદાશ્રી :** ના, ના.

**પ્રશ્નકર્તા :** કરવું હોય તો કરી શકાય ખરું ?

**દાદાશ્રી :** કરી શકે તો મહાવીરપણું જાય એમનું.

**પ્રશ્નકર્તા :** પણ એ કરવાની સત્તા ખરી ?

**દાદાશ્રી :** ખરી ને ! એનું નામ જ અહંકાર ને !

**પ્રશ્નકર્તા :** આ અકસ્માતને આપ એવોઈડ કરી શકો ? આ આવું ન થાય એવું કંઈક કરી શકાય ?

**દાદાશ્રી :** માણસ કરે નહીં. જ્ઞાની પુરુષ કલ્પના કરે ને, એટલે દેવલોકોનો સાથ મળે અને દેવલોકો કરી નાખે બસ. એ તો પોતે ન કરી શકે.

**પ્રશ્નકર્તા :** વિધિ કરીને નીકળીએ ઘરેથી તો વિઘ્નો દૂર થઈ જાયને વિઘ્નકર્મ દૂર થઈ જાય ને !

**દાદાશ્રી :** ના, પણ એ વિધિ એક્ઝેક્ટ થાય જ નહીં તે દહાડે.

**પ્રશ્નકર્તા :** એ સાંધો મળે છે. આપે કીધું કે સંજોગો તે વખતે બધા ભેગા થઈ ગયા હોય.

**દાદાશ્રી :** એટલે સરસ વિધિ થાય નહીં.

**પ્રશ્નકર્તા :** તો અમને આ જોવાથી આ ડેમોન્સ્ટ્રેશન મળ્યું. આ પેલું તો આપે કીધેલું એટલે શ્રદ્ધાથી અમે માની લીધું હતું. પણ આ તો જોવા મળ્યુ કે દાદાની દશા આવી છે અને દાદા આ પ્રમાણે રહે છે.

## બધું છે વ્યવસ્થિત

**પ્રશ્નકર્તા :** જો બધું વ્યવસ્થિત જ છે. તો પછી કોઈ કોઈને મદદ કરી શકે છે ?

**દાદાશ્રી :** નહીં, મદદ કરી શકે નહીં. મદદ કરી શકે છે અગર મારી શકે છે કે અગર બધું કરી શકે એ બધું વ્યવસ્થિત જ છે. બધું વ્યવસ્થિત છે ત્યાં. આ બોલ્યા તેય વ્યવસ્થિત. અને હું આ જવાબ આપું છું તેય વ્યવસ્થિત છે. એટલે વાત તો સમજવી પડશે ને ?

**પ્રશ્નકર્તા :** તો તમે પેલા ભાઈને ક્યા આધારે કહ્યું કે તારી બધી મુશ્કેલીઓ જતી રહેશે. કારણકે બધું વ્યવસ્થિત છે ને ?

**દાદાશ્રી :** એ તો જે થવાનું હોય ને તે અમારા મોઢે વાત નીકળી જાય. એને આશીર્વાદ કહેવાય. નવું કશું કરી ના શકે. આશીર્વાદથી પેકીંગ થઈને માલ આવે અને પેલું પેકીંગ થયા વગરનું આવે. આ સચવાયેલો માલ આવે.

**પ્રશ્નકર્તા :** એ તો જાણવા માટે કે આશીર્વાદથી ફરક પડે ને ?

**દાદાશ્રી :** આશીર્વાદ તો જ નીકળે, એનું જે બનવાનું હોયને તો

જ નીકળે. તો જ એને લેવા આવવાની ભાવના થાય. નિમિત્ત હોય છે આ વસ્તુ. પણ ફેરફાર બહુ હોય. પણ આશીર્વાદ વગરનું અને આશીર્વાદવાળું, પેલું પેકીંગ ના કરેલું હોય આ પેકીંગ કરેલું હોય, બહુ એડજસ્ટમેન્ટ હોય. અમારાથી કહેવાનું નિમિત્ત જ ક્યારે બને ? એ બનવાનું હોય તો જ. નહીં તો સો માણસમાંથી એકાદ માણસ બોલતું હશે કે મને આશીર્વાદ આપો. એ જ્યારે એનો હિસાબ હોય ત્યારે જ કહે. આ બધું હિસાબી છે બધું બાબત.

**પ્રશ્નકર્તા :** પણ અમે તમારી આગળ આવીને બોલીએ નહીં, પણ અમે મનમાં માંગતા હોઈએ તમારી પાસે, તો એ મળે ?

**દાદાશ્રી :** એ માંગતા હોઈએ તેય માંગવાનું ને.

**પ્રશ્નકર્તા :** અને મળે જ ને !

**દાદાશ્રી :** વહેલું પૂરું થાય તેને. અંતરાય તૂટી જાય બધા. બધા એ જ કરે છે ને, દાદા ભગવાન પાસે માંગ માંગ જ કરે છે ને એમનું કામ પૂરું થઈ જાય છે. એ કંઈ એક-બે માણસોનું કામ પૂરું થાય છે ? હજારો માણસોનું કામ પૂરું થાય છે. નિમિત્ત છે એ, જશના નિમિત્ત, યશનામ કર્મ છે.

**પ્રશ્નકર્તા :** આપ વ્યવસ્થિત માનો છે, તો પ્રગટ આત્માના આશીર્વાદ ફળે ખરા ? વ્યવસ્થિતનું સૂક્ષ્મ વિજ્ઞાન જાણવું છે.

**દાદાશ્રી :** વ્યવસ્થિતમાં હોય તો જ ફળવાનાને, આશીર્વાદ લેનાર ને દેનાર વ્યવસ્થિતમાં હોય તો જ ભેગા થાય. એટલે ફળે જ ને અને ના ફળવાના હોય તો નાય ફળે. પણ એનો વ્યવસ્થિત હિસાબ જ છે ને. એ કંઈ નવું થતું નથી. અત્યારે હું બોલી રહ્યો છું તેય નવું થતું નથી. વ્યવસ્થિત હોય તો જ બધું થાય છે.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત એટલે આગળ એનું નક્કી થઈ ગયું હોય. તો કેમનું ફળ ફરે ?

**દાદાશ્રી :** એમનાં આશીર્વાદ એટલે શું હોય છે, એમનું યશનામ

કર્મ હોય છે. યશનામ કર્મ એટલે એને તમે માગણી કરી એટલે યશ અમને મળવાનો હોય એટલે એ ફળે જ. યશનામ કર્મ મોટું લાવેલા હોય, તે હાથ અડે એટલે એનું કામ થઈ જાય. એટલે એને ફળે. એટલે પછી લોકો યશ આપે કે 'દાદાએ આ શું કર્યું !' અમે કહીએ, 'જો ભઈ અમે નથી કર્યું. આ તો યશનામ કર્મનું ફળ છે'. એ કહે કે 'તમે જ ચમત્કાર કર્યો.' મેં કહ્યું, 'ચમત્કાર ન્હોય, આ યશનામ કર્મ છે.' આ જેમ અપયશ હોય છે ને તે ઘણાં માણસ કામ કરે તોય અપયશ મળે અને અમે કામ ના કરીએ તોય યશ મળ્યા કરે ને એનું કામ થઈ જ જાય અડીએ એટલે. યશનામ કર્મ અને અપયશ નામ કર્મ એમ બે જાતના કર્મ હોય છે. હવે અપયશ લઈને આવ્યો હોય ને અહીં ગમે તેટલી મહેનત કરે તોય એને અપયશ જ મળ્યા કરે. અને અમને જશ ચોગરદમનો મળે. અમે એવું લઈને આવેલા. એટલે પેલાનું કામ થઈ જાય.

## દેવ-દેવીઓ પણ વ્યવસ્થિતની સત્તામાં !

**પ્રશ્નકર્તા :** આપણે કોઈપણ માણસ જન્મે છે, ત્યારથી કહે છે કે એની જે આખી જીંદગી છે, એ નક્કી થયેલી હોય છે, ડિટરમાઈન્ડ હોય છે, નિશ્ચિત થયેલી હોય છે, એની આખી લાઈફમાં શું શું થવાનું છે. તો કહે, આપણે આર્શીવાદ લઈએ, તો આપણે એ જે ટ્રેક આપણી નક્કી થયેલી છે, એમાં આપણું ફેરફાર થાય ?

**દાદાશ્રી :** એ નક્કી થયું તેમાં આવી ગયું. જે નક્કી થયું છે ને તેમાં આ આર્શીવાદ પણ નક્કી થઈ ગયેલું છે મહીં. નક્કી થયું છે તેની મહીં આ પણ નક્કી થઈ ગયેલું છે, તે આ કરે તો જ થાય.

**પ્રશ્નકર્તા :** બહુ સિમ્પલ આન્સર છે, સહેલો ને સરળ જવાબ છે.

**દાદાશ્રી :** નિશ્ચિત છે તો એનો અર્થ આવો નહીં કરવાનો, કે બંધ આંખે ગાડી ચલાવાય, નિશ્ચિત છે એટલે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** નિશ્ચિત થયેલું છે. પણ ઉઘાડી આંખે નિશ્ચિત થયેલું છે અને સાવધાનીપૂર્વક નિશ્ચિત થયેલું છે, પછી અથડાય એ નિશ્ચિત. તો

એનો અર્થ એવો ન કરવો જોઈએ કે હવે થઈ જશે આ. કાર્ય કરવું જોઈએ આપણે, વી આર ડ્યુટી બાઉન્ડ. એટલે માણસે વર્ક કર્યા કરવું જોઈએ અને પછી નિશ્ચિત હશે એ પ્રમાણે થશે. વર્ક તો કર્યા જ કરવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** દેવ-દેવીઓની આપણે પૂજા કરીએ, એની ભક્તિ કરીએ, તો આપણને આપણી કંઈ મનોકામના સિદ્ધ થાય, તો મારું કહેવું એમ છે કે જે વસ્તુ નક્કી જ થયેલી છે, એમાં દેવ-દેવીઓ ફેરફાર કેવી રીતે કરે ?

**દાદાશ્રી :** એવું નક્કી થયેલું હોતું જ નથી. નક્કી થયેલું હોય, ત્યાર પછી ઘેર સૂઈ જ રહેવાનું ને ?

**પ્રશ્નકર્તા :** એટલે પુરુષાર્થ કરવાનો રહે છે ?

**દાદાશ્રી :** ભ્રાંતિમાં ભ્રાંત પુરુષાર્થ અને જ્ઞાન થયાં પછી સાચો પુરુષાર્થ. બેઉ પુરુષાર્થની જરૂર છે. એમ ને એમ સૂઈ રહેવાનું નથી. પછી માતાજીની સેવા કરતો હોય, તો તે ફળ મળે એને, રિલેટીવ ફળ મળે.

**પ્રશ્નકર્તા :** પણ જે, એ લોકોની ભક્તિ કરે, માતાજીની દેવીની તો એનું વ્યવસ્થિતમાં ફેરફાર થાય, એનો અર્થ એ થયો ને ?

**દાદાશ્રી :** વ્યવસ્થિતમાં ફેરફાર થઈ શકે એમ છે જ નહીં.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એ થયો કે વ્યવસ્થિત આવું આવવાનું હતું, એટલે દેવ-દેવીની પૂજા કરે છે.

**દાદાશ્રી :** હા. હા. બરાબર છે. પણ વ્યવસ્થિત લાવનાર પોતે જ છે. વ્યવસ્થિત કંઈ કોઈ એવી સત્તા નથી કે જે આપણા સિવાય વ્યવસ્થિત ઊભું થઈ જાય. વ્યવસ્થિત પોતાના આધારે જ આવે છે. તમને માતાજી આવે ને બીજાને માતાજી ના આવે, દર્શન કરે તો. એટલે પોતે જ લાવેલા છે બધું. આ વ્યવસ્થિત પોતે બનાવેલું છે.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ પરમાણુઓ ઉપર જે સંસ્કાર પડ્યા હોય તે રીતે થાય ને ?

**દાદાશ્રી :** ના, અવસ્થિતનું વ્યવસ્થિત થયેલું છે.

## નિશ્ચય તો કરવો જ પડે

**પ્રશ્નકર્તા :** તમે ઘણીવાર એમ કહો છો, કે ભાવ કરો, ભાવ કરો. તો તમે આ જ્ઞાન આપો તો ભાવ તો તમે કાઢી નાખો છો.

**દાદાશ્રી :** એ તો આ ભાવ તો નિશ્ચય છે. પુરણ ભાવ ઊડી ગયો, ગલન ભાવ રહ્યો. જીવતો ભાવ ઊડી ગયો, નિર્જીવ ભાવ રહ્યો હવે. ડિસ્ચાર્જ ભાવ.

**પ્રશ્નકર્તા :** ડિસ્ચાર્જ ભાવમાં પછી કરવાનું કંઈ રહ્યું નહીં ને, એ તો એની મેળે થયા જ કરે છે ને !

**દાદાશ્રી :** પણ ભાવ નક્કી કરવો જોઈએ ને. આપણે જે ગામમાં જવું છે એ નક્કી તો કરવું પડે ને !

**પ્રશ્નકર્તા :** એટલે ભાવનો અર્થ નિશ્ચય થયો ?

**દાદાશ્રી :** જે ના થતું હોય તેનો નિશ્ચય કરવો પડે આપણે. હા, નિશ્ચય કરો તો થાય ને ! વ્યવસ્થિતમાં છે એમ કરીને બેસી રહીએ તો ચાલે કંઈ, એ તો વ્યવસ્થિતનો અર્થ એવો નહીં કરવાનો !

બધું થયા કરે છે, પણ એવું ના બોલાય કે, બધું થયા કરે છે, એટલે પ્રયત્નને ખસેડ્યો કહેવાય. એટલે પોતે, શું થાય છે એ જોયા કરે, તો વ્યવસ્થિત છે. પણ એવું ભાન હોય નહીં. અને પછી કહે, બધું ચાલ્યા જ કરે છે, એવું તેવું બોલે તો અવળું થાય બધું. 'ચંદુભાઈ શું કરે છે' એ તમારે જોયા કરવાનું. એટલું જ તમારે કરવું જોઈએ.

## ઈચ્છા નહીં, પણ નિશ્ચય

**પ્રશ્નકર્તા :** આપ્તવાણીમાં કહ્યું છે કે 'વીલ પાવર'થી કાર્ય થઈ શકે એટલે ઈચ્છાશક્તિથી તમારો અંતરાય તૂટે. હવે કોઈ પણ વસ્તુની ઈચ્છા કરવાથી તેનાં અંતરાય જ પડે. એવું પણ લખ્યું છે.

**દાદાશ્રી :** ઈચ્છા કરવાની નહીં. પણ નિશ્ચય કરવાનો કહ્યો છે. નિશ્ચયથી ગમે તેવો અંતરાય તૂટી જ જાય. આમાં નિશ્ચય જોઈએ. ઈચ્છાનો સવાલ આમાં ક્યાં આવ્યો ?

**પ્રશ્નકર્તા :** નિશ્ચય અને ઈચ્છામાં શું ફેર ?

**દાદાશ્રી :** બહુ ફેર, ઈચ્છા એટલે તો પોતાની ગમતી વસ્તુ અને નિશ્ચય તો 'એક્ઝેક્ટનેસ' છે. અન્ઈચ્છા એ ના ગમતી વસ્તુ અને ઈચ્છા એ ગમતી વસ્તુ અને નિશ્ચયને અને એને કશું લેવા-દેવા નથી. નિશ્ચય તો નિર્ધાર કર્યો આપણે.

**પ્રશ્નકર્તા :** નિશ્ચય અને ઈચ્છાનો દાખલો આપો.

**દાદાશ્રી :** મનગમતી વસ્તુ આપણે લેવા જવું તે ઈચ્છા કરવી પડે. કોઈ કાર્ય કરવું હોય તો નિશ્ચય કરવો પડે. અન્ઈચ્છાવાળી ચીજ લેવા જતાં એ માણસ કેટલો સ્પીડી ચાલે ?

**પ્રશ્નકર્તા :** બેસી જ જાય.

**દાદાશ્રી :** અને ઈચ્છાવાળી ?

**પ્રશ્નકર્તા :** દોડે.

**દાદાશ્રી :** અને નિશ્ચય એ બેથી પર હોય.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે પાંચ આજ્ઞા પાળવાનો નિશ્ચય કરવો જોઈએ.

**દાદાશ્રી :** બસ, નિશ્ચય કરવો જોઈએ એટલે પછી એની મેળે પળાઈ જ જશે. નિશ્ચય તમારો જોઈએ. એને ઢીલું મૂકો તો પછી શું ? તમે કહો કે મારે દાદા પાસે જવું જ છે. તે ગમે તેટલા અંતરાય હશે. તોય નિશ્ચય કરે તો અંતરાય તૂટી જશે અને નથી જવાતું તે 'વ્યવસ્થિત છે' કહેશે તો પછી બગડી જાય.

**પ્રશ્નકર્તા :** કોઈ સત્સંગ કરવાનો નિશ્ચય કરીને નીકળે અને એને

દાદાનો સત્સંગ ના થાય તો એ વ્યક્તિને કેવો લાભ થાય ? સત્સંગ થયો એવો લાભ કે એનાથી ઓછો કે વધારે ?

**દાદાશ્રી :** ખાલી ભાવફળ મળે. કોઈ આપણને કહે કે, 'લો', 'જમો', તો પણ શું મળ્યું ?

**પ્રશ્નકર્તા :** એવું બને કે સત્સંગ કરવા માટે નિશ્ચય કરીને નીકળીએ પણ સામે કોઈ મળ્યો કે ચાલો તમારે મારી સાથે જ્યાં એક્સિડન્ટ થયો છે ત્યાં આવવું જ પડશે, તો શું કરવું ?

**દાદાશ્રી :** એ આપણે 'વ્યવસ્થિત' કહીને ત્યાં જઈએ.

**પ્રશ્નકર્તા :** હવે 'વ્યવસ્થિત' કહીને ગયા, પણ દાદાનો સત્સંગ તો ના થયો, તો પણ એ સત્સંગનું ફળ મળે ?

**દાદાશ્રી :** જમવા બેસીએ પણ કોઈ બોલાવવા આવ્યું એટલે બહાર જવું પડે. પણ પેટમાં ભૂખ તો કંઈ છોડી દે ? એ તો મહીં પેટમાં જમવાનું પેસે તો જ કામનું. ભાવના તો બધી સોનાની કરીએ આપણે, તેમાં કશું વળે નહીં ને ? 'વ્યવસ્થિત' છે એ 'વ્યવસ્થિત' ! છતાં બનતાં સુધી આવું બનતું નથી. કો'ક વખત હોય એ કંઈ કાયમનું હોતું નથી. આપણો નિશ્ચય હોય તો કોઈ રોકનાર જ નથી. અદબદ રાખવાની જરૂર નથી. લપસણું આવ્યું હોય, એક માઈલ સુધી અને મનમાં થાય કે લપસી પડીશ તો ? તો પછી એનો ઉપાય નથી. 'ના જ લપસું, કેમ લપસાય ?' એવો નિશ્ચય જોઈએ. તો એવી વ્યવસ્થા પગ કરશે, મન ને બધાં સીધાં રહેશે. 'કેમ લપસાય ?' કહીએ, એવો નિશ્ચય કર્યો કે બધું ચોખ્ખું ! તેમ છતાંય પછી લપસી પડે તો 'વ્યવસ્થિત' !

**પ્રશ્નકર્તા :** એટલે દાદા. નિશ્ચયની અંદર અંતરાય તોડવાની શક્તિ ખરી ?

**દાદાશ્રી :** હા, બધા અંતરાય તોડી નાખે. કોઈ અંતરાય પડવા ના દે.

**પ્રશ્નકર્તા :** ત્યારે અંતરાય જે નડે છે તે નિશ્ચયની ખામી ?

**દાદાશ્રી :** નિશ્ચયની જ ખામી છે. પોતે કરેલાં અંતરાય, પોતે ઊભા કરેલા, નિશ્ચયથી ઊડી જાય. કેમ જમવામાં અંતરાય નહીં પડતો હોય,

કોઈ દહાડો ? ચામાં અંતરાય કેમ પડવા નથી દેતો ? આ બધાં અંતરાયો જાણી જોઈને પાડેલા છે. અજાણે અંતરાય પડતાં હોય તો ચામાં, બીજામાં બધામાં પડે, પણ ત્યાં તો કશું પડતા નથી. બહુ પાકાં લોક છે ને ! એ પાકાઈએ જ એમને માર્યા, કાચો હોત તો સારો.

**પ્રશ્નકર્તા :** એટલે જો નિશ્ચયબળ હોય તો અંતરાય તૂટી જ જાય.

**દાદાશ્રી :** નિશ્ચયબળ તો મોક્ષે લઈ જાય અને અનિશ્ચય તેનાથી જ આ બધું અટક્યું છે.

**પ્રશ્નકર્તા :** અનિશ્ચય અને અનિર્ણય, એ બે એક જ ને ?

**દાદાશ્રી :** એક જ પણ અનિશ્ચયનું જોર વધારે છે.

**પ્રશ્નકર્તા :** નિશ્ચય એ ફરજિયાત છે ?

**દાદાશ્રી :** ના, ફરજિયાત કશુંય નથી. નિશ્ચય એટલે તો આપણો ધ્યેય છે. એ ધ્યેય તરફ લઈ જનારી વસ્તુ.

**પ્રશ્નકર્તા :** છતાં ઘણી વાર અંદર દ્વિધા ઉત્પન્ન થાય કે 'ટુ બી ઓર નોટ ટુ બી'.

**દાદાશ્રી :** હા, બસ દ્વિધા ઉત્પન્ન થાય. એમાં કશો ભલીવાર ના હોય. એ તો નિશ્ચય જોઈએ કે મારે સવારમાં જવું જ છે, તે એ ચાલ્યો જ, જાણો ને !

**પ્રશ્નકર્તા :** એટલે એવો નિશ્ચય કર્યો તો તે અહંકાર કર્યો ના કહેવાય ?

**દાદાશ્રી :** તમને આ જ્ઞાન લીધા પછી (મહાત્માઓને) અહંકાર રહ્યો જ નહીં, પછી કરવાનો ક્યાં રહ્યો ?! અને જે હશે તે 'ડીસ્ચાર્જ' અહંકાર છે.

## પાંચ આજ્ઞા એ પુરુષાર્થ

**પ્રશ્નકર્તા :** પાંચ આજ્ઞા પાળવાનો નિશ્ચય કરવાનો, એટલે એ નિશ્ચય વ્યવસ્થિતના તાબે નહીંને ?

**દાદાશ્રી :** ના, એ વ્યવસ્થિતના તાબે નહીં. એ ફક્ત નવો પુરુષાર્થ છે. આવતા ભવમાં પુણ્યૈ બંધાય એવો. એ ભવમાં ત્યાં આગળ પાછો પ્રભુની પાસે બેઠાં બેઠાં, તે ઘેર બેઠાં બેઠાં મહેનત કર્યા વગર મળી આવે બધું, સંજોગો એવું જોઈએને, બધું ? તેની બધી તૈયારી છે, અપર કલાસની. સમજ પડીને !

નિશ્ચય આપણે કરવો પડે. વ્યવસ્થિત નિશ્ચય ના કરે.

## પડે ફેર ભોગવટામાં

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિતરૂપે થવાનું છે તે થાય છે. પણ આ જ્ઞાન થી વ્યવસ્થિતમાં જે થવાનું છે એમાં કંઈ ફેર પડે ખરો ?

**દાદાશ્રી :** એ જ્ઞાનથી તો બધો ફેર જ પડી જાયને. એવું છે ને વ્યવસ્થિતમાં શું આવ્યું ? કે અજ્ઞાનીને વ્યવસ્થિત કેવું છે ? અજ્ઞાનતા સાથેનું છે અને જ્ઞાનીને વ્યવસ્થિત કેવું છે ? જ્ઞાન સાથેનું છે. અજ્ઞાનીને છે તે ખોવાઈ ગયા હોય રૂપિયા પાંચસો-સાતસો તો રો-કકળાટ કરે. એ અજ્ઞાનતા છે એની. અને જ્ઞાન સાથે તો શાંતિ સાથે રહે. 'જ્ઞાની વેદે ધૈર્યથી, અજ્ઞાની વેદે રોઈ.'

**પ્રશ્નકર્તા :** પણ જે થવાનું છે એ તો થવાનું છે.

**દાદાશ્રી :** એમાં ફેરફાર કશો થાય નહીં. પણ જ્ઞાનથી હલકું બહુ થઈ જાય. અજ્ઞાનથી આપણે ગાંઠ વાળેલી હોય પૂર્વભવની તો આમ છોડવા જઈએ તો પછી વધારે ઊલ્ટી બંધાય. અને આ જ્ઞાનથી, ગાંઠોમાં હાથ જ મારીએ ને તો છૂટી જાય. એટલું હલકું થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આપણે જો જ્ઞાતા-દ્રષ્ટા રહીએ તો વ્યવસ્થિતમાં ફેરફાર થાય ખરો ? બદલાય ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત તો બધું ફેરફારવાળું છેને, જ્ઞાતા-દ્રષ્ટા રહે તેને બધુંય વ્યવસ્થિત ફરી ગયું. પેલો ગાળો ભાંડે પણ આપણે જ્ઞાતા- દ્રષ્ટા રહ્યા, એ ગાળ ભાંડનાર કોણ, તેના જ્ઞાતા-દ્રષ્ટા રહ્યા. ગાળ કોને ભાંડે છે, તેના

જ્ઞાતા-દ્રષ્ટા. ગાળ ભાંડનાર કોણ કોણ છે ? એકલો મૂઓ છે. એક-બે જણ છે. એક નિર્દોષ હોય અને બીજો દોષિત હોય. આ ગાળ કોને ભાંડે છે, એ તે પણ જાણતો હોય. એવી રીતે જેને આ ઉઘાડ થયેલો છે તેને વાર ના લાગે ને !

**પ્રશ્નકર્તા :** વાર ના લાગે, પણ એટલે વ્યવસ્થિતમાં ફેરફાર થાય ?

**દાદાશ્રી :** વ્યવસ્થિતમાં ફેરફાર જ થઈ ગયો ને ! છો ને બારસો મણ ગાળો ભાંડતો હોય પણ વ્યવસ્થિતમાં ફેરફાર થયું. એ વ્યવસ્થિત અડ્યું જ નહીંને !

**પ્રશ્નકર્તા :** 'ગાળો દીધી' એ આપણે જોયું અને 'કોને ગાળો દીધી' એ પણ આપણે જોયું !

**દાદાશ્રી :** વ્યવસ્થિત એટલે શાથી ? વ્યવસ્થિત એટલે શું ? કે ભઈ, આ બનવા યોગ્ય હતું તે બન્યું છે અને તે એક્ઝેક્ટ છે. આપણને એવું કર્મફળ મળ્યું છે. પણ એ જેને ભોગવે તેને, પણ જ્ઞાતા-દ્રષ્ટા રહે તેને વ્યવસ્થિતનો શો હિસાબ છે ! આ અવલંબન કોને જરૂર છે ? વેદતો હોય તેને. આપણે ત્યાં પાંચ-સાત મહેમાન આવ્યા છે, પછી ત્રણ જણ પાછા બીજા આવ્યા. એટલે મનમાં છે તે ઉપાધિ થવા જાય, તો આપણે દાદાના જ્ઞાનમાં રહીએ કે વ્યવસ્થિત છે ને જે થયું તે ખરું. તે એને એ વ્યવસ્થિત હેલ્પ કરે છે, ત્યાં આગળ. પણ જે જ્ઞાતા-દ્રષ્ટા છે એને તો કોઈની હેલ્પનીય જરૂર નથી અને એને ના, હેલ્પની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** એ તો જેમ છે તેમ જુઓ જ્ઞાતા-દ્રષ્ટામાં, એ જ થયુંને !

**દાદાશ્રી :** હા.

## અપવાદરૂપ ફેરફાર, જ્ઞાનીની આજ્ઞાથી

**પ્રશ્નકર્તા :** આપને પૂછેલું કે, અમારી આ જે વાણી છે એ વાણી બરાબર નથી. વાણી સુધારવા માટે શું કરવું ? કે અમારી વાણી જે છે, એ તો આગળથી ચાર્જ થયેલી બેટરી છે. અને પછી 'ડીસ્ચાર્જ' થાય. તો

વાણીમાં મારે ફેરફાર કરવો છે. તો આપે કહ્યું કે, જ્ઞાનીની આજ્ઞા લો. જ્ઞાનીની આજ્ઞાથી ફેરફાર થઈ શકે. મૌન ધારણ કરવાનું અને મૌન ધારણ કરીને પછી ફેરફાર થઈ શકે.

**દાદાશ્રી :** તે આજ્ઞા મળે નહીં ને, એ તો કોઈ આપે નહીંને આજ્ઞા. આજ્ઞા આપે તો ફેરફાર થાય.

**પ્રશ્નકર્તા :** હા. પણ આજ્ઞા આપે તો ફેરફાર થાય ને ?

**દાદાશ્રી :** પણ આપે નહીંને કોઈ ને, એ તો કો'ક વખત મળી જાય.

**પ્રશ્નકર્તા :** હા. પણ જ્યારે પણ મળી જાય, કોઈક વખત મળી જાય.

**દાદાશ્રી :** મળી જાય, એ આપે નહીં. એ આજ્ઞા તો કૃપા ઊતરે તો થાય, નહીં તો થાય નહીં.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત એટલે બધું ડિસ્ચાર્જરૂપ જ ને ? તો કૃપા તો ડિસ્ચાર્જમાં લઈને આવેલાં હોય ને ! અત્યારની કૃપા તો કામમાં ના આવે ને ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત એટલે શું ? કૃપા થયા પછીનું આવે તે વ્યવસ્થિત. અવકૃપા, વિરાધના થઈ હોય તેનુંય વ્યવસ્થિત આવે ને આરાધના થઈ હોય તેનુંય વ્યવસ્થિત આવે. બે વસ્તુનું વ્યવસ્થિત આવે. આ વિરાધનાનું ફળ અને આ કૃપાનું ફળ, બેનું ફળ વ્યવસ્થિત આવે.

**પ્રશ્નકર્તા :** પણ તમે તો અત્યારે બધાને સરખી કૃપા કરો છોને ?

**દાદાશ્રી :** હા, એ સરખી દેખાય ખરી. પણ કોઈને સરખી હોય નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે કૃપા તો વ્યવસ્થિત પ્રમાણે જ હોય ?

**દાદાશ્રી :** ના, ના. વ્યવસ્થિત પ્રમાણે નહીં. કૃપા પ્રમાણે વ્યવસ્થિત આવીને ઊભું રહે.

**પ્રશ્નકર્તા :** તો તમને તમારા માટે તો બધાં સરખાં જ હોય ને ?

**દાદાશ્રી :** અમને બધાંય સરખાં, અને કૃપા જુદી જુદી !

**પ્રશ્નકર્તા :** તમને જો બધાં સરખાં હોય તો કૃપા કેવી રીતે જુદી જુદી હોય ?

**દાદાશ્રી :** અમને સરખાં છેય ખરાં. પણ બધાં જુદાં જ છે ને ! વાણીય જુદી છેને બધાંની ?

**પ્રશ્નકર્તા :** તો પછી કૃપાનું મૂળ કારણ શું ?

**દાદાશ્રી :** સોગીયું મોઢું કરીને બેસી રહ્યો હોય એની પર કૃપા તો શી રીતે થાય ? સોગીયું મોઢું કરીને બેસી રહે અને કહેશે 'મને કૃપા ઉતારો'. અરે, આવું ના ઉતરે ! બુદ્ધિ વાપરે ત્યાં કૃપા જરા ઓછી થાય.

**પ્રશ્નકર્તા :** તો એ સામેવાળાનું વ્યવસ્થિત જ થઈ ગયું ને, કારણ કે એને એટલી કૃપા ઓછી મળવાની હોય એટલે એ બુદ્ધિ વાપરે. કૃપા ઓછી મળવાની હોય એટલે સામેનો માણસ સોગીયું મોઢું લઈને જ બેસે.

**દાદાશ્રી :** ના, એવું નહીં. એણે ભાવ રાખવાનાં છે. 'મારે કૃપા પ્રાપ્ત કરવી છે' એવો ભાવ ! જેમ ચેતતો કેવો રહે છે ને કે 'વિરાધના ના થાય, વિરાધના ના થાય !' અરે, કંઈ નહીં થઈ જાય. પણ ના, એ ચેતતો રહે. તમને નથી લાગતું, વિરાધના ના થાય એટલા માટે ખૂબ ચેતે લોકો ? ભગવાનની કોઈ જગ્યાએ વિરાધના ના થાય. એવું આરાધના અવશ્ય કરો. એટલે કૃપા અવશ્ય પ્રાપ્ત થાય.

**પ્રશ્નકર્તા :** દાદા, આપની કૃપાથી વ્યવસ્થિત બદલાઈ જાય ?

**દાદાશ્રી :** હા, વ્યવસ્થિત એ કૃપા પછી આવે. પહેલું વ્યવસ્થિત પછી કૃપા, એવું નહીં !

**પ્રશ્નકર્તા :** પણ વ્યવસ્થિત તો ગયા અવતારનાં બધા કોઝીઝના પરિણામરૂપે છે.

**દાદાશ્રી :** હા, પણ આ કૃપા આનો એક સંજોગ, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સીસમાં એક એવિડન્સ છે !

**પ્રશ્નકર્તા :** હવે વાણીમાં સુધારો કરવો હોય તો કેમ કરવું ?

**દાદાશ્રી :** વાણી પોતે પોતાની મેળે સુધારી ન શકે, એ ટેપરેકર્ડ થઈ ગયેલી છે.

**પ્રશ્નકર્તા :** હા, એટલે જ ને ? એટલે વ્યવસ્થિત થયેલું છે.

**દાદાશ્રી :** વ્યવસ્થિત થયેલું છે, એ હવે અહીં આગળ જ્ઞાની પુરુષની છે તે કૃપા ઉતરે તો ફેરફાર થઈ જાય. કૃપા ઉતરવી એ મુશ્કેલ છે.

**પ્રશ્નકર્તા :** પણ જો વ્યવસ્થિતમાં એ ન હોય તો કૃપા ન ઉતરે.

**દાદાશ્રી :** નહીં, એ બધું, બુદ્ધિમાં લીધા ના કરશો !

**પ્રશ્નકર્તા :** એટલે વ્યવસ્થિત ચેન્જ થઈ શકે છે ?

**દાદાશ્રી :** એટલું જ આ વ્યવસ્થિતમાં આટલો જ ચેન્જ છે. પણ જે વાણી છે એ ઈફેક્ટ છે અને કોઝિઝ કર્યા છે એ પ્રમાણે નીકળે છે, હવે એને સુધારવી છે. તો જ્ઞાનીની આજ્ઞા, તારો નિશ્ચય, ફેરફાર કરી શકે ! આ જે કંઈ આ ઈફેક્ટમાં આજ્ઞા એકલી જ એને કામ કરે છે.

એ આજ્ઞા સિવાય બીજો કોઈ રસ્તો નથી, જેમ છે તે અહીં અમદાવાદમાં ફાંસી અપાતી હતી. ત્યારે સર બેરો નીકળે અને સર બેરોની દૃષ્ટિ પડે તો એને ફાંસી ઉપરથી ઉતારી દેવો પડે, એવું જ્ઞાનીની આજ્ઞાથી બને.

**પ્રશ્નકર્તા :** પણ આપે તો ત્યાં સુધી કહેલું કે જ્ઞાનીની આજ્ઞાથી વ્યવસ્થિત તૂટે છે.

**દાદાશ્રી :** હા, તે બધું જ તૂટી જાય. હા બરોબર છે. જ્ઞાનીની આજ્ઞાથી શું ના થાય ?

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત બદલાય ? વ્યવસ્થિત આખું ઊડી જાય ?

**દાદાશ્રી :** આખું બધું ના ઊડે, અમુક ભાગ એનો ઊડે.

## અનોખી અજાયબી જ્ઞાનીની આજ્ઞાની !

**પ્રશ્નકર્તા :** ત્યારે મારો એ પ્રશ્ન હતો, કે દાદા, આ જો બની શકતું હોય તો એનો અર્થ એ થયો કે વ્યવસ્થિતમાં ફેરફાર થઈ શકે છે.

**દાદાશ્રી :** જ્ઞાનીની વાણી એકલી જ કરી શકે, બીજું કોઈ નહીં !

**પ્રશ્નકર્તા :** હા, એ બરોબર છે. તો પછી વ્યવસ્થિત અવ્યવસ્થિત થઈ શકે છે, એવોય અર્થ નીકળે.

**દાદાશ્રી :** ના, અવ્યવસ્થિત નહીં. એ અવ્યવસ્થિત નથી હોતું. એ તો જ્ઞાનીનું વચનબળ એટલું બધું છે કે વ્યવસ્થિતને ફેરફાર કરી નાખે. અને વ્યવસ્થિત તો, જો તમે ધ્યાન કરોને, તેનાથીય ફેરફાર થાય. પણ તે વ્યવસ્થિત, વ્યવસ્થિતનો ભાગ બન્યા વગર રહે નહીં. એટલે આ જ્ઞાનીનું વચનબળ હોયને, એ ચેતન સ્વભાવનું છે. તે સંસારમાં જતાં પ્રતિબંધ કરાવે. સંસાર આખો ઉખેડી નાંખે.

**પ્રશ્નકર્તા :** આ બન્યું એ પણ વ્યવસ્થિતના આધારે જ એ બન્યું, કહેવાયને ? આપે કહ્યું એ પણ વ્યવસ્થિત, આ થવાનું એ પણ વ્યવસ્થિત ?

**દાદાશ્રી :** એ બધું બરોબર છે. પછી એની પર વ્યવસ્થિત જે કહેવું હોય તે, પછી આ થવાનું એ આમ કે તેમ થયું, એમ કહે છે. અરે, એક્ઝેક્ટલી એવું નથી. આ જ્ઞાન આપીએ છીએ તે થવાની વસ્તુ નથી થયેલી આ. થવાની, તમે મને ભેગાં થયાં એટલું જ થવાની વસ્તુ છે, અને જ્ઞાન આપીએ છીએ એ જુદી વસ્તુ છે. તમે ભેગાં થયાં તે તમારો ભાવ થયો, એટલી જ થવાની વસ્તુ હતી. પણ જો જ્ઞાન આપીએ તો વચનબળ છે તો આ બધા, સો વસ્તુ ભેગી થવાની હોય ત્યારે એક કાર્ય થાય. એમાં એક જ વસ્તુ ભેગી ન થાય. તો એ કાર્ય ન થાય તો આ તો કેટલાં-કેટલાં સંયોગોને ઊડાડી મેલે જ્ઞાન ! જ્ઞાન છે તે અજ્ઞાનનાં કેટલાય સંયોગો ઊડાડી મેલે, તે આખું વ્યવસ્થિત ત્યાં ઊડી જાય. એટલે આટલું અપવાદ

જેવું છે આ. શાસ્ત્રકારોએ મૂકેલો અપવાદ છે. આ ભવમાં જવામાં આડો પ્રતિબંધ છે. જ્ઞાનીની આજ્ઞા ભવમાં, સંસારમાં જવા જ ના દે.

**પ્રશ્નકર્તા :** હા. કૃપા મળી જાય, ત્યારે વ્યવસ્થિતમાં ફેરફાર થયો કહેવાય કે નહીં ?

**દાદાશ્રી :** એ તો વ્યવસ્થિતને હિસાબે નહીં. તે આજ્ઞા એ તો આખું ભવમાં જવાનું આડું પ્રતિબંધ જ છે આ. એમાં વચનબળ હોય છે.

**પ્રશ્નકર્તા :** બરાબર, વચનબળ એ વાત સાચી છે. પણ પેલી ચાર્જ થયેલી બેટરીઓ હોય, એ બેટરી તો ડીસ્ચાર્જ થયા જ કરેને, એમાં કેવી રીતે ફેરફાર થાય ?

**દાદાશ્રી :** આ આજ્ઞા તો બહુ કામ કરે છે. આજ્ઞા તો એક ફેરો ઓચિંતી આપી દેને, તોય કામ કરી નાખે. એટલું વચનબળ હોય છે એમને.

**પ્રશ્નકર્તા :** એટલે વચનબળથી ફેરફાર થાયને ?

**દાદાશ્રી :** હા. કારણ કે જેને ફેરફાર કરવાની ઈચ્છા નથી કોઈ જાતની ! એટલે વચનબળથી કામ થાય !

**પ્રશ્નકર્તા :** હવે એ ફેરફાર વ્યવસ્થિતમાં છે. માટે આવું નિમિત્ત બન્યું, કે પછી આ વ્યવસ્થિત આખું બદલી શકાયું ?

**દાદાશ્રી :** હા. બધું વ્યવસ્થિત ફેરફાર થઈ શકે.

**પ્રશ્નકર્તા :** એમ નહીં. વ્યવસ્થિતમાં હતું જ તો જ જ્ઞાની પુરુષે આજ્ઞા આપી ?

**દાદાશ્રી :** ના. એ એવું નહીં. આમ ફેરફાર થાય. વ્યવસ્થિત જુદી વસ્તુ છે. વ્યવસ્થિત એટલે થયા વગર રહે જ નહીં વસ્તુ. આ તો ફેરફાર થાય. ના થવાનું હોય તોય થાય. વ્યવસ્થિતમાં ના હોય તોય થાય.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિતમાં ના હોય તો પણ થાય ?

**દાદાશ્રી :** થાય. એ જ તીર્થંકરોની અજાયબી છે ને ? જ્ઞાનીથી માંડીને તીર્થંકરો સુધીની એ જ અજાયબી છે.

## આજ્ઞા આપવી એ પુરુષાર્થ

માલિકી વગરની વાણી જગતમાં હોઈ શકે નહીં. બધું જ તોડી નાખે, પણ એણે જ્ઞાનીને ખુશ કરતાં આવડવા જોઈએ, રાજી કરતાં આવડવાં જોઈએ. બધું ભસ્મીભૂત કરી નાંખે. જો એક કલાકમાં આટલું બધું ભસ્મીભૂત થાય છે. લાખો અવતાર જેટલું, તો પછી બીજું શું ના કરી શકે ? કર્તાભાવ નથી. આ માલિકી વગરની વાણી હોઈ શકે નહીં અને માલિકી વગરની વાણીને કોઈએ હાથ ના દેવો જોઈએ કે આમ ન બને, એવું. ખરેખર આટલો આ અપવાદ નથી. પણ આ વસ્તુસ્થિતિ છે, પછી હિસાબ કાઢવો હોય તો એય વ્યવસ્થિત, એય વ્યવસ્થિત, એય વ્યવસ્થિત, એય વ્યવસ્થિત, કાઢીને પછી નીકળે. પણ એ એનો લાભ ના મળે જેવો જોઈએ એવો.

અને આ વ્યવસ્થિત એટલે શું ? અવસ્થિત એટલે કાર્ય અને વ્યવસ્થિત એટલે કાર્યપરિણામ. પરિણામ એટલે આપણે શું કહેવા માંગીએ ? પરિણામ અવશ્ય ભોગવવા પડે. હવે પરિણામમાંય છે તે તમને, પુરુષાર્થ થયો છે તે અમુક પરિણામ તમારાથી પણ બદલી શકાય છે. પણ અમુક, બધા ના બદલી શકાય. આ તમે અહીં આગળ જ્ઞાનમાં રહો છો ને એ બધી આજ્ઞામાં રહો છો ને આ વિધિઓ કરો છો, એનાથી ઘણાં પરિણામ બદલાઈ જાય છે. પણ મોટાં મોટાં અમુક વસ્તુ નહીં બદલાય અને તેય ઢીલાં થઈ જાય બધાં. નહીં તો આ બધી મોકળાશ મળે જ નહીં ને ? માણસને કેવી રીતે મોકળાશ મળે ? ગઈ કાલે આટલાં બધાં કર્મો હતા અને આજે એકદમ હળવાં થઈ ગયાં. ગઈ કાલે કેટલા બધા કર્મો હતાં ? કે વસ્તુ કશું યાદ જ ન્હોતું રહેતું. જાગૃતિ જ ન્હોતી. તે આ કંઈ ઓચિંતુ બની જાય છે ?

**પ્રશ્નકર્તા :** આ જે બન્યું એ પણ વ્યવસ્થિત.

**દાદાશ્રી :** ના. એ છે ને આપણે બુદ્ધિ ના લડાવીએ ને, તો એ આપણને આમ સમજાય એવું છે કે ભઈ, આ બન્યું તે વ્યવસ્થિત, ફલાણું તેય વ્યવસ્થિત. પણ આ એક વસ્તુ સમજવા જેવી છે.

બીજી બાબતમાં તમે શોધખોળ કરો તેનો વાંધો નહીં, કે આમ વ્યવસ્થિત હોવું જોઈએ, આમ હોવું જોઈએ. પણ 'આ' એકલામાં આપણે બંધ રાખવું. કારણ કે માલિકી વગરની વાણી હોતી નથી. અમે આ વાણીના માલિક થયા નથી કોઈ દહાડોય, હવે આ વાણીને ખસેડવા જતાં મહાન સંઘર્ષ ઊભો થાય એવો છે, એ જોખમ છે. એટલે આપણે બધાને ના પાડીએ છીએ કે 'જો જો ભઈ, આમ ના થવું જોઈએ.'

એ તો પછી એ લોકો એમ કરવા માંડ્યા કે 'ભઈ, એવું એવું ગોઠવાયેલું જ હશે. દાદા, તમારું તે.' મેં કહ્યું, 'ના, એવું એવું ના માનશો. આ બાબતમાં જે તે સેપરેટ વસ્તુ માનજો !' વ્યવસ્થિત, વ્યવસ્થિત જ છે. પણ જ્ઞાની પુરુષને બાદ કરતાં, જ્ઞાની પુરુષનુંય વ્યવસ્થિત વ્યવસ્થિત જ છે. કારણ કે જ્ઞાની પુરુષને બીજા કોઈના માટે આજ્ઞા આપે છે તે એમનો પોતાનો પુરુષાર્થ હોય. તો એ ફેરફાર થાય. નહીં તો ફેરફાર ના થાય. જ્ઞાની પોતે પુરુષ તરીકે કર્તા હોવાથી પુરુષાર્થસહિત છે.

**પ્રશ્નકર્તા :** એટલે તો પછી પ્રકૃતિય ચેન્જ થાય કે નહીં, દાદા ?

**દાદાશ્રી :** પુરુષાર્થ હોય તો બધું કોઈ પણ કરી શકે.

**પ્રશ્નકર્તા :** બધી વસ્તુ ચેન્જ થઈ જાય.

**દાદાશ્રી :** પુરુષાર્થ બધું કરી શકે. જ્યાં સુધી પુરુષાર્થ નથી ત્યાં સુધી એ સ્ત્રી પણ નથી. હા, નાન્યતર જાતિ છે ! એટલે કશું થાય નહીં.

**પ્રશ્નકર્તા :** બીજા બધામાં એક્ઝેક્ટ વ્યવસ્થિત છે તે વ્યવસ્થિત અને આમાં વ્યવસ્થિત બદલી શકાય ?

**દાદાશ્રી :** હા, એ જ્ઞાની પુરુષ એકલા કરી શકે. વચનબળ હોય, પુરુષાર્થ હોય. પણ કો'કને જ થાય, બધાને ના થાય, કૃપા ઉતરવી સહેલી વસ્તુ નથી !

**પ્રશ્નકર્તા :** સામાની એવી તૈયારી હોવી જોઈએ.

**દાદાશ્રી :** કૃપા ઉતરે, એમ ને એમ ના ઉતરે, એ કંઈ પૈસાથી ઉતરે છે ? કે એવું તેવું કશું નહીં, રોજ સેવા કરે તેથી ઊતરે ? એવું કશું નહીં. પરમ વિનય કંઈ જુએ, કોઈ જગ્યાએ, તો કૃપા ઉતરી જાય !

**પ્રશ્નકર્તા :** તો એનાથી પછી વાણીમાં ફેરફાર થાય. તો એવું વર્તનમાંય ફેરફાર થાય પછી ?

**દાદાશ્રી :** વર્તનમાં ફેરફાર ના થાય. વર્તન તો સાવ એ તો રૂપકમાં જ આવી ગયું.

**પ્રશ્નકર્તા :** એટલે વાણીમાં ફેરફાર થાય તો મનમાં, વિચારમાં ફેરફાર થાય ?

**દાદાશ્રી :** હા, મનમાં ફેરફાર થાય, બધું ફેરફાર થાય.

## જ્ઞાનીની વિશેષ આજ્ઞા

**પ્રશ્નકર્તા :** પણ આ વ્યવસ્થિત તો વ્યવસ્થિત જ ને, બધે સરખું જ એ કામ કરે ને ?

**દાદાશ્રી :** ના, વ્યવસ્થિતને તો આજ્ઞા ના હોય. વ્યવસ્થિતમાં આજ્ઞા ના હોય. આજ્ઞા એ તો વ્યવસ્થિતને હઉ તોડી નાખે. વ્યવસ્થિતને ફ્રેક્ચર કરી નાખે એનું નામ આજ્ઞા. અમારું વચનબળ, આજ્ઞાબળથી બધું વ્યવસ્થિત ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** એ કઈ આજ્ઞા ?

**દાદાશ્રી :** અમે જે આજ્ઞા આપીએ છીએ. તમને અમે આપીએ નહીં.

**પ્રશ્નકર્તા :** આ પાંચ આજ્ઞા.

**દાદાશ્રી :** આ પાંચ આજ્ઞા એ જુદી વસ્તુ છે. બીજી સ્પેશીયલ આજ્ઞા આપીએ.

## આજ્ઞા આપવી ને પાળવી બેઉ પુરુષાર્થ

**પ્રશ્નકર્તા :** પુરુષ થયા પછી ફેરફાર થાય ખરું ? આ રીતે જ્ઞાની પુરુષની આજ્ઞા મળે અને પેલો પાળે, પુરુષાર્થ કરે, તો વ્યવસ્થિતમાં ફેરફાર થાય ?

**દાદાશ્રી :** 'આજ્ઞા આપવી એ પુરુષાર્થ છે અને આજ્ઞા પાળવી એ પુરુષાર્થ છે', બે પુરુષાર્થ છે. એ સિવાય બીજું બધું વ્યવસ્થિતને તાબે.

એ તો પછી લોકો દુરુપયોગ કરે ઠેઠ સુધી. કહેશે, 'આજ્ઞા પાળી, તેય વ્યવસ્થિત છે. આજ્ઞા ના પાળી, તેય પણ વ્યવસ્થિત છે.' એવું કરી નાખે.

**પ્રશ્નકર્તા :** આજ્ઞા જે છે એ પુરુષાર્થ કેવી રીતે, જરા સમજાવોને.

**દાદાશ્રી :** આજ્ઞા પાળવી એ પુરુષાર્થ છે, પુરુષ થયા પછી પાળી શકાય, નહીં તો પળાય નહીં અને આજ્ઞા મળે ક્યારે ? કે પુરુષાર્થનો એ કરનારો હોય ત્યારે. તે આ બેઉ વસ્તુ પુરુષાર્થ છે. એ વ્યવસ્થિતમાં ના લઈ જવાય પણ આજ્ઞા મળે ક્યારે ? કે એની ઉપર બહુ રાજીપો થાય ત્યારે મળે. એમની કંઈ એવી ઈચ્છાપૂર્વકની વસ્તુ નથી એ. આજ્ઞા પાળવી એ છે તે પુરુષાર્થ છે અને આજ્ઞા આપવી તેય પુરુષાર્થ છે. જ્ઞાની તો પુરુષાર્થમાં જ હોય હંમેશાં. જ્ઞાનીને તો એવું તેવું ના હોય ને ! તે આજ્ઞા મળે તો, ફેરફાર થઈ જાય. એ પુરુષાર્થ સંસારમાં જતાં 'વોલ' છે એ.

**પ્રશ્નકર્તા :** ખરી વાત છે.

**દાદાશ્રી :** સંસારમાં ઢળી પડતાં 'વોલ' છે આ. 'વોલીંગ પ્રોટેકશન' છે. જેમ ઝીણવટથી વિચાર કરો ત્યારે સમજાશે. બહુ એકદમ નહીં. બેઉ પુરુષાર્થમય છે. થોડું ઘણું તમને સમજાયું.

**પ્રશ્નકર્તા :** હા. મને હવે આમાં બધું સમજાય છે, નથી સમજાતું, એમ નહીં.

**દાદાશ્રી :** એ વ્યવસ્થિતને તોડનારી વસ્તુ છે આ.

**પ્રશ્નકર્તા :** હા. મારે એ જ જાણવું હતું.

**દાદાશ્રી :** બે વસ્તુ છે, બે પુરુષાર્થ છે આ. પુરુષ થયા પછી એ વ્યવસ્થિતને તોડી શકે. હા. પણ તે આટલું આજ્ઞાપૂર્વક, બીજું નહીં. તો વ્યવસ્થિતને તોડી શકાય. ખુશીથી તોડી શકાય.

**પ્રશ્નકર્તા :** હા. એ પોઈન્ટ છે આ.

**દાદાશ્રી :** એ મુખ્ય વસ્તુ જ આ છે આજ્ઞા અને કૃપા !

**પ્રશ્નકર્તા :** હા. તો બસ આ એક બહુ મોટી વાત મને જાણવા મળી. આ બહુ ઘણા વખતથી મારા મનમાં રમ્યા કરતું હતું.

**દાદાશ્રી :** ના. એ તો સમજવું જ પડે ને ? સમજે ત્યારે ઉકેલ આવે. તેથી શાસ્ત્રકારોએ કહ્યું, જ્ઞાની પુરુષની આજ્ઞા એ સંસારમાં જવાનો પ્રતિબંધક છે.

**પ્રશ્નકર્તા :** આ એક્ઝેક્ટ વાત છે.

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષની આજ્ઞાથી જ આ થઈ શકે. 'અમે આજ્ઞા કરી એ વ્યવસ્થિતના તાબામાં નહીં અને આજ્ઞા પાળવી તેય વ્યવસ્થિતના તાબામાં નહીં.' બન્ને પુરુષાર્થ કહેવાય.

**પ્રશ્નકર્તા :** હા. બન્ને પુરુષાર્થ છે, પણ વ્યવસ્થિતમાં ના હોય તો આજ્ઞા કેવી રીતે પાળી શકાય ?

**દાદાશ્રી :** ના એવું નહીં. એ તેનું નામ જ પુરુષાર્થ. પુરુષ થયો માટે પુરુષાર્થ તેનું નામ કે આજ્ઞા પાળે.

**પ્રશ્નકર્તા :** પુરુષાર્થ વ્યવસ્થિતથી અલગ છે.

**દાદાશ્રી :** અલગ છે, વ્યવસ્થિત 'ડીસ્ચાર્જ' છે. પુરુષાર્થ ચાર્જ છે. પુરુષ થયા પછી જ પુરુષાર્થ ઉત્પન્ન થાય. પુરુષાર્થ થાય જ નહીં ત્યાં સુધી તો ! એ વ્યવસ્થિતનો પુરુષાર્થ ગણાય છે. તે ભ્રાંતિનો પુરુષાર્થ.

એટલે 'કોઝ એન્ડ ઈફેક્ટ'. 'કોઝ'ને પુરુષાર્થ ગણે છે એ. અને આ તો પુરુષાર્થ, સ્વયં પુરુષાર્થ ! જેટલું તમે આ આજ્ઞા પાળોને, એટલો જ તમને લાભ થાય અને પુરુષ થયા પછી આજ્ઞા પાળી શકાય, પુરુષાર્થ સહિત !

બાકી આ વિધિ. વિધિ એ પુરુષાર્થ નથી. વિધિ તો તમારો હિસાબ હોય તો જ થાય મારાથી, નહીં તો થાય નહીં.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિતમાં હોય તો જ વિધિ થાય.

**દાદાશ્રી :** તો જ થાય. નહીં તો થાય નહીં. તમે કહ્યું હોય તોય ના થાય મારાથી, ચૂકી જવાય.

**પ્રશ્નકર્તા :** હા. એવું બને છે.

**દાદાશ્રી :** તેથી જ અમે કહીએ છીએને, એય યશનામકર્મને આધીન છે અમારા. અને આજ્ઞા એ કોઈ કર્મને આધીન નથી. એ પુરુષાર્થ છે.

**પ્રશ્નકર્તા :** એ પુરુષાર્થ જ્ઞાની પુરુષનો અને આજ્ઞા પાળવી એ પાળનારનો પુરુષાર્થ.

**દાદાશ્રી :** પાળવી એય પુરુષાર્થ. પાળવી એ સામાનો પુરુષાર્થ. આપવી એ મારો પુરુષાર્થ. 'અમે' તો પુરુષાર્થમાં જ હોઈએ. ઘણું ખરું અને અમારો ઉપયોગ આમાં ના હોય. અમારો ઉપયોગ પુરુષાર્થમાં જ હોય.

**પ્રશ્નકર્તા :** આજ્ઞા આપવામાં કઈ જાતનો પુરુષાર્થ હોય ?

**દાદાશ્રી :** આજ્ઞા આપવી એ જ પોતે પુરુષાર્થ છે ને, પુરુષનો પુરુષાર્થ એ. આપનાર હોવો જોઈએને, આજ્ઞા આપનાર.

**પ્રશ્નકર્તા :** કંઈક ભાવથી આપતા હશોને આજ્ઞા. આજ્ઞા આપતી વખતે દાદાનો કંઈક ભાવ હશેને અંદર ? આજ્ઞા 'પુટ અપ' કરતી વખતે ?

**દાદાશ્રી :** હા. તે એ કર્તાપદ છે ને, એટલું અમારે એનું ફળ ભોગવવું રહ્યું.

**પ્રશ્નકર્તા :** જે પુરુષાર્થ કરીને આપ આજ્ઞા આપો, એ ક્યા ભાવથી આપો ?

**દાદાશ્રી :** એ જ આજ્ઞા. પુરુષ થયાનો પુરુષાર્થ શું ? એ છે તે ભમરડાને આધીન નથી, એ જાગૃતિના આધીન છે. એ પ્રજ્ઞાનું કામ છે.

**પ્રશ્નકર્તા :** પણ પેલો માણસ આજ્ઞા પાળશે. એ ભાવથી આપ આજ્ઞા આપોને ?

**દાદાશ્રી :** ના. એ તો પાળે કે ના પાળે. 'ઈટ ઈઝ ડીફરન્ટ મેટર' એ એનો પુરુષાર્થ છે. આ અમારો પુરુષાર્થ આટલો જ. અને તેય આ કોને હોય છે ? પ્રજ્ઞાનો હોય છે. હવે પ્રજ્ઞા ક્યાં સુધી હોય છે કે કેવળજ્ઞાન ના થાય ત્યાં સુધી. પ્રજ્ઞા એ પુરુષાર્થ ઉત્પન્ન કરે અને કેવળજ્ઞાન થયા પછી પુરુષાર્થ રહ્યો નહીં. પછી ઘાલમેલ ના રહી.

**પ્રશ્નકર્તા :** પછી આજ્ઞા ન કરે.

**દાદાશ્રી :** એ વાણી નીકળ્યા જ કરે બસ એમની. તે પુરુષાર્થ કે કશું ના હોય ત્યાં આગળ. આ તો એક અવતાર બાકી રહે ત્યાં સુધી પુરુષાર્થ.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાનીને પુરુષાર્થ છે. તીર્થંકર થયા પછી પુરુષાર્થ નથી ?

**દાદાશ્રી :** પૂર્ણ થઈ ગયા પછી કંઈ પુરુષાર્થ નથી. પછી સહજભાવ તદ્દન. અને પુરુષાર્થ શું છે ? જ્ઞાન હોવા છતાં અસહજ !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન હોવા છતાં અસહજ ?

**દાદાશ્રી :** અસહજ.

**પ્રશ્નકર્તા :** એ જ્ઞાની પુરુષને બંધ પડે એનો ? એ ભોગવવો પડે બંધ ?

**દાદાશ્રી :** હા. સામાના કલ્યાણ માટે. ફળ તો આવે જ ને એનું. પણ એ ફળ બહુ ઊંચી જાતનું આવે. એ જ્ઞાનાવરણ ખસેડે એવું ફળ આવે. સંપૂર્ણ થોડું બાકી રહ્યું હોય જે ચાર ડીગ્રી, તે પછી બે ડીગ્રી એ ખસેડે. બીજું એક ખસેડે. એટલે આ બધું જ્ઞાન આપવાનું એ તો બધું પુરુષાર્થ છે. એ પ્રકૃતિ નથી, એ પુરુષાર્થ છે. એટલે ઘણો ખરો પુરુષાર્થ જ અમારો હોય.

**પ્રશ્નકર્તા :** હવે મુખ્ય પુરુષાર્થ જ રહ્યો ને ?

**દાદાશ્રી :** હા. આ બધું સમજાવીએ તેય પુરુષાર્થ છે.

**પ્રશ્નકર્તા :** જેમ દાદાનો આ પુરુષાર્થ છે. તેમ અમારે પણ કંઈ પુરુષાર્થ તો કરવાનો હોય જ ને !

**દાદાશ્રી :** પુરુષાર્થ તો તમારે. આજ્ઞા જેટલી પાળો છો ને એ બધું પુરુષાર્થ જ છે ને ! આ પ્રકૃતિમાં રહેવાનું અને પુરુષાર્થ કરવાનો.

**પ્રશ્નકર્તા :** પાંચ આજ્ઞા આપની છે. એમાં રહીએ એ પુરુષાર્થ જ છે ને ?

**દાદાશ્રી :** એમાં રહીએ તો પુરુષાર્થ. હવે એમાં ના રહીએ, તો આપણું મન ગૂંચાય. આપણું મન ગૂંચાય, તો જાણવું કે આ પુરુષાર્થ જરા કાચો છે. આજ્ઞામાં નથી રહેવાતું, તો પછી સ્થિર થઈ જાય પાછું.

**પ્રશ્નકર્તા :** આજ્ઞા પાળવી એ સિવાય બીજો ક્યો પુરુષાર્થ કરવાનો ?

**દાદાશ્રી :** બીજા તો પુરુષાર્થ હજુ આગળ ઉપર આવશે. એક વાર આ પૂર્ણાહુતિ થાય એટલે આગળ ઉપર આવશે. આ પૂરો થશેને, આ મોક્ષના દરવાજામાં, પછી પુરુષાર્થ બદલાયા કરવાના.

**પ્રશ્નકર્તા :** મોક્ષના દરવાજામાં પુરુષાર્થ બદલાયા કરવાના.

**દાદાશ્રી :** હા. આ જ્ઞાન મળ્યા પછી મોક્ષના દરવાજામાં પેઠાં, અને દરવાજામાં પેઠાં એટલે પુરુષાર્થ બદલાયા કરવાના. જેમ જેમ નજીક આવતું જાયને, તેમ તેમ પુરુષાર્થ બદલાતો જાય. તેમ સુંગધી વધતી જાય. તેમ વાણીમાં ફેરફાર થતો જાય.

**પ્રશ્નકર્તા :** એ તો આ જેમ આજ્ઞામાં રહીએ, એમ એમ પુરુષાર્થ વધતો જાય.

**દાદાશ્રી :** વધતો જાય.

## ત્યારે દિસે જગત નિર્દોષ

**પ્રશ્નકર્તા :** પણ જે આજ્ઞામાં રહીએ, એ સિવાય બીજું તો કંઈ રહેતું નથીને, આવતું નથીને ?

**દાદાશ્રી :** બીજું શું કરવાનું ? બીજું કશું જ નહીં. જે કંઈ પણ થાય, તરત જ સમજાઈ જવું જોઈએ કે આ વ્યવસ્થિત છે, અને તરત ન સમજાય તો પાંચ મિનિટ પછી પણ એ સમજવું જોઈએ. થોડો વખત વાર લાગે, પણ પછી સમજાઈ જવું જોઈએ કે આ વ્યવસ્થિત જ છે. કોઈનો દોષ ન દેખાય. જગતને નિર્દોષ જુએ.

**પ્રશ્નકર્તા :** આપના જ્ઞાન પછી તો નિર્દોષ જ દેખાય.

**દાદાશ્રી :** નિર્દોષ જ દેખાય. જેણે આપણા તરફ દોષ કર્યો હોયને, એ જ આપણને નિર્દોષ દેખાય. એ આપણા જ્ઞાનનું મોટામાં મોટું ફળ છે.

**પ્રશ્નકર્તા :** હા. તો જ જ્ઞાનનું પરિણામ છે. એમ કહી શકાય.

**દાદાશ્રી :** નહીં. જ્ઞાની જ કહેવાય એને. આ ક્રમિક માર્ગના જ્ઞાનીઓ, એ છે તે દોષિતને નિર્દોષ ન દેખી શકે એકદમ. દોષિત એને દોષિત જ લાગે.

પણ અહીં તો અજાયબી છે આ મોટી !

❖❖❖❖❖

# (૧૦)
# ભૂત-ભવિષ્ય ભૂલી, વર્તો વર્તમાનમાં

## વર્તો વર્તમાનમાં જ સદા

**પ્રશ્નકર્તા :** તમારી સાથે એક વાત થઈ હતી કે 'વ્યવસ્થિત એટ એ ટાઈમ હાજર રહેવું જોઈએ.'

**દાદાશ્રી :** બધું જ્ઞાન, બધા પાંચેય વાક્ય હાજર રહેવા જોઈએ. જે હાજર રહે, એનું નામ જ જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** તો અમારી એવી કઈ ભૂલ છે જેથી એટ એ ટાઈમ હાજર નથી રહેતું ? પછી પાછળથી યાદ આવે છે ? પછી સમભાવે નિકાલ થાય છે. એટલે આ બાબતમાં વધુ અમારે જાણવું છે.

**દાદાશ્રી :** મૂળ વસ્તુ તો વ્યવસ્થિત એટલે શું કે અવ્યવસ્થિત ગયું હવે અને આ વ્યવસ્થિત રહ્યું. અમારી લાઈફમાં હવે વ્યવસ્થિત રહ્યું બધું. એટલે એ વ્યવસ્થિત એટલે ભવિષ્યની ચિંતા કરવાની ન્હોય, ભૂતકાળ ભૂલી જવાનું અને નિરંતર વર્તમાનમાં રહેવું એ વ્યવસ્થિત.

આગળ ભૂખ લાગશે કે નહીં, આગળ મરી જવાશે કે નહીં, જીવતું

રહેવાશે, માંદુ પડાશે કે નહીં, એ તમારે કશું કરવાની જરૂર ના હોય. વ્યવસ્થિત જ છે. એમાં તમે ફેરફાર કશું કરી શકવાના નથી. માટે તમે એક વાર જ્ઞાનમાં રહો. અને ફેરફાર કરી શકે એવા હતા, ત્યાં સુધી આ જ્ઞાન ન્હોતું, ત્યાં સુધી ફેરફાર કરી શકો એમ હતા. હવે શુદ્ધાત્મા થયા, એટલે ફેરફાર કરી શકો એમ છો નહીં.

હવે બધા લોકોને માટે વ્યવસ્થિત નથી, આપણું જ્ઞાન આપેલું હોય, અક્રમ વિજ્ઞાન આપ્યું હોય તેને માટે વ્યવસ્થિત. આ ક્રમિક માર્ગમાંય વ્યવસ્થિત નથી, એટલે તમારે તો વ્યવસ્થિત એટલું સમજી જવાનું કે હવે કશી ઉપાધિ રહી નહીં. હવે તમે વર્તમાનનું કામ કર્યા કરો અને વર્તમાનમાં પાંચ આજ્ઞા પાળ્યા કરો, બસ.

**પ્રશ્નકર્તા :** વર્તમાનમાં શી રીતે રહેવાય ?

**દાદાશ્રી :** ભૂતકાળ ભૂલી જઈએ તો ! ભૂતકાળ તો ગોન એને યાદ કરીએ તો શું થાય આજે ? વર્તમાનનો નફો, આ નફો ખોઈએ. અને પેલું ખોટ તો છે જ. ક્યાં રહેવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** વર્તમાનમાં.

**દાદાશ્રી :** હં, ભવિષ્યકાળ તો વ્યવસ્થિતને તાબે સોંપ્યો, ભૂતકાળ તો ખોવાઈ ગયો. તો કહે જે જે ભૂતકાળની ફાઈલો મનમાં ઊભી થઈ તે અત્યારે નિકાલ નહીં કરવાની ? તો કહે, 'ના, એ તો રાતે દસ-અગિયાર વાગે આવો. એક કલાકનો ટાઈમ રાખ્યો છે તે ઘડીએ આવો, તેનો નિકાલ કરી દઈશું. અત્યારે નહીં.' અત્યારે તો પૈસાની ખોટેય આવે તો વર્તમાન ખોઈએ નહીં. એટલે ક્યાં રહેવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** વર્તમાનમાં.

**દાદાશ્રી :** આ દાદા શેમાં રહે છે ?

**પ્રશ્નકર્તા :** વર્તમાનમાં.

**દાદાશ્રી :** હં, ઘડીવાર પેલા અમને આમ કહી ગયા હતા, તો હું

યાદ કરું તો પેલું અત્યારે છે તે વર્તમાન, તેય ખોઈ નાખું. થઈ ગયું ત્યાં જ એને નિકાલ કરી નાખવાનો.

**પ્રશ્નકર્તા :** વર્તમાનમાં વર્તવું એક્ઝેક્ટલી, આમ દાખલાસહિત સમજાવો.

**દાદાશ્રી :** અત્યારે તમે શેમાં છો ? કુસંગમાં છો કે સત્સંગમાં છો ? હોટલમાં છો કે શેરબજારમાં છો એ ના ખબર પડે તમને ? ક્યાં બજારમાં છો ?

**પ્રશ્નકર્તા :** સત્સંગમાં છું.

**દાદાશ્રી :** સત્સંગમાં છો. એટલે અત્યારે વર્તમાનમાં વર્તો છો તમે. હવે ચાર દહાડા પહેલા છસો રૂપિયા તમારા ખોવાઈ ગયા હોય, એ યાદ આવે એટલે ભૂતકાળ થઈ ગયું. એને યાદ કરો અહીં આગળ વર્તમાનમાં, તો ભૂતકાળ ખેંચી લાવ્યા. અને અહીં આવતાં અડચણ પડી હોય ને, વિચાર કરીએ કે સાલું અડચણ પડશે, હવે તો આમ કરવું છે ને તેમ કરવું છે, અહીં આગળ બેઠા બેઠા વર્તમાનમાં, ભવિષ્યકાળનું વિચાર કરીએ એ ભવિષ્યકાળ કહેવાય. એ વર્તમાનમાં વર્તવાનું કહીએ છીએ. શું ખોટું કહીએ છીએ ? સમજાઈ ગયું પૂરું ?

**પ્રશ્નકર્તા :** હવે સમજાઈ ગયું.

**દાદાશ્રી :** ગઈ સાલ છોકરો મરી ગયો હોય એ સત્સંગમાં યાદ આવેને તો એ મનનો સ્વભાવ છે, દેખાડે છે, તો પોતે ભૂતકાળમાં ખોવાઈ જાય. નહીં તો બાકી એમ ને એમ ખોવાય એવો માણસ નથી. આ કોઈ સળી કરનાર જોઈએ. કોઈ ડખલ કરનાર હોય તો તરત મન મહીં બૂમ પાડે, મન દેખાડે, 'છોકરો મરી ગયો છે ને ! મારો છોકરો...' 'હવે એ તો ગયું, અમારે અહીં શું લેવાદેવા. અહીં કેમ લઈને આવ્યો, આ ફાઈલ તો, ઓફિસની ફાઈલ અહીં કેમ લઈને આવ્યો ?' હાંકીને, કાઢી મેલવું.

એવું વિભાજન ના કરતાં આવડે તો શું થાય ? રસોડામાંય છોકરો મરી ગયેલો લાગે, એટલે પછી હેં.... રસ-પૂરી હોયને ! તો બળ્યું સુખ ના જતું રહે ?

**પ્રશ્નકર્તા :** જતું રહે.

**દાદાશ્રી :** તે ઘડીએ, છોકરાનો વિચાર આવે તો ગેટ આઉટ, ઓફિસમાં આવજે. ના બોલાય એવું ?

**પ્રશ્નકર્તા :** હા, કહેવાય.

**દાદાશ્રી :** એવું 'કેમ આવ્યું છે', એવું કહેવાય નહીં. એ તમે બોલાવ્યા એટલે આવ્યા છીએ. પણ આપણે કહેવું, 'અહીં નહીં. કમ ઈન ધી ઓફિસ'. અને રસ-રોટલી ખાતી વખતે યાદ આવ્યું, અમુક જગ્યાએ જાત્રામાં જવાનું છે, ત્યાં મારું જમવાનું કંઈ ઠેકાણું પડશે નહીં! અલ્યા મૂઆ, આ અહીં શું કરવા આવ્યું ? એવું વિચાર આવે મહીં, ના આવે ?

**પ્રશ્નકર્તા :** આવે મહીં.

**દાદાશ્રી :** તો આપણે શું કહેવાનું ? અહીંથી ગેટ આઉટ. એ ત્યાં જે હશે, ત્યાંનું જોઈ લઈશું અમે. ઓન ધી મોમેન્ટ કહી દેવું. એટલે લોકો તો ઓફિસોમાંય એવો હિસાબ રાખે છે, ડૉક્ટરને મળવાનો ટાઈમ, ટાઈમ ટુ ગો. તો લોકો ગોઠવાઈ જાય છે નહીં ? અને ટાઈમ ન રાખ્યો હોય તો ?

**પ્રશ્નકર્તા :** ગમે ત્યારે આવે.

**દાદાશ્રી :** મારા જેવા તો ડૉક્ટરે ટાઈમ ન રાખ્યો હોય તો પેસી જ જાય ને !

**પ્રશ્નકર્તા :** હા, પેસી જાય.

**દાદાશ્રી :** એટલે એ ટાઈમ રાખવો જોઈએ. એવું આપણે મહીંવાળા માટે ટાઈમીંગ રાખવો જોઈએ. એ ગમે ત્યારે આવે ને બૂમાબૂમ કરે. એ મૂઆ ખાવાય ના દે પછી. તેં પેસવા જ શું કરવા દીધું, એના બાપનું રાજ છે ? આપણે જીવતાં છીએ. ત્યાં તો એ બધા મરેલાં છે. અમારું આ બધું વિભાજન બરાબર છે ને ?!

**પ્રશ્નકર્તા :** એકદમ બરાબર છે.

**દાદાશ્રી :** જે રસ્તે હું આવ્યો, તે જ રસ્તો શીખવાડું છું.

ઓફિસમાં સાહેબે ચાર વાગે કંઈ કામ સોંપ્યું હોય કે આનું એકસ્ટ્રેક્ટ જરા કાઢી આપોને. ત્યારે વચ્ચે મહીં મન બોલ્યું, રાતે હોટલમાં કેવી મજા આવી હતી એવું બોલ્યું એટલે ચિત્રપટેય થાય મહીં. એવિડન્સ ઊભો થાય તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** બગડી જાય કામ.

**દાદાશ્રી :** હા, પણ પછી એ વાતનો એકસ્ટ્રેક્ટ નીકળે નહીં. એના એ જ સાહેબ પછી બૂમો પાડે. જો ગૂંચાઈ ગયો છેને ભવિષ્યની ચિંતામાં, ભૂતકાળમાં ખોવાઈ ગયો ને !

**પ્રશ્નકર્તા :** હા, ખોવાઈ ગયો.

**દાદાશ્રી :** એટલે આવું છે. અમે જે જ્ઞાન આપ્યું છે ને, વર્તમાનમાં રહો, ભૂતકાળમાં નહીં. કોઈ ભૂતકાળ હેલ્પ નહીં કરી શકે. નુકસાન જ કરશે. અમે વર્તમાનમાં રહીએ છીએ.

આ સ્ત્રીઓ રસોઈ કેમ કરી શકે છે ? સ્ત્રીઓ દોઢ કલાકમાં બધી રસોઈ બનાવી દે. અને આપણે બનાવો જોઈએ !

**પ્રશ્નકર્તા :** ના બનાવી શકે.

**દાદાશ્રી :** કારણ કે એ વર્તમાનમાં રહી શકે છે. અને આ પુરુષ તો ચંચળ સ્વભાવનો, મન જાતજાતની બૂમો પાડે અને એમને જ્યારે આવું કંઈક દેહની મુશ્કેલી થાય, ત્યારે કહેશે, 'તું સૂઈ જા. તારી તબિયત બરોબર નથી.' અને આપણે દાળ બનાવીએ તો દાળ બગડી જાય. દાળ બગડેલી સુધારવા જાય તો વધારે બગડે.

એટલે તમે વર્તમાનમાં રહો. સત્સંગ ચાલતો હોય, પછી સત્સંગમાં રહેવું.

અહીંથી સ્ટેશને ગયા અને ગાડીએ જવું હતું, બહુ ઉતાવળ હતી, આજની તારીખનો કેસ હતો, છતાં ગાડી હાથમાં ના આવી ને ગાડી

ચૂક્યા તો ચૂક્યા. એ થઈ ગયો ભૂતકાળ અને 'કોર્ટમાં શું થશે ?' એ ભવિષ્યકાળ એ 'વ્યવસ્થિત'ના તાબામાં છે. માટે આપણે વર્તમાનમાં વર્તો ! અમને તો આવું પૃથ્થકરણ તરત જ થઈ જાય. તમને જરા વાર લાગે. અમને 'ઓન ધી મોમેન્ટ' બધું જ્ઞાન ત્યાં આગળ હાજર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આપ જે કહો છો એ તો ભૌતિક વિજ્ઞાનમાં અને વૈદકીય શાસ્ત્રમાં પણ એ જ કહે છે કે બધા રોગનું મૂળ, 'માણસ વર્તમાનમાં જીવતો નથી' એ છે.

**દાદાશ્રી :** બસ, આપણે એટલું જ કહેવા માંગીએ છીએ. ભવિષ્યકાળ 'વ્યવસ્થિત'ના તાબામાં છે.

**પ્રશ્નકર્તા :** પછી તો બધાય મનોવૈજ્ઞાનિકો એ કોશિષ કરે છે કે, માણસ વર્તમાનમાં જીવતો થાય. ભૂતકાળની સ્મૃતિઓમાં રાચતો અટકે અને ભવિષ્યકાળની ચિંતાઓ કરતો બંધ થાય, તો એનું કલ્યાણ થાય.

**દાદાશ્રી :** હા, આપણે એ જ કરીએ છીએ. બીજું કશું નહીં. અમે વર્તમાનમાં રહીએ છીએ. અને તમને વર્તમાનમાં રહેવા માટેનાં બધા રક્ષણો આપ્યા છે. અમે વગર રક્ષણે રહીએ છીએ. અને તમને રક્ષણો આપ્યાં છે.

**પ્રશ્નકર્તા :** દાદા ભૂતકાળને મેમરી સાથે કનેકશન ખરું કે નહીં ? અને મેમરી તો નેચરલ ગીફ્ટ છે. એવું કહીએ છીએ ને ?

**દાદાશ્રી :** ના, ના. ગીફ્ટ એટલે આમ કોઈ ઈનામ આપી દે એવું નથી. નેચરલ ગીફ્ટનો કહેવાનો ભાવાર્થ શો છે ? કે એના રાગ-દ્વેષ જેટલા પ્રમાણમાં હોય એટલા પ્રમાણમાં એને મેમરી હોય જ. હવે રાગ-દ્વેષ કેટલાક લોકોને શાસ્ત્રોમાં ના હોય અને બીજી જગ્યાએ હોય. તે શાસ્ત્રો વાંચ વાંચ કરે તોય યાદ ના રહે. એટલે પછી એને ડફોળ કહે. બીજી પાર વગરની મેમરી હોય એને. પણ બીજી કામ લાગે નહીં ને, લોક તો ડફોળ જ કહે ને ? અને અહીં શાસ્ત્રોમાં આપણે તો હુશિયાર કહે, બહુ મેમરીવાળો છે. એટલે એને ગીફ્ટ કહે લોકો. અને મેમરી હંમેશાય ભૂતકાળમાં જ હોય ને ? ભૂતકાળની જ વસ્તુ ગણાય, મેમરી.

આપણને મેમરીને લેવાદેવા નહીં, મેમરી તો આપણને અહીં આગળ જ્ઞાનમાં વિસ્મૃત થવી જોઈએ. સ્મૃતિ છે તે વિસ્મૃત થવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ ભૂતકાળ તો કાયમ વંચાય જ ને. ભૂતકાળ તો કાયમ કોઈ પણ પગલું મૂકાય કે કોઈ પણ વર્તમાનની જે પરિસ્થિતિ આવે, એનાં ઉકેલ માટે પણ ભૂતકાળ તો જોઈએ જ ને ? એટલે મેમરી પર જ આખું આવે ને ?

**દાદાશ્રી :** હા, પણ એ તો મેમરી છે જ. એ મેમરી પર બધું ચાલે જ છે જગત. પણ તે રિલેટીવ વસ્તુ છે. આપણે રિયલની વાત કરીએ છીએ. આ રિલેટીવ વસ્તુ બધી મેમરી પર ચાલ્યા કરે છે. વર્તમાનમાં સુખ ભોગવો તો વર્તમાનમાં ગુનો ના થાય કશો. અમે વર્તમાનમાં ના રહીએ ને તો અમને એવું પાછલી યાદગીરી આવે ભૂતકાળની. એ કેવું સરસ ત્યાં આગળ જાત્રામાં કેવું ફરતા'તા ને કેવી મઝા કરતા'તા ને આ શું ને આમ તેવું, એવું બધું યાદ આવે તો શું થયું ?

**પ્રશ્નકર્તા :** ડખોડખલ.

**દાદાશ્રી :** માટે વર્તમાનમાં રહો.

**પ્રશ્નકર્તા :** એ વિસારે કેવી રીતે પડે બધાને ? આજે મારો ભૂતકાળ છે તે આજે એને બહાર મૂકવા માટે શું કરવાનું ? એ તો મેમરી ઉપર જ જશે ને ? કે આજે જ્ઞાની થયા પછી પણ ભૂતકાળ તો એનો ખુલ્લો થવાનો ને ?

**દાદાશ્રી :** આ રીલેટીવમાં તો ભૂતકાળનું આલંબન લઈને ચાલ્યા જ કરે છે બધું ?

ભૂતકાળના સરવૈયાંરૂપે જ આ વર્તમાનકાળ હોય છે. એટલે ભૂતકાળ તમારે કશો યાદેય ના કરવો પડે. તમારી છોડીનો વિવાહ કર્યો તો એ ભૂતકાળ તમારા સરવૈયારૂપે આ જ વર્તમાનમાં હોય જ તમારી પાસે એટલે તમારે કશું જ કરવાનું નહીં, વર્તમાનમાં રહો. શું શર્તો કરી હતી શું એ બધું નક્કી કરેલું, બધું તમારા વર્તમાનમાં હોય જ. ભૂતકાળ તો હંમેશાય પડી જ જાય છે. ભૂતકાળ ઊભો રહેતો નથી, પડી જ જાય છે.

જગત આખું છે તે ભવિષ્યકાળમાં વાગોળે છે કે 'આમ થશે, તેમ થશે.' કેટલાક ભૂતકાળને વાગોળે છે.

**પ્રશ્નકર્તા :** ભૂતકાળમાં વાગોળે, વર્તમાનમાં જેની પાસે નથી હોતું, એ ભૂતકાળ વાગોળે છે. તે અમારે તો આમ, અમારા બાપ-દાદાને ત્યાં આમ હતું, આમ હતું, ને અત્યારે પાછલું સંભારીને આનંદ કરે.

**દાદાશ્રી :** એ તો વર્તમાનકાળની નિર્બળતા ઢાંકવા માટે, ભૂતકાળની વાતો કાઢે બધી. બધાને કહી દેખાડે કે અમારા બાપ તો છત્રપતિ શિવાજી કુટુંબના આમ ને એવી બધી વાતો કાઢે બધી. રાણા પ્રતાપના વંશના અમે આવું બધું એની મેળે કહે કહે કરે. રાણા તો ગયા, હવે તું શું રાણો છું, તે કહે ને ! પણ એ તો એવા માણસ હોય ને તેને આપણે સમજી શકીએ કે આ નિર્બળ માણસ છે. પોતાનું લાઈટ જ નહીં, પારકા દાદાનું લાઈટ ચઢાવીને ફરે છે, એ શું કામનું ? પોતાનું લાઈટ હોવું જોઈએ ને ? પણ લોકો તો એનાં આધારે જ જીવી રહ્યા છે. નહીં તો એ જીવે શા આધારે ? જીવવાનું સાધન નથી રહ્યું. તે એના આધારે જીવી રહ્યો છે. આપણે એને એવું છોડાવી ના શકીએ. પણ આપણે એને એ ના કરી શકીએ, આપણે એની નોંધ નહીં કરવાની. એ તો બધી જાતનાં લોક હોય !

આપણે તો ભૂતકાળના જ્ઞાતા-દ્રષ્ટા રહો એટલે ભૂતકાળની કંઈ સ્મૃતિ આવી હોય, તો એના જ્ઞાતા-દ્રષ્ટા રહો કે 'ભઈ, આ આમ કહે છે, તેમ કહે છે.' હવે આ અર્થ વગરનું છે, એની પર કંઈ સહી કરવા જેવું નથી. જોવા જેવું છે ને જાણવા જેવું છે. અને શું કહે છે ને શું નહીં ? તેનાં પરથી તો આપણને જડે કે શેના રાગ હતા ને શેના દ્વેષ હતા.

## વર્તમાન વર્તે તે જ ટેન્શ મુક્ત

તમારે ક્યો કાળ રહ્યો ?

**પ્રશ્નકર્તા :** વર્તમાન.

**દાદાશ્રી :** અત્યારે જલેબી ખાતા હોય, લાડવા ખાતા હોય તો જમો નિરાંતે. પછી વર્તમાનમાં ભોગવો જે આવ્યું હોય તે. ચા રોફથી પીવો. હું શું કહું છું ? કે વર્તમાનમાં રહેતાં શીખો એટલે શું કે મોંઘા ભાવની

કેરીઓ આવી હોય અને ઉનાળાની સિઝનમાં મળે ને, આ રોજ તો કેરીઓ મળે નહીં, તો એ કેરીઓ આવી હોય તો ખાવ નિરાંતે, મહીં ઘી લઈને ખાવ !

જોડે શું કહું છું કે આપણે છે ને રસ-રોટલી, કેરીઓ સરસ હોય હાફુસ અને રસ કાઢ્યો હોય તે ભેગું કરીને નહીં ખાવાનું. આ કેરીઓ ટેસ્ટથી ખાજો. ફાઈલનો સમભાવે નિકાલ કરજો. ટેસ્ટથી ખાજો, ભેગું ખાવાનું ન હોય આ. કારણ કે મનને એ થવી જોઈએ, શું થવું જોઈએ ? તૃપ્તિ થવી જોઈએ. હવે પછીની જે ફાઈલો હશેને તમારી, એનો નિકાલ એ તૃપ્તિ થવા માટેનો જ છે.

એટલે આપણે કંઈ ભેગું કરવાનું નહીં, ખાજો નિરાંતે, આરામથી એમ. હું હઉ ખઉં છું. તે નિરાંતે, ને બોલો મેં સહેલું દેખાડ્યું છે કે અઘરું દેખાડ્યું છે ? કશું છોડવાનું કહ્યું નથી, છે કશી ભાંજગડ ?

**પ્રશ્નકર્તા :** મૂળ જ છોડાવી દીધું, પછી હવે બીજું કયું રહ્યું ?

**દાદાશ્રી :** બધું જતું રહ્યું, દુઃખેય નહીં ને કશું નહીં, એય નિરંતર સમાધિમાં, છોકરાઓ સમાધિમાં રહે છે !

અમે કેરી ખાતા હોઈએ અગર ખોરાક લેતા હોય, તે ઘડીએ આ સત્સંગ અમને યાદ ના રહે. તમે બહાર આવ્યા હોય ને, એ જ્ઞાન અમને કહ્યું હોય કે ચંદુભાઈ આવ્યા છે, તો અમે જમતા હોય, તે ઘડીએ યાદ આવે ને તમારું, તો અમે કહીએ પછી થોડીવાર પછી આવજો. હમણે જમી લેવા દો. એ તો તમે આવ્યા, એ તો ભૂતકાળ થઈ ગયો. એટલે અમે વર્તમાનમાં રહીએ. આ જમવાનું આવ્યું ને હેય... હાફુસની કેરીઓ નિરાંતે ! ખાવું થોડુંક, પણ ચાવી ચાવીને...

**પ્રશ્નકર્તા :** ઉપયોગપૂર્વક.

**દાદાશ્રી :** એ બીજું કશું નહીં, વર્તમાનમાં જ. અમે વર્તમાનમાં રહીએ. તેથી લોકો કહે, 'દાદા, તમે ટેન્શનરહિત છો !' મેં કહ્યું, 'શેનું ટેન્શન મૂઆ !' વર્તમાનમાં રહે તો ટેન્શન હોતું હશે ! ટેન્શન ભૂતકાળમાં ખોવાઈ જાય તેને હોય. ભવિષ્યનું ગાંડપણ કરે તેને હોય, અમારે ટેન્શન શું ! અને મેં તમને એ જ પદ આપ્યું છે. આપ્યું છે કે નહીં આપ્યું ?

**પ્રશ્નકર્તા :** આપ્યું છે ને, વ્યવસ્થિત પૂરેપૂરું જો સમજાઈ જાય, તો પછી કોઈ ટેન્શન છે જ નહીં.

**દાદાશ્રી :** સમજવાની જ જરૂર છે. ભૂતકાળ તો ગયો ને વર્તમાનમાં રહેવાનું. વર્તમાનમાં રહેવાય કે ના રહેવાય ?

**પ્રશ્નકર્તા :** રહેવાય.

**દાદાશ્રી :** વર્તમાનમાં રહે, એને 'જ્ઞાની' કહ્યા ભગવાને ! અને અજ્ઞાની ભવિષ્યકાળમાં રહે અને નહીં તો ભૂતકાળમાં રહે, વર્તમાનકાળમાં રહે નહીં કોઈ દહાડોય ! અહીં ખાતી વખતે એ તો ક્યાંય ગયો હોય? તમારા તાબામાં શું કહ્યું ? વર્તમાનકાળ. અને વર્તમાન વર્તે સદા સો જ્ઞાની જગમાંય ! એટલે નિરંતર વર્તમાન વર્ત્યા કરે ! એટલે હું વર્તમાનમાં રહું છું ને તમને વર્તમાનમાં રહેવાનું શીખવાડું છું. વાંધો છે એમાં ? કાયદેસર છે પાછું. ભગવાને શું કહ્યું, વર્તમાનમાં રહેવાનું કહ્યું છે.

## મૂર્ખો ઉથામે ભૂતકાળ

વ્યવસ્થિત છે, તે શું કહે છે ? કે ભૂતકાળ ગોન. ભૂતકાળને તો કોઈ મૂર્ખોય ઉથામે નહીં. કોઈ એક મિનિટ પહેલાં દસ હજાર પાઉન્ડ કાપી ગયો, એ થઈ ગયું ભૂતકાળ. તે ભૂતકાળને ઉથામવું એ ભયંકર ગુનો છે.

**પ્રશ્નકર્તા :** ઉથામાઈ જાય છે, આપે કહ્યું ને ભૂતકાળને ઉથામવો એ ભયંકર ગુનો છે, પણ ઉથામાઈ જાય છે.

**દાદાશ્રી :** ઉથામાઈ જાય છે તેનેય આપણે જાણવું જોઈએ. એના જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું છે. આત્મા આપેલો છે, એ આત્મા જેવો તેવો નહીં, નિરંતર એક ક્ષણ પણ સમાધિ ના જાય એવો આત્મા આપેલો છે. અને એવા કેટલાય મહાત્માઓ છે કે જેને એક ક્ષણ પણ સમાધિ જતી નથી. વકીલો હોય તેનેય જતી નથી.

પંદર-વીસ હજાર માણસો મારી પાસે છે કે જે વ્યવસ્થિત સમજ્યા

છે. વ્યવસ્થિત સમજવાથી ભવિષ્યકાળનો ભય તેમને રહ્યો નથી. નહીં તો ક્રમિક માર્ગે તો નિરંતર ભવિષ્યકાળનો ભય. ગુરુમહારાજનેય ભવિષ્યકાળનો ભય ! કોઈકની જોડે 'આમ થઈ જશે, શું થઈ જશે ?' રહ્યા કરે, આખો દહાડો ! અરે કશું થવાનું નથી ! એના કરતાં જે બનશે એ 'કરેક્ટ'. અને વ્યવસ્થિતની બહાર શું થઈ જવાનું છે ?

આ જગતના લોકો તો ભયથી કેમ ભાગવું, એ જ ખોળી કાઢે ! આ તો તરફડ્યા જ કરે, તરફડાટ, તરફડાટ, તરફડાટ કર્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** એ શાના માટે તરફડાટ હોય એમને ? પૈસા બધા ખૂબ છે તોય તરફડાટ ?

**દાદાશ્રી :** નહીં, એ તો પોતાને જાતજાતના ભય લાગે. આમ થઈ જશે ને તેમ થઈ જશે ને ફલાણું થઈ જશે. અને આપણે તો વ્યવસ્થિત કહ્યું ને ! એ પછી ભવિષ્યનો વિચાર જ નહીંને ! તારે છે ભવિષ્યનો વિચાર ?

**પ્રશ્નકર્તા :** સહેજ પણ નહીં.

**દાદાશ્રી :** બીજા લોકોનો ભય જોયો હોય તે આપણામાંય ભય પેસી જાય. લોકોએ તો ભય જોયો જ છે બધો. આખી જિંદગી ભય જ જો જો કર્યો છે. એટલે નિરંતર ભય લાગે એને. એ તો આપણે જ કહ્યું છે, 'ઉપર બાપોય નથી, શું કરવા તરફડો છો ?' તમારું જ ચિતરેલું આ જગત છે. એ કોઈ બીજાએ ચિતર્યું નથી.

એટલે તમને તો ભવિષ્યકાળનો ભય જ ઊડી ગયો ! ભવિષ્યકાળનો ભય નહીં, કેટલું સરળ છે ! હવે આવી સરળતામાં કામ ના કાઢી લે, તો એની જ ભૂલ છે ને ! એટલે નિરંતર વર્તમાનકાળમાં રહેવાનું આ વિજ્ઞાન છે.

## પકડાયો વર્તમાનનો ભય, વાઘડુંગરી પર

તે જ્ઞાન થયા પછી હું મારી પરીક્ષા કરવા ગયો હતો. સોનગઢમાં અમારે લાકડાનો બિઝનેસ કરેલો. તે પછી ત્યાં આગળ પેલું ડાંગનું જંગલ

ખરુંને, ત્યાંથી શરુઆત થાય. મેં એક જણાને પૂછ્યું કે 'અહીં વાઘ કોઈ રહે છે ?' ત્યારે કહે કે, 'અહીં વાઘડુંગરી છે ત્યાં આગળ વાઘ રહે છે.' ત્યારે મેં કહ્યું કે 'આપણે ત્યાં જવું છે.' ત્યારે કહે, 'સાહેબ, ત્યાં શું કામ છે ? લોકો ત્યાં ગયા હોય તો પાછા આવતા રહે છે અને તમે ત્યાં જવાની વાત કરો છો ?' મેં કહ્યું કે 'મારે પરીક્ષા કરવી છે. મારી જાતની પરીક્ષા !' મને એમ લાગે છે કે બધા પ્રકારનો ભય મને ગયો છે. પણ ગયો છે કે નહીં તેની સાબિતી કરવી છે.

કારણ કે ભૂતકાળનો ભય ગયો છે, એની સાબિતી થઈ ગયેલી કે ઘડી પહેલાં શું થઈ ગયું, એ બધાનું કશું અંદર થાય નહીં. પરિણામ ઉત્પન્ન ના થાય. ઘડી પહેલાં ગમે તે થઈ ગયું કે બધું બળી ગયું, કે બધા મરી ગયાં, તો એનું કશું અંદર થાય નહીં. એટલે ભૂતકાળની સાબિતી થઈ ગઈ.

અને ભવિષ્યકાળની મારી પાસે સાબિતી છે. કારણ કે હું વ્યવસ્થિત જોઈને આવ્યો છું. આ જગત 'વ્યવસ્થિત' જ છે, એવું હું જોઈને આવ્યો છું. અને આ બધાને મારા અનુભવ પ્રમાણે વ્યવસ્થિતનું એમને જ્ઞાન આપ્યું છે કે જગત 'વ્યવસ્થિત' જ છે. એટલે ભવિષ્યકાળનો ભય મને રહ્યો નથી. એ તો મને સો ટકા ખાતરી છે. કારણ કે બીજાનો ભવિષ્યનો ભય મેં કાઢી આપ્યો, તો મારો કેમ કરીને રહે ? એટલે ભૂતકાળ ને ભવિષ્યકાળના બે ભય ગયા.

હવે વર્તમાન કાળની સ્થિતિ, એને માટે મેં કહ્યું કે ટેસ્ટ તો આપણે કરવો જ જોઈએ. એમ ને એમ બોલીએ કે 'ના, ના, મને કશું અડતું નથી.' એ કંઈ ચાલે નહીં. એટલે ટેસ્ટ તો કરવો જ જોઈએને ? તે વાઘડુંગરી પર ગયા. ત્યાંના બે માણસોને લઈ ગયો, ત્યાંના આદિવાસીઓ. તે બે માણસો ગભરાતા હતા, મને કહે છે કે 'સાહેબ, અમે તો તમારી જોડે વખતે આવીએ, પણ અમે તો ઝાડ ઉપર ગમે ત્યાં ચઢી જઈએ. પણ તમને તો ઝાડ ઉપર ચઢતાંય ના આવડે.' મેં કહ્યું કે, 'જોઈ લઈશું આપણે. પણ મને જોવા તો દો કે ભય લાગે છે કે નહીં તે ?' એટલે પછી અમે ઉપર ચડ્યા. પછી મને દેખાડ્યું કે આ મહીં 'હોલ' છે એની મહીં, અહીં

આગળ આ બે-ત્રણ બખોલામાં એક-બે વાઘ રહે છે. પછી કહે છે, 'હવે સાહેબ આપણે જઈએ.'

**પ્રશ્નકર્તા :** પાછા જઈએ, એમ ને ?

**દાદાશ્રી :** હા, આપણે હવે પાછા જઈએ. તમે જોઈ લીધું ને ? કહે છે. મેં કહ્યું કે, 'જોયું. પણ મને હજુ અનુભવ શો થયો ? જેટલો અનુભવ તમને છે એટલો જ મને છે. એટલે એમ કરો તમે ચાલવા માંડો, હું અહીં બેસું છું. મારે આ જોવું છે.' ટેસ્ટ લેવો હોય તો પછી થર્મોમિટર મૂકવું જ પડે ને ? થર્મોમિટર મૂક્યા વગર ટેસ્ટ કેમ થાય ? એ બધાં ઊભાં હોય એમાં શું ટેસ્ટ થાય ? એ તો એમનોય થયો અને આપણોય ટેસ્ટ થયો. એ માણસો ઊભા છે એટલે એ તો હુંફ કહેવાય. એટલે મેં એમને કહ્યું કે 'તમે ચાલવા માંડો.'

તે થોડેક છેટે ચાલ્યા હશે. બસ્સો-ત્રણસો ફૂટ એટલે મહીંથી કોઈક બોલ્યું કે 'આ જતા રહેશે, પછી લોકોને સંભળાશે નહીં અને આ બાજુ વાઘ આવશે તો ?' એટલે હું સમજી ગયો કે આમાં આપણે ફેઈલ છીએ. એટલે મેં એમને બૂમ પાડી. મેં કહ્યું કે 'પાછા આવો. ભાઈ, પાછા આવો.' એટલે એ બિચારા દોડતા દોડતા પાછા આવ્યા. એમણે જાણ્યું કે આ ભડકી ગયા. મને કહે છે, 'અમે ના કહેતા હતાને સાહેબ, અહીં રહેવા જેવું નથી.' મેં કહ્યું કે 'મારે અહીં આગળ એટલું જ જોવું હતું.' એ હજુ વાઘ તો મને દેખાયો નથી. મહીંવાળાએ બીવડાવ્યો છે મને. વાઘ તો મને દેખાયો નથી, એનું મોઢું નથી દેખાડ્યું, બૂમ નથી પાડી, મને મહીંવાળાએ બીવડાવ્યો કે હમણે નીકળશે તો ? ઓત્તારી ! આ આપણો વર્તમાન ભય ચાલુ રહ્યો છે.

એટલે આ વર્તમાન ભયથી મુક્ત થઈ જવા જેવું છે. પછી અમે એ ભયથી મુક્ત થઈ ગયા. હવે અંબાલાલ જરા ભડકે તો મારે શું ? અંબાલાલને અને મારે શું લેવાદેવા ? લાંબી લેવાદેવા નહીં ને ! પાડોશી તરીકેની જંજાળ ! એ તો અમારે આટલું હજુ એકપણું વર્તતું હતું તે એકપણું અમે છૂટું કરી નાખ્યું કે ભઈ, હવે એય નહીં ને આય નહીં. અમારે વ્યવહાર જ નહીં આવો, બીજો. પાડોશી વગરનો વ્યવહાર જ નહીં ને ! હું જે કહેવા માગું છું, જે સેન્સમાં એ સમજાય છે ને ?

મેં જોયુંને પણ ! આ તો આ વાત નીકળી, ત્યારે પેલી વાત મને એડજસ્ટ થાય. દરેક વાત મેં ટ્રાયલ ઉપર મૂકેલી. આ દુનિયામાં એક પણ ચીજ હું ટ્રાયલ ઉપર મૂક્યા વગર રહ્યો નથી. અને ટ્રાયલ એટલે આમ અનુભવ થાય તો જ હું આગળ ખસું. એટલે આને ટ્રાયલ ઉપર મૂકેલું અને આ જુઓને અહીં વાત નીકળી ત્યારે ને ? નહીં તો મને શું યાદ હોય ?

## ધરતીકંપના ધબકારા આગોતરા

**પ્રશ્નકર્તા :** આ કેલિફોર્નિયામાં પેપરમાં અર્થક્વેકના ન્યૂઝ બહુ આવે છે કે, ગમે ત્યારે ધરતીકંપ થશે અહીંયા.

**દાદાશ્રી :** એ તો પેપરવાળાને ત્યાં થશે. આપણે મોક્ષે જવાનું છે. ક્યા ભાગમાં થશે શું ખબર ? કશું થવાનું નથી. અને જેને દાદા મળ્યા એને કશું ના થાય. તમારે નિર્ભય રહેવું. કોઈ ભવિષ્યની વાત કરે તો માનવી નહીં આપણે. કારણ કે ભવિષ્ય વ્યવસ્થિત જાણે છે. એના જેવું બીજું કોઈ જાણતું જ નથી.

ભવિષ્ય જાણવાની જરૂર શી આપણને ? એ ધરતી ફાટે એની આપણને શી જરૂર ? ત્યારે તમે ક્યા દેશમાં હો. ચાર દહાડા શિકાગો ગયા હોય. આ તો કોણે જાણ્યું છે ?

બાકી આ આખું જગત, સાધુ-સંન્યાસીઓ, ભવિષ્યમાં આમ થઈ જશે તો તુ શું કરીશ, આમ થશે ત્યારે શું કરીશ ? આમ થશે તો શું કરીશ ? એ અગ્રશોચમાં જ પડેલું છે.

**પ્રશ્નકર્તા :** એટલે ચિંતામુક્ત થવા માટે વ્યવસ્થિતમાં શ્રદ્ધા રાખવી.

**દાદાશ્રી :** ના, મુક્ત થવા શ્રદ્ધા રાખવી એવું નહીં, એક્ઝેક્ટ છે વ્યવસ્થિત. શ્રદ્ધા રાખવાની નથી, એક્ઝેક્ટ એમ જ છે.

તમારે તો ભવિષ્યકાળનું જોવાનું રાખ્યું જ નહીં ને ! છોડી પૈણાવવાની હોય કે દુકાળ હોય, પણ આપણે શું કહી દીધું ? કે 'વ્યવસ્થિત'ના તાબામાં છે ! ભૂતકાળ વહી ગયો અને ભવિષ્યકાળ 'વ્યવસ્થિત'ના તાબામાં છે.

'પાંચ વર્ષ પછી શું થશે ?' એની કંઈ ચિંતા છે તને ? ના. કારણ કે 'વ્યવસ્થિત'નું જ્ઞાન આપેલું છે. એટલે ઘડી પછીનાં ભવિષ્યકાળની ચિંતા નથી રહી.

ગઈકાલે ગાડી અથડાઈ હોય ને દસ-પંદર માણસો મરી ગયાં હોય અને પચાસેક માણસો ઘાયલ થયાં હોય. અને આજ મુંબઈ જવાનું થયું અને જાગૃત માણસ હોય એને ગાડીમાં બેસવાનું થાય તો એને શું થાય? એને યાદ આવે કે કાલે ગાડી અથડાઈ હતી, તે અત્યારે અથડાશે તો શું થશે ? પછી એ જ્ઞાન ત્યાં એને શું હેલ્પ કરે ? 'વ્યવસ્થિત'નું જ્ઞાન તો તમે જાણો છો. પણ પેલાને 'વ્યવસ્થિત'નું જ્ઞાન બેસે નહીં ને ! એ તો તમને જ મૂર્ખ કહેશે. પણ એ બિચારો તો આખો દહાડો સવારથી સાંજ સુધી ઊંચોનીચો થયા કરે કે કાલે ગાડી અથડાઈ હતી. આજે અથડાશે તો શું થશે ? તે એવો વિચાર આવે તો, આપણે વિચારોને તરત એવું કહી દેવાનું કે તમે બહાર જાવ. અથડાશે તો અમારે ખાસ વાંધો નથી, પણ અત્યારે તમે જાવ. તે આપણે નિરાંતે ઊંઘી જઈએ. લોકોનેય ઊંઘ તો ના આવે પણ પછી શું કરે ? થાકીને પાણી પીને ઊંઘી જ જાય છે ને!

રાતે કોઈ એમ કહે છે કે આજે રાતે મને ત્રણ વાગે ઊંઘ ના આવે તો શું કરીશ ? મચ્છરા કૈડશે રાતે ત્રણ વાગે, તો શું કરીશ ? એ તો જોઈ લેવાશે તે વખતે. એનો કશો ભવિષ્યનો વિચાર કર્યો, એ બધું જ નુકસાનકારક. વર્તમાનમાં વર્તવાનું બસ. ભવિષ્યનો વિચાર કરે તોય છે તે તારું મોઢું આ લોકો સમજી જાય કે ભઈ કશાક વિચારમાં પડ્યા છે. ભૂતકાળના વિચાર કરતા હોય તોય મોઢું બગડી જાય.

હવે તે ઘડીએ વિચાર આવ્યો કે સાલું, પાણીમાં તો અમુક અમુક જાતનાં જીવ આવે છે. એટલે આ જીવ આવ્યા હશે એવો વિચાર આવે ને, એનું પૃથ્થકરણ થયા કરે ને પીવે ખરો પાછો, છૂટકો ના હોય. તો તે ઘડીએ આપણે શું કહીએ, 'વ્યવસ્થિત' છે મૂઆ, પી લે નિરાંતે. આરામથી પીઓ. જે કર્યા વગર છૂટકો જ નથી, તેનો શું અર્થ ? એટલે આ વ્યવસ્થિત છે. એટલે અગ્રશોચ બંધ થઈ ગયો.

ડાળ નીચે ઊભા રહ્યા પછી ડાળનું શું થશે ? પડશે ? એ જે વિચારો આવે તે મનનાં સ્પંદનો છે અને તે ડિસ્ચાર્જ સ્વરૂપે છે. આ

જાણવું એ આપણું સ્વરૂપ છે. અને આ પડવું એ વ્યવસ્થિત છે. ને વ્યવસ્થિત આપણને મંજૂર છે. ટેક્સીમાં બેઠાં પછી વિચાર આવે કે એક્સિડન્ટ થશે તો ? તો આપણે એને કહેવુ કે 'તું જ્ઞેય છું ને હું જ્ઞાતા છું. આપણો આ સંબંધ છે'. આ વ્યવસ્થિત અમે એકઝેકટ જોયું છે તેથી અમે તમને કહીએ છીએ કે નિર્ભય રહો, નિઃશંક રહો.

## ભવિષ્યના પ્લાનિંગની લક્ષ્મણરેખા

**પ્રશ્નકર્તા :** અઠવાડિયાનો તમે કાર્યક્રમ પ્લાન કરો કે આવતા અઠવાડિયામાં શું શું કરવાનું છે એ ફ્યુચરની વ્યાધિ ગણાય ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** તો શું કહેવાય ? એને કેવી રીતે કહેવાય ?

**દાદાશ્રી :** એ તો વ્યવસ્થિત કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ એ પ્લાન કરવો એ બરાબર ને.

**દાદાશ્રી :** એ પ્લાન તો ચંદુભાઈ કરે, તમે નહીં. તમે જાણો. તમે જાણનાર. પ્લાનીંગ તો કરવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** પ્લાનીંગ એ ઉપાધિમાં આવે કે નહીં ?

**દાદાશ્રી :** ના. ઉપાધિ તો ક્યારે, પોતાના માથે હોય ત્યારે. આ તો ચંદુભાઈને માથે છે. ચંદુભાઈને કહેવું જોઈએ કે ભઈ પદ્ધતિસર કરો. પ્લાનીંગ કરીને કરો તો સારું.

**પ્રશ્નકર્તા :** પણ આપે કહ્યું ને કે ભવિષ્યની વાત બાજુ ઉપર મૂકી દો, તારા હાથમાં છે નહીં, વ્યવસ્થિતના હાથમાં છે. તો પછી પ્લાનીંગ કરવાનું પ્રયોજન ખરું ! પ્લાનીંગ કરવું જોઈએ તો પછી ?

**દાદાશ્રી :** શું થાય છે એ જુઓ.

**પ્રશ્નકર્તા :** એ જે થાય છે એ પણ વ્યવસ્થિત. પ્લાનીંગ થાય છે એ વ્યવસ્થિત છે.

**દાદાશ્રી :** પ્લાનીંગ થઈ જાય તેય ખોટું નથી. ના થાય તોય ખોટું નથી.

**પ્રશ્નકર્તા :** 'વ્યવસ્થિત' કરે છે એટલે ચિંતા નહીં, ભાંજગડ નહીં કશી.

**દાદાશ્રી :** હા, ભવિષ્યકાળની ચિંતા જ બંધ થઈ ગઈ. અને ભવિષ્યની ચિંતા બંધ થાય એવું કોઈ કાળે બનેલું નહીં. એ છેલ્લા અવતારમાં જ બંધ થાય. છેલ્લે એને કેવળજ્ઞાન થયા પછી. અને એક આ અક્રમ વિજ્ઞાનનો પ્રતાપ જુઓને ! બધાંય કહે છે, મને કશી ચિંતા-બિંતા કશું જ નથી.

**પ્રશ્નકર્તા :** પણ 'એ ચિંતા નથી', એ તો વ્યવસ્થિતનો પ્રતાપને !

**દાદાશ્રી :** હા. વ્યવસ્થિતના જ્ઞાનનો પ્રતાપ. અને એકલા વ્યવસ્થિત પર નહીં, અનુસંધાન છે આ. તમે શુદ્ધાત્મા થયાને એટલે શુદ્ધાત્માને ચિંતા હોય જ નહીં ને ! આ વ્યવસ્થિત તમને એમાં હેલ્પ કરે છે અને નહીં તો પેલું જરા ગૂંચવાડો રહ્યા કરત. સંપૂર્ણ શુદ્ધાત્માને ચિંતા કેવી ? ચિંતા તો ક્યાં આગળ ? એંસી ટકા શુદ્ધ થયા અને વીસ ટકા બાકી. તો વીસ ટકા ચિંતા રહી. અહીં તમે સો ટકા શુદ્ધ થઈ જાવ છો, ચિંતા કોને રહી પછી ! આ વ્યવસ્થિત એમાં હેલ્પ કરે. મોટામાં મોટી શોધખોળ છે વ્યવસ્થિત તો !

## ચિંતારહિત દશા અક્રમ જ્ઞાન થકી

ભવિષ્યકાળની ચિંતા બંધ થઈ ગઈ. અને આ કાળમાં એવું કોઈ જ્ઞાન ન્હોતું કે ભવિષ્યકાળની ચિંતા બંધ કરે. આ એકલું જ, આ અમારી વ્યવસ્થિતની શોધખોળ છે. વ્યવસ્થિત શક્તિ આગળ મૂકાઈ જ નથી ને ! કોઈ જગ્યાએ વ્યવસ્થિત શબ્દ સાંભળ્યો નથી ને ! સાંભળ્યો હોત તો ભવિષ્યકાળની ચિંતા ના હોત. આ તો બધી ભવિષ્યકાળની ચિંતા સોંપીને સૂઈ જાય છે નિરાંતે. અને બીજે દહાડે ફીટેય થઈ જાય, નહીં ? તમારી વકીલાત, જો ચાલે છે !

**પ્રશ્નકર્તા :** એ મને બેસી ગયું, હવે સંકલ્પ-વિકલ્પ નથી આવતા.

**દાદાશ્રી :** હા. નહીં તો ચિંતા વગર માણસ કોઈ રહી શકેલો નહીં. કારણ કે ક્રમિક માર્ગમાં છેલ્લા અવતારમાં ચિંતારહિત થાય. અહંકાર જાય ત્યારે ચિંતા જાય. આ એક અજાયબી લોકોએ ચાખીને !

આપણા જ્ઞાનનો દરેક અંશ ચિંતાને બંધ કરનારો છે. એક તો જો વ્યવસ્થિત સમજી ગયો તો ચિંતા બધી બંધ થઈ ગઈ.

એટલે જે બને એને વ્યવસ્થિત સમજે. એટલે બધી રીતે આપણું જ્ઞાન, દરેક વસ્તુમાં ચિંતારહિત બનાવનારું છે. કારણ કે અહંકાર ઊડી ગયો છે માટે. ચિંતા કરનારો જે અહમ્ છે ને, તે ગયો એટલે પછી એની વંશાવળી એની પાછળ ગઈ બધી, કાંણ કરનારી ! કાંણ, કાંણ, રાત-દહાડો કાંણ કરાય કરાય કરે, એ બધી વંશાવળી એની જોડે ગઈ બધી. અને વ્યવસ્થિતને એક્ઝેક્ટ મૂકી દીધેલું છે ! અને ભવિષ્યકાળનું યાદ આવે તોય એ શેના ઉપર રાગ છે કે દ્વેષ છે, તેય આપણને જડે. એટલે આ બધું આના પરથી શોધખોળ કરે તો જડે આપણને !

## ભવિષ્યમાં પડે તો ખોવે સુખ

આ વર્તમાનમાં આપણને સુખ છે, જે પાર વગરનું સુખ છે, એ ભવિષ્યકાળનો વિચાર કરવા જતાં આ સુખ બગડી જાય છે. એટલે આય સુખ ભોગવાતું નથી, અને ભવિષ્યેય બગડે છે. તે આપણે કહીએ કે આ ભવિષ્યકાળનું બધું વ્યવસ્થિતના તાબામાં ગયું. હવે જ્યાં આપણા તાબામાં નથી વસ્તુ, એની ભાંજગડ કરીને શું કામ છે ?! કેટલીક વસ્તુ મારા તાબામાં હોય એને તમે કહો કે દાદાના તાબાની વાત છે, મારે શું કરવા ભાંજગડ કરવી ? એવી રીતે 'વ્યવસ્થિત'ના તાબાની આપણે ભાંજગડ કરવાની જરૂર શું ? તમને અનુભવમાં આવી ગયું બધાને ? એક્ઝેક્ટ વ્યવસ્થિત છે. હવે ઘડી પછી શું થશે એ વ્યવસ્થિતને તાબે છે. એટલે આ આગળની ચિંતા છોડી દો.

આ બધાં તમારાં મિત્રો-બિત્રોને, બધાને ભવિષ્યની ચિંતા ખરી, ખૂંચ્યા કરે. આમ થઈ જશે તો આમ થશે ! લોક તો શું કહે છે કે, આગળનું જોવું તો પડેને ? અરે પણ, બે-ત્રણ દહાડાનું જોવાનું હોય. વીસ વરસનું જોવાનું હોતું હશે ? હજી છોડી ત્રણ જ વરસની છે, બાવીસ

વરસની થઈ હોય તો સમજણવાળી વાત કહેવાય. ભવિષ્યકાળનો અગ્રશોચ ને એ બધી કેટલી ઉપાધિઓ થાય ! છોડી ત્રણ વર્ષની હોય તો આજથી ચિંતા કરે, તે ઠેઠ વીસ વર્ષ સુધી. તે અલ્યા, હજી છોડી મરશે કે જીવશે, તું જીવીશ કે મરીશ ! મૂઆ આનું શું કરવા આજથી ભાંજગડ લઈને બેઠો છું તે ! ત્યારે છોડીને પૈણાવા હારું પૈસા જોઈશે ને આમ જોઈશે ને ! અલ્યા મૂઆ, તે ઘડીએ જોઈ લેવાશે, પણ આજ તો હમણે મજા કર !

## એવી અક્કલ શું કામની ?

કો'કને પક્ષાઘાત થયેલો દેખે. એટલે એનેય વિચાર આવે કે 'સાલુ મને પક્ષઘાત થાય તો શું થાય કહેશે ?' હવે અક્કલવાળાને વિચાર કરવાની જરૂર છે ? અક્કલવાળો જ વિચાર કરે ને આ ! આવી અક્કલ શું કામની તે ? જે અક્કલ દુઃખ લાવે, એ અક્કલને અક્કલ કહેવાય કેમ કરીને ? હોય તે દુઃખને વિદાય કરી આપે એનું નામ અક્કલ કહેવાય. આ તો દુઃખ ને દુઃખ જ. મને કંઈ પક્ષાઘાત થઈ જાય તો મારું શું થાય? મારું કોણ ? આ છોકરો તો બોલતો નથી, એકનો એક છે તે ! બધું ચીતરી નાખે. અલ્યા, થયું નથી ત્યારે મૂઆ શું કરવા... ? એ એનું નામ અગ્રશોચ. અગ્રશોચ એટલે શું ? થયું નથી તેને આ ચીતરવું છે. તમારે અત્યારે અગ્રશોચ છે કોઈ જાતનો ? નિરાંતે મજા કરે છે ને ! અગ્રશોચ તો બધાય ડાહ્યા માણસને હોય જ ને ! કે ગાંડાને હોય ?

**પ્રશ્નકર્તા :** કહેવાતા ડાહ્યાઓને જ હોય.

**દાદાશ્રી :** ગાંડાને ના હોય, નહીં ? બારીઓ જ બંધ ! એ દેખાતું હોય તો ભાંજગડ ને !

અરે, સાધુ મહારાજનેય મનમાં એમ થાય, 'આ મહારાજને પક્ષઘાત થયો તે હારું, આ મારું નામેય તેમની રાશી ઉપર છે. તો મનેય પક્ષઘાત થઈ જશે, એવી અક્કલ વાપરે. અક્કલ વાપરે તેમ તેમ સરસ મઝા આવે અંદર, નહીં ? અને તે અક્કલ ના વપરાતી હોય તો વાંધો નહીં ! એટલે પછી ઊંઘ ના આવે બિચારાને ! તે પક્ષઘાતને બોલાવ્યો બિચારાને, સૂઈ રહ્યો'તો પક્ષઘાત પેલાને ત્યાં, તે અહીં બોલાવ્યો !

એટલે બીજું આ એક અગ્રશોચ ઉત્પન્ન થઈ જાય છે, ભવિષ્યમાં

શું થશે એને જ ખોળ ખોળ કરે. સાધુ-સંન્યાસીઓ, આચાર્યો બધા. ભવિષ્યમાં શું થશે ? એનાં માટે જ આખો પુરુષાર્થ ઊડી જાય છે. ત્યાં જ ગૂંચાયા કરે છે. અહીં ખાવા-પીવાનું ખાતો નથી. ત્યાં ભવિષ્યમાં મૂઓ હોય. મેલને અત્યારે ત્યાં શું કરે છે ?

**પ્રશ્નકર્તા :** 'શું થશે ?' એનો જે વિચાર છે એ જ દુઃખ છે. બાકી દુઃખ ક્યાં છે ?

**દાદાશ્રી :** દુઃખ નથી. તેથી જ તો અમે વ્યવસ્થિત કહ્યું. તે તમે એ દુઃખમાંથી મુક્ત થયા ને ! વ્યવસ્થિતના આધારે તમે તો સર્વ દુઃખોથી, જે આવવાના છે એનાથી મુક્ત જ થઈ ગયાને ! એ તો ભગવાને કહ્યું છે કે ક્રમિકમાર્ગમાં અગ્રશોચ સિવાય બીજું હોય નહીં. અગ્રશોચ એટલે હવે શું થશે, હવે શું થશે ? ઓગણીસોને એકાણુંમાં શોચ કરવાનું તેનું આજથી કરે. મહારાજેય કહે, ઘડપણ આવ્યું ને કંઈ પગ ભાંગી જાય તો શું કરું ? અલ્યા, પણ હજુ થયું નથી ને શું કરવા દુઃખ કરો છો ? એટલે તેનાથી તમે મુક્ત થઈ બેઠા છો, એટલે જ નિરાંત થઈ ગઈ છે ને.

તેથી આપણા મહાત્માઓ લહેરથી બેસે છે બધા જુઓ ને ! એમને સમજણ પાડી કે વ્યવસ્થિત છે, એટલે ડખલેય નથી. તમે વ્યવસ્થિત સમજ્યા અને અનુભવમાં આવી ગયું કે ખરેખર વ્યવસ્થિત જ છે. એટલે દુઃખ રહ્યું કશુંય ?

વ્યવસ્થિત શક્તિને લીધે તમને બધાને શાંતિ, એને લીધે તો બધે શાંતિ છે. વ્યવસ્થિત ના હોય તો તો ઊંઘેય ના આવેને ?

**પ્રશ્નકર્તા :** કાયમ ટેન્શન ને ટેન્શન જ હોય પછી તો.

**દાદાશ્રી :** હા, ટેન્શન, ટેન્શન ! એ જ હું ખોળતો'તો પહેલાં. કંઈક એવું જ્ઞાન હોવું જોઈએ કે જે લોકોને બધાને શાંતિ રહે. ક્રમિકમાર્ગમાં કોઈ દા'ડો ઊંઘ જ ના આવે. ટેન્શન ને ટેન્શન.

શરીર જશે એવું થયું હોય તો અગ્રશોચ શું શું થાય ? આમાંથી

આમ થઈ જાય તો શું થાય ? આમથી આમ થઈ જાય તો શું થાય ? અરે, શું જવાનું છે ? જે થવાનું છે તે થવાનું છે. મેલને પૂળો અહીં.

તમારે અહંકાર અને મમતા બેઉ ઊડી ગયા. અને તો જ ચિંતા વગર જીવન જીવી શકે માણસ. નહીં તો ચિંતા વગર તો કોઈ ક્રમિક માર્ગના જ્ઞાનીએ ના જીવન જીવી શકે. ક્રમિક માર્ગ એટલે અગ્રશોચ ખરો જ. ભૂતકાળ ગયો પણ અગ્રશોચ ખરો. તે પછી જ્ઞાનથી દબાવ દબાવ કરે. છાવર છાવર કરે. ક્રમિક માર્ગના જ્ઞાનીઓય શું કહે ? અંદર આનંદ છે ને બહાર ઉપાધિ છે, બહાર ચિંતા છે, અગ્રશોચ હોય. તમારે અગ્રશોચ મટાડવા માટે તો મેં વ્યવસ્થિત કહી દીધું છે કે ભઈ, હવે અગ્રશોચ શું કરવા કરો છો ? તમને વ્યવસ્થિત કહી દીધું એટલે બધું એમાં આવી ગયું. કારણ કે ભવિષ્યકાળ વ્યવસ્થિતના તાબામાં, કારણ કે સવારમાં ઊઠીને મિનિટ પછી શું થશે, એ વ્યવસ્થિતના તાબામાં !

ક્રમિક માર્ગમાં લખે એ લોકો કે એક કલાક પણ જગત વિસ્મૃત થતું નથી. બધું આયા જ કરે. ભૂતકાળ ને ભવિષ્યકાળ, ભૂતકાળ ને ભવિષ્યકાળ બેઉ આયા જ કરે. અગ્રશોચેય મહીં વર્ત્યા કરે. જે તીર્થંકરોએ લખ્યું છે, જીવને અગ્રશોચ રહેવાનો જ ભવિષ્યનો. સમકિત હોય તોય અગ્રશોચ રહે.

## કર્તાપદ છૂટે તો જ વર્તાય વર્તમાનમાં

**પ્રશ્નકર્તા :** હવે ક્રમિકમાર્ગમાં બધા હોય, પણ જે થઈ રહ્યું છે, એ તો થઈ જ રહ્યું છે ને, એ વ્યવસ્થિત જ ને. એમના માટે પણ વ્યવસ્થિત તો ખરું જ ને ! એ સમજે નહીં, એ જુદી વાત છે.

**દાદાશ્રી :** એ જે થઈ રહ્યું છે વ્યવસ્થિત છે. પણ તે આગળનો વિશ્વાસ ના બેસે. અને અગ્રશોચ જાય નહીં.

**પ્રશ્નકર્તા :** એને ન જાય, પણ આપણી સમજ માટે એને જે થઈ રહ્યું છે એ વ્યવસ્થિત જ છે ને !

**દાદાશ્રી :** હા. પણ વ્યવસ્થિત અમે જેને જ્ઞાન આપીએ તેને હોય,

બીજા કોઈને વ્યવસ્થિત હોતું નથી. જ્ઞાન આપીએ તેને કહીએ કે હવે તારી લાઈફ બધી વ્યવસ્થિતના આધીન છે. માટે તારે ગભરામણ નહીં થાય. પણ અમારી આજ્ઞામાં રહેવાનું. બીજા વ્યવસ્થિતના અર્થનો દુરુપયોગ કરે. બીજું આખું જગત જ અગ્રશોચવાળું છે, સંતો-જ્ઞાનીઓ બધા.

**પ્રશ્નકર્તા :** એનું કારણ એ કે એમને કર્તાપદ હોય એટલે ને ?

**દાદાશ્રી :** કર્તાપણું રહે. આત્માનું વધતું જાય એટલું કર્તાપણું ઘટતું જાય, પણ કર્તાપણું રહે.

પહેલાં તમે કર્તા હતા. ને કર્તા હતા એટલે ભૂતકાળની તમને ઉપાધિ રહેતી હતી, વર્તમાનની ઉપાધિ રહેતી હતી અને ભવિષ્યકાળનો અગ્રશોચ રહેતો હતો. હવે તમે કર્તા છૂટ્યા એટલે ભૂતકાળ ગોન, ભવિષ્યકાળ વ્યવસ્થિતના તાબામાં, એટલે વર્તમાનમાં રહો. જેમ આ દાદા રહે છેને વર્તમાનમાં, એવી રીતે.

એટલે ફ્રેશ દેખાય પછી દાદા. થાકેલા દાદા પણ ફ્રેશ દેખાય. એનું કારણ શું ? ત્યારે કહે, વર્તમાનમાં જ હોય. એટલે આ વ્યવસ્થિત તો બહુ હેલ્પીંગ છે. માટે કામ કાઢી લો. અત્યારે તમને કોઈ પરીક્ષા નથી, ટેસ્ટ એક્ઝામિનેશન નથી. આત્મા ભાને કરીને તમને પ્રાપ્ત થયો છે. એમાં તમારે કંઈ ટેસ્ટ એક્ઝામિનેશન આપવી પડતી નથી. હવે આ પાંચ આજ્ઞાઓ સહેલી ને સરળ છે. ઘર છોડવાનું નથી, બહાર છોડવાનું નથી, છોડીઓ પૈણાવીને છૂટ આપે છે. છોકરાં પૈણાવાની છૂટ આપે છે.

ફિકર-ચિંતા કરવાની નહીં આગળની. બધો અગ્રશોચ સોંપી દીધો એને, વ્યવસ્થિતને. અને ભૂતકાળ એ તો હાથમાંથી જ ગયો. વર્તમાનમાં રહ્યો. એટલે દાદા પાસે સત્સંગમાં બેઠાં એટલે વર્તમાનમાં.

એટલે તમને આ અક્રમવિજ્ઞાન આપ્યું એટલે વર્તમાનમાં રહી શકો છો. એટલે વર્તમાન કાળમાં છો અત્યારે, એવું આ વિજ્ઞાન છે ! વ્યવસ્થિતનું જ્ઞાન એ અજાયબ વિજ્ઞાન છે.

❖❖❖❖❖

# (૧૧)
# અમારી અનંત અવતારની શોધખોળ

## પ્રગટ્યું અક્રમ વિજ્ઞાન 'બટ નેચરલી'

**પ્રશ્નકર્તા :** તમને જ્ઞાન થયું સુરતના સ્ટેશને, ત્યારે કેવો અનુભવ થયો હતો ?

**દાદાશ્રી :** બ્રહ્માંડ દેખાયું આખું ! આ જગત શી રીતે ચાલે છે, કોણ ચલાવે છે, બધું દેખાયું. ઈશ્વર શું છે, હું કોણ છું, આ કોણ છે, આ બધું શેના આધારે ભેગું થાય છે, એ બધું દેખાયું પછી સમજમાં આવી ગયું અને પરમાનંદ થયો. ફોડ પડી ગયો ને બધો ! શાસ્ત્રોમાં પૂરું લખેલું ના હોય. શાસ્ત્રોમાં તો વર્ણન, જ્યાં સુધી શબ્દ હોય ત્યાં સુધી લખેલું હોય અને શબ્દની આગળ તો, જગત બહુ આગળ છે.

**પ્રશ્નકર્તા :** આ અક્રમ જ્ઞાન કેટલા અવતારનું સરવૈયું છે ?

**દાદાશ્રી :** અક્રમ જ્ઞાન જે પ્રગટ થયું છે, તે ઘણા અવતારનું સરવૈયું બધું ભેગુ થઈ એની મેળે કુદરતી જ આ પ્રગટ થઈ ગયું છે.

**પ્રશ્નકર્તા :** આ તમને બટ નેચરલ થયું પણ એ કેવી રીતે ?

**દાદાશ્રી :** આ કેવી રીતે એટલે કે એના સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ભેગા થવાથી થયું. આ લોકોને સમજાવવા માટે મારે 'બટ નેચરલ' કહેવું પડ્યું. બાકી આ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ બધા મળી આવ્યા તે પ્રગટ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** ક્યા એવિડન્સો મળ્યા ?

**દાદાશ્રી :** બધા બહુ જાતનાં એવિડન્સો મળ્યાં ને ! આખા જગતનું કલ્યાણ થવાનું હશે, તેય કાળ પાક્યો હશેને, અને તેથી કંઈ નિમિત્ત તો જોઈએ ને ?

## જ્ઞાન થયું એક્સિડન્ટ કે ઈન્સિડન્ટ ?

**પ્રશ્નકર્તા :** આપને જે પેલું જ્ઞાન થયું, એ ઓર્ડરમાં એટલે એના ક્રમમાં છે કે 'એક્સિડન્ટ' છે ?

**દાદાશ્રી :** 'એક્સિડન્ટલી' થયું કહે, પણ હું એને ઇન્સિડન્ટલી કહું. અને જગત એને એક્સિડન્ટલી કહે. લોકો કહેશે, 'કશું બાવાના કપડાં પહેર્યાં નહીં તોય ?' પછી મેં કહ્યું, 'ના, બધું ઓચિંતુ થઈ ગયું, હું એને ઇન્સિડન્ટલી કહું'.

**પ્રશ્નકર્તા :** કહેવાનો મતલબ એ કે આ શું કામ અમુક લોકોને જ થાય ને બીજાને નથી થતું ?

**દાદાશ્રી :** હા. અમુક લોકો પૈસાવાળા થાય છે, અમુક લોકો ગરીબ હોય છે, એની પાછળ કોઝિઝ તો ખરાંને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે એની પાછળના કોઝિઝ છે. બધા કોઝિઝનું સેવન કરે તો ઈફેક્ટ થાય. આ ઈફેક્ટ છે. અમને આ જ્ઞાન પ્રગટ થયું તે, એનું નામ ઈફેક્ટ. કોઝિઝ એની પાછળ રહ્યા. કોઝિઝ પહેલાં થયેલાં હોવાં જોઈએ.

**પ્રશ્નકર્તા :** થઈ ગયા હશે કોઝિઝ પહેલાં, એવું તમે માનો છો ?

**દાદાશ્રી :** થઈ ગયેલા, કોઝિઝ થયા પછી ઈફેક્ટ શરૂઆત થાય. ઈફેક્ટ પહેલી ના હોય. કોઝિઝ પહેલાં હોય, એ ઈફેક્ટનું રૂટ કોઝ છે !

**પ્રશ્નકર્તા :** આપને આ અક્રમ વિજ્ઞાન મળ્યું એ કોઈની મદદથી મળ્યું કે એની મેળે મળ્યું, સમજવું જ હતું.

**દાદાશ્રી :** હા, લોકો મને પૂછે છે કે આ તમને જ્ઞાન કેવી રીતે થયું ? ત્યારે મેં કહ્યું, 'તમારે નકલ કરવી છે ?' ધીસ ઈઝ બટ નેચરલ. મને તો ખબરે નહોતી ને આ નેચરલ ઊભું થયું. તમારી પુણ્યૈએ જોર કર્યું. હું તો ક્રમિકથી કરી કરીને થાક્યો હતો. પણ તમને બધાને જ આ અક્રમ મળ્યું !

**પ્રશ્નકર્તા :** એ પણ વ્યવસ્થિતનો એક ભાગ હતો ?

**દાદાશ્રી :** હા, વ્યવસ્થિતનો ભાગ હતો. એ જ વ્યવસ્થિત તમને આપ્યું છે. જે વ્યવસ્થિત સંકલ્પ-વિકલ્પ ના કરાવડાવે એવું વ્યવસ્થિત આપ્યું છે તમને.

**પ્રશ્નકર્તા :** આ તમને જ્ઞાન થયું, તો એ તમને પહેલેથી આમ આગાહી, આમ અંદર સંકેત થયા કરે ? કે જ્યારે થયું ત્યારે થયું, સ્પોન્ટેનીયસ થયું ?

**દાદાશ્રી :** મને ખબર જ નહીં કે આવું જ્ઞાન થશે. મને તો આવું થશે એવું હતું જ નહીં ને ! આવું તો કલ્પનામાં ના આવેલું હોય. મેં જાણ્યું કે કંઈક થોડું અજવાળું થશે, કંઈ સાધારણ, તે શાંતિ રહેશે. પણ આ તો જાણે શુંનો શું ઉઘાડ થયો !

પણ અનંત અવતારનું કરેલું, તેનું ફળ આવ્યું છે આ. વ્યવસ્થિતની મારી આ બહુ મોટામાં મોટી શોધખોળ છે. કો'ક વખત જવલ્લે જ થાય.

## છેવટે જડ્યું આ અનુભવ જ્ઞાન

એવુ છે ને પાડોશ કોઈ ના હોય, એકલો હોય ને, તો એને સૂઝ પાડનાર મહીં છે. પણ બધા સાથે હોય તો કોણ સૂઝ પાડે ? એકલો હોય તો સૂઝ પડે. એટલે આ જગત એકલું હોતું નથી, તેની જ ભાંજગડ છે

ને ! અને હું એકલો ફરેલો છું કારણ કે મારો સ્વભાવ નાનપણમાંથી એવો હતો કે એક રસ્તો, અહીંથી જે રસ્તો નીકળે તો આમ ફરીને આમ જતો હોય ને, તો મારી દૃષ્ટિથી તરત સમજમાં આવી જાય છે, આ ખોટું છે, રસ્તો ઉંધો છે. આ નાનપણથી આ ટેવ, લોકના રસ્તા ઉપર નહીં ચાલવું, પોતાના ધારેલ રસ્તે કરવું, તેનો મારેય પડેલો કેટલીય વખત, કાંટાય ખાધેલા. પણ છેવટે તો આ રસ્તે જવું એ નક્કી. તે આમાં આ રસ્તે ફાવ્યું અમારે. ઘણા અવતાર માર પડ્યા હશે પણ છેવટે ખોળી કાઢ્યું, એ વાત નક્કી.

**પ્રશ્નકર્તા :** એટલે જિજ્ઞાસા તમારી પાસે પહેલેથી હતી.

**દાદાશ્રી :** હા, પહેલેથી.

**પ્રશ્નકર્તા :** ગયા જન્મની.

**દાદાશ્રી :** એ ઘણા અવતારોની, ગયા જન્મની નહીં. અને એટલે સુધી જિજ્ઞાસા કે ભવિષ્યની ચિંતા ન હોવી જોઈએ ! જો જન્મ્યો છે તો ભવિષ્યની ચિંતા કેમ હોવી જોઈએ ? એટલે આ વ્યવસ્થિતની શોધખોળ કરી લાવ્યો છું.

**પ્રશ્નકર્તા :** એટલે જિજ્ઞાસા ખૂબ તીવ્ર. એ એની માત્રા જેમ વધતી જાય એમ જ્ઞાનનો પ્રકાશ આવતો જાય.

**દાદાશ્રી :** હા. જરૂર પ્રકાશ આવતો જાય. સૂઝ પડતી જાય, બધું જ થઈ જાય. પણ એકલો હોય તો.

**પ્રશ્નકર્તા :** હા, એકલાની જ વાત છે.

**દાદાશ્રી :** પાછી ભાઈબંધની કે બીબીની સલાહ લીધી તો બગડ્યું.

આ અમારું અનુભવ જ્ઞાન છે બધું. અમારા અનુભવની શ્રેણીમાં આવેલું જ્ઞાન છે. નહીં તો કોઈ કહી શકે નહીંને, કે ભઈ હવે તમારે વ્યવસ્થિત છે, એવું કોઈ કહી શકે નહીં ! ચિંતા કરવાની બંધ કરાવે નહીંને ! કોઈએ કહેલું નહીં, વ્યવસ્થિત છે એવું.

## કેવળજ્ઞાન સિવાય, અન્ય બધું સંયોગાધીન

**પ્રશ્નકર્તા :** આ વ્યવસ્થિત છે. એનાં શું કોઝ પડેલા, દાદા ક્યાંથી વ્યવસ્થિત શોધી લાવેલાં ?

**દાદાશ્રી :** આ અવતારોથી એ જ શોધતો હતો કે આ શેનાં આધારે ચાલી રહ્યું છે. લોક કહે છે કે મારા કર્મો ચલાવે છે ? તો મૂઆ, સૂર્ય- ચંદ્ર કોણે ગોઠવ્યા, આ બધી મુશ્કેલી ઊભી થાય છે તો ખરેખર કોણ છે ? હુ ઈઝ ધ રિસ્પોન્સિબલ ? તે આ વ્યવસ્થિત એટલે ઘણાં અવતારની શોધખોળ છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન થતાં પહેલાં એ દેખાતું'તું ?

**દાદાશ્રી :** પહેલેથી આ સત્ય જાણ્યા સિવાય મોક્ષે જવું નથી, એવું નક્કી કરેલું. કે આ જગત ચલાવનાર ખરેખર કોણ છે ? આપણા કર્મના ઉદય લોક કહે છે તે કર્મોના ઉદય તે મને એકલાને લાગું થાય. મૂઆ સૂર્ય-ચંદ્રને શું લેવાદેવા. આ તારા, ચંદ્ર એવા ને એવા જ રહે છે. આ બધી આવડી મોટી દુનિયા શી રીતે ચાલે છે ? માટે વ્યવસ્થિત નામની શક્તિ છે, જે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે અને તે અમે સમજ્યા પછી આપ્યું છે આ. અને તત્કાળ જ ફળદાયી છે, અવ્યવસ્થિત થતું જ નથી આ જગતમાં. પછી ભાંજગડ જ ક્યાં રહી ?

બહુ ઊંચી શોધખોળ આપી છે આ કાળમાં તેથી અમે કહ્યું છે ને ૮૦ હજાર વર્ષ સુધી આનો પ્રભાવ રહેશે જ્ઞાનનો, પછી તીર્થંકરો થશે એટલે આ પ્રભાવ ઊડી જશે. તીર્થંકર હોય તો બીજાની જરૂર નહીં. જ્યાં સુધી એવાં પુરુષ ના હોય ત્યાં સુધી આ ગુંચવાડો શી રીતે કાઢે લોક ? દિવસ જ શી રીતે કાઢે ? મહીં વિચાર અવળો આવ્યો તે દહાડો શી રીતે કાઢવો ?

અને અમનેય ખબર ન્હોતી કે આવું કોઈ જ્ઞાન પ્રગટ થવાનું છે. પણ આ વ્યવસ્થિત અમારી ઘણાં અવતારની શોધખોળ હતી. કેટલાય અવતાર તો અમે કોઈ પણ ક્રિયા વગર જ સંસારમાં રહ્યા છીએ. એને જોવા માટે, તપાસવા માટે કે ચાલે છે કે બંધ થઈ જશે.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ ક્રિયા વગર ?

**દાદાશ્રી :** એટલે બધો હિસાબ કાઢીને પછી જડ્યું કે ધીસ ઈઝ ધ ફેક્ટ. પછી એ ફેક્ટ આપ્યું છે તમને. એમ ને એમ તો આપીએ તો માર્યા જાય લોક. ઊંધે રસ્તે ચઢાવ્યા કહેવાય.

આ પાછું જ્ઞાન આવરાઈ જવાનું. જ્ઞાન તો પ્રગટ થાય છે, પાછું આવરાઈ જાય. આવરાઈ જાય એ પાછું આમનું ચાલતું ચાલતું તેનું છે તે ઘસિયું ગાડું ચાલ્યા કરે પાછું. આમાં પુણ્યશાળી લોકો લાભ ઊઠાવી અને ચાલ્યા જશે.

હંમેશા જ્ઞાન પ્રગટ થાય છે અને આવરાય છે, પ્રગટ થાય છે અને આવરાય છે. એવું નથી કે આ જ્ઞાન પ્રગટ થયું એટલે કાયમ રહેવાનું છે ! દરેક પ્રકારના જ્ઞાન પ્રગટ થાય છે, જાતજાતનાં જ્ઞાન. કેવળજ્ઞાન એક જ પ્રકારનું છે, પણ સમય સંજોગના આધીન જાતજાતનું જ્ઞાન છે. એટલે કાળને આધીન ફેરફાર થયા કરે છે. પ્રકાશ એક જ પ્રકારનો છે. પણ કાળને આધીન એ વાણી, શબ્દો, વાત, રીત, રસમ બધું જ જુદું.

**પ્રશ્નકર્તા :** સાવ સાચી વાત, દાદા.

**દાદાશ્રી :** એટલે આમાં એવું નથી કે આ દાદાએ શોધખોળ કરી તે કાયમને માટે છે. આવી તે બધી બહુ તીર્થંકરોએ શોધખોળ કરી કરીને મૂકેલી પણ બધી આવરાઈ ગઈ, કેટલીએ. આ દાદાએ મૂકી છે તેય એંસી હજાર વર્ષ સુધી ચાલીને અને પછી આવરાઈ જશે પાછી. એ પહેલાં તીર્થંકરો આવ્યા કે નવી જાતની વાત અને તે દહાડે મન-વચન-કાયા બધા સારા થઈ ગયા હોય. પહેલાં તીર્થંકરના વખતે એવા ડહાપણવાળા થઈ ગયાં હોય. કાળ તો ચોથો આરો હોય, આ ત્રીજો ને ચોથો આરો આપણા ભારત ક્ષેત્ર માટે બેઉ બહુ સારામાં સારા કાળ હોય.

## તો જ પમાય મોક્ષમાર્ગ

અને કોઈ ધર્મનું, કોઈ માર્ગનુંય બાકી નહીં રાખેલું, જોઈ લીધેલું બધાનું, કે કેટલી કરેક્ટનેસમાં છે. કોઈનેય ખરાબ નહીં કહેલું, બધાને

એડમિટ કરેલા કે આ લેવલ આટલે સુધીનું સત્ય, આ લેવલ આટલે સુધીનું સત્ય છે, એવું સમજાયેલું. પણ આ પૂર્ણ લેવલ નહીં, પૂર્ણ લેવલ વીતરાગો એકલા જ સમજ્યા છે. આ સંપ્રદાયોય નથી સમજ્યા એટલું. કારણ કે આ તો જુદું દેખાડેને, ભેદ દેખાડે ને બળ્યાં !

**પ્રશ્નકર્તા :** આપ કહો છો, એવી રીતનું વ્યવસ્થિત સાધુ-સંતોએ જોયું નથી, ત્યારે તમે વ્યવસ્થિતમાં શું જોયું છે ? એ વાત હજી કંઈ અંદર રહી છે. આ સાધુઓ બધાય એમ જ તો કહે જ છે થવાનું છે એ થવાનું છે.

**દાદાશ્રી :** નહીં, આ અમે તો આ વ્યવસ્થિત, આ જગત કેવી રીતે ચાલે છે, અને કોણ આમાં નિમિત્ત છે, એ શોધાય તો જ આ જગત મોક્ષમાર્ગને પામે, નહીં તો મોક્ષમાર્ગ પામે નહીં.

કારણ કે પછી પાછું બહાર નીકળ્યા પછી વિકલ્પ, 'આ શું થઈ જશે ? આમ થઈ જશે !' વાદળા ચઢ્યા હોય તો કહેશે, 'થોડોક વરસાદ પડશે તો શું થશે ?' આ તો વ્યવસ્થિતનું જ્ઞાન હાથમાં આવી ગયું એટલે પછી વાંધો નહીં. 'પડશે તોય વ્યવસ્થિત, નહીં પડે તોય વ્યવસ્થિત' કરીને સમાધાન રહે. એટલે આ અમારી શોધખોળ છે.

**પ્રશ્નકર્તા :** પણ તમે એનું આખું દર્શન જોયું હશે ને ! આ વ્યવસ્થિતનું આખું કોઈ દર્શન !

**દાદાશ્રી :** હા. એ દર્શન જોયા પછીનું આપેલું છે. આ એ અમારી ફૂલ(પૂર્ણ) સમજમાં આવ્યા પછી અમે આપેલું છે.

હા, દર્શન ને પછી એના શબ્દોય મેં આપ્યા. પછી જણાવી શકાય એવું નથી, એ દર્શન, એટલે પછી શબ્દરૂપે જેટલું જણાવી શકાય એટલું અમે જણાવ્યું. ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, એમાં તો બધું બહુ આવે છે એ વસ્તુ ! અને આ સિવાય બીજું કોઈ નિમિત્ત નથી, એવું એને અમે એક્ઝેક્ટનેસ આપીએ છીએ. વ્યવસ્થિત તમે બોલશો, એ વ્યવસ્થિતને જો યથાર્થ વાપરો તો તમને કોઈ જાતનું બોધરેશન નહીં રહે. તમને મહીં નિરાકૂળતા વર્તશે. નિરંતર સમાધિ રાખે એવું છે.

**પ્રશ્નકર્તા :** સમાધિ આવી જાય એમાં શંકા નથી કોઈ !

**દાદાશ્રી :** અને એ વ્યવસ્થિતના જ્ઞાન વગર તો, આ લોક મોક્ષમાર્ગ બહુ પામતાં નથી, એનું કારણ જ એ છે. તે આ ઘણાં કાળની અમારી શોધખોળ, કે મને તો પહેલું આ જડે તો જ આગળ ચાલવું છે, નહીં તો ચાલવું નથી એ નક્કી કરેલું, મોક્ષે જવું નથી ત્યાં સુધી. આ શેના આધારે ? કોણ ચલાવે છે આ ?

તો પછી કર્તા કોણ છે ? કેવી રીતે ચાલે છે જગત ? એ એનું આ સરવૈયું આવ્યું છે. આ કાળમાં ધન્યભાગ્ય છે કે આ સરવૈયું આવ્યું. જગત સમજે તો કામ કાઢી નાખશે એવું છે. હેય ! નિરાંતે સૂઈ ગયા. વ્યવસ્થિત કરીને, ના ગમતો માણસ આવ્યો, તો આપણું જ્ઞાન હાજર થાય, વ્યવસ્થિત હાજર થઈ જાય. એટલે પછી આપણને એના તરફ અણગમો રહે નહીં. કારણ કે આપણે જાણ્યું કોણે કર્યું આ ? એ એણે કર્યું ? ત્યારે કહે, 'ના, એણે નથી કર્યું'. એટલે એના ઉપર અણગમો થાય નહીં. આ વ્યવસ્થિતનું જ્ઞાન કોઈ જગ્યાએ રાગ-દ્વેષ નહીં કરવા દે. પ્રખર ના ગમતું આવે, તો તરત જ્ઞાન હાજર થઈ જ જાય કે વ્યવસ્થિત છે.

એટલે આ વ્યવસ્થિતની બહુ ઊંચી શોધખોળ આ કાળમાં થયેલી છે. એ અમારું અનંત કાળનું આ સરવૈયું હતું તે આ કાળમાં જડ્યું છે અમને. મોક્ષે જવું પણ આ શુદ્ધાત્માનું જાણ્યું, બધું જાણ્યું, ચાલો ને ! શુદ્ધાત્મા આવો છે એવુંય જાણ્યું, પણ હવે આનું શું થાય ? આ તો પછી તરત જ સાલું વરસાદ પડશે કે નહીં પડે ? અને કો'ક નઠારો માણસ આવ્યો એટલે આપણા મનમાં એમ થાય કે પાછો આ ક્યાં આવ્યો ?! વીતરાગતા કોઈ રીતે રહે એવી નથી, એ તો એક ફક્ત ગુરુના આધીન રહી શકે છે. પણ બે-ત્રણ જણ રહી શકે પણ, ગુરુના આધીન, આખો દહાડો પડી રહે એવા કેટલાક માણસ હોય ? કોણ પડી રહે આખો દહાડો ?

ગુરુના આધીન તો રહી શકાય, એ ગુરુ આધીનતા છે ને ! પણ તેથી શાસ્ત્રોએ કહ્યું છે કે કોઈ જ્ઞાનીની પાછળ બે-ત્રણ શિષ્ય તર્યા છે, બીજા કોઈ તર્યા નથી. એટલે આ અજાયબી છે આ કાળની ! જુઓને આપણા ગમે તેવા મહાત્માને પણ આમ એવી જીવનભર શાંતિ રહે છે. જુઓને, તમને કેવી શાંતિ રહે છે, નહીં ? વ્યવસ્થિતના પાસા બધા વિચારી નાખ્યા નહીં તમે ?

**પ્રશ્નકર્તા :** એ જ જ્ઞાન કામ કરે છે. દરેક વ્યવહારમાં એ જ્ઞાન જ કામ કરે છે.

**દાદાશ્રી :** એ વ્યવસ્થિત કેવી રીતે છે, એવું અમે એકલાએ જ્ઞાનમાં જોયેલું છે. એને શબ્દથી વર્ણવા માટે અમારે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ કહેવું પડ્યું કારણ કે ગુજરાતી શબ્દ જ નથી એને માટે.

**પ્રશ્નકર્તા :** બરોબર.

**દાદાશ્રી :** એટલે સાયન્સ માર્ગ છે. વૈજ્ઞાનિક કહું, તો વૈજ્ઞાનિક સમજાય નહીં. એ બે-ત્રણ વખત વાત કરું છું તો તરત સમજી જાય છે માણસ. કારણ કે નાના નાના દાખલા સાથે સમજણ પાડીએને અને અમારો હિસાબ જડી ગયોને એટલે. કારણ કે જે હિસાબ ખોળતો હતો તે જડ્યો એટલે પછી તો લોકોને આપ્યો આ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ કર્મ બાંધ્યું હશે ને પાછું ? આ ઝાડુ મારવાનું કર્મ, લોકોને રીપેર કરવાનું, જગતકલ્યાણ કરવાનું કર્મ બાંધ્યું હશે ને ?

**દાદાશ્રી :** હા, એ કર્મ બાંધેલું જ.

**પ્રશ્નકર્તા :** એ વ્યવસ્થિત ને ?

**દાદાશ્રી :** હા, વ્યવસ્થિત બધું. પણ ઘણાં લોકોનું કલ્યાણ થઈ જવાનું છે. કારણ કે સહેજાસહેજ કલ્યાણ થાય એવો મોક્ષમાર્ગ કોઈ ફેરો નીકળ્યો હોય તો આ ફેરો નીકળ્યો છે. સહેજાસહેજ કલ્યાણ. પારસીઓ, મુસલમાનો, બધાય ફાવ્યાને ! કોઈ એક કોમ ના ફાવે એવું નથી; ને બધાને માફક આવે એવું જ્ઞાન છે !

## મોક્ષ અટકાવ્યો વ્યવસ્થિતની શોધ કાજે !

**પ્રશ્નકર્તા :** જ્ઞાની વ્યવસ્થિત શક્તિને પાર પામી શકે ખરાં ?

**દાદાશ્રી :** હા. એને પાર પામીને મેં આ વ્યવસ્થિત શક્તિ આપી છે. છતાં અમારે હવે થોડી બાકી છે વ્યવસ્થિત શક્તિ, ચાર ડિગ્રીની એટલી જ બાકી રહી છે બધું પાર પામીને. વ્યવસ્થિત જ મેં આપ્યું છે

ને, વ્યવસ્થિત હતું જ નહીં. બધા લોકો તો ચિંતા કરી કરીને મરી ગયા, જ્ઞાનીઓ હઉ. અને મેં કહ્યું, તમને હવે પછીનું બધું વ્યવસ્થિતના તાબે છે. મારી આજ્ઞામાં રહો. હજુ કોઈએ વ્યવસ્થિત આપેલું નથી. બધા ક્રમિક માર્ગના જ્ઞાનીઓ ચિંતા કરીને થાકી ગયેલા, તીર્થંકરો સિવાય.

**પ્રશ્નકર્તા :** તીર્થંકરોએ શું કહેલું એ બાબતમાં ?

**દાદાશ્રી :** એ બાબતમાં તો એમણે એમની રીતે કહેલું. અને મેં તો આ જમાનાને જ લાગુ થાય એવી રીતે કહ્યું છે. કારણ કે તે દા'ડે છે તે એમની રીતે હતું. એટલે બધા ડેવલપ થયેલાંને તૈયાર કરતા હતા. અને આ તો અહીં આગળ તો જે અહીં આવ્યા હોય, મીટ ખાતા હોય, દારૂ પીતા હોય, આમ કરતા હોય, ચાર છોડીઓ હોય, એમને સમા કરવાના.

અને આ જગત કેવી રીતે ચાલે છે ? કેટલાંય અવતારની આ શોધખોળ લાવ્યો છું. નહીં તો લોક બુઝે નહીં ને ! કેમ કરીને બુઝે ? અને એક્ઝેક્ટ વ્યવસ્થિત જ છે ! જ્યાંથી તમે જુઓ ત્યાંથી. બધા તાળા મળી રહે અને ત્રણેવ કાળ અવિરોધાભાસ, કોઈ કાળમાં વિરોધ નહીં આવે. આ જ્ઞાન એ જ્ઞાન કહેવાય, વિરોધાભાસ હોય તો એ જ્ઞાન ના કહેવાય !

આ વ્યવસ્થિત એક બહુ સમજવા જેવું છે અને એક્ઝેક્ટ તેમ જ છે બધું ! થોડુ ઘણું આઘુંપાછું હોયને તો ગમે તે એક જણ બૂમ પાડતો આવે કે 'વ્યવસ્થિતે' મને અહીં આંતરો પાડ્યો !

આ તો કાયમની ચિંતા ના થાય એવું જીવન કરી આપું છું. 'એક ચિંતા થાય તો મારી ઉપર બે લાખનો દાવો માંડજો.' એવું હું કહું છું. શરત આમને હઉ કહેલી છે. આ બધાને કહેલી છે. તે એ વાત તો ઊંચી કહેવાયે ને !

**પ્રશ્નકર્તા :** દાદા, ત્યારે એ બતાવોને કે આ સમાધિ કેટલાક કાળથી છે, કેટલાં ભવથી ચાલી આવે છે ?

**દાદાશ્રી :** ઘણાં કાળની આ સમાધિ લઈને આવેલો છું, પણ હું ખોળતો'તો બીજું. આ જગતનો આધાર શો ? જ્ઞાન તો શુદ્ધાત્માનું થયું,

પણ આ જો કદી વ્યવસ્થિત તમને ના આપ્યું હોતને, તો તમે ફરી ગૂંચાઈ જાત. તમને લાગે છે એવું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે વ્યવસ્થિતને શોધવા માટે ઘણો કાળ ફર્યો છું હું. કારણ કે એ હોય તો એટલી નિરાંત થઈ આપણને. અત્યારે અહીં બેઠાં છો ત્યાં સુધી મનમાં એમ લાગે ને, કંઈક વિચારો આવે છે. ત્યારે કહે, વ્યવસ્થિત છે. નિરાંત રહે કે ના રહે ? અને તેમ જ છે, એ શોધી કાઢ્યું મેં. શોધ એક્ઝેક્ટ લાવ્યો છું.

એક વાર તો આ પદ જ નથી હોતું, આ અક્રમ વિજ્ઞાનીનું પદ. આ તો નિમિત્ત અમે બની ગયાં. આ ભાગે જ ના આવે. આ તો અમને ભાગમાં આવ્યું તેય અજાયબી છે ! કારણ કે હિસાબ અમે ખોળી કાઢેલો ને, વ્યવસ્થિતની શોધખોળ અમે લઈને આવેલાં, આવી.

અમને પણ મોક્ષ મળતો હતો, પણ અમે ના કહ્યું. અમે અટકાવ્યો હતો, આ વ્યવસ્થિતની શોધ માટે. કે ભઈ આવું ના હોવું જોઈએ. કંઈક આ બધા સાથે આમ મોક્ષ થાય. આ સંસારમાં બધું છોડી છોડીને મૂઆ, એ શી રીતે ફાવે ! પણ આ પ્રમાણ થઈ ગયું. અપવાદ કહેવાય છે આ. અપવાદ, મૂળમાર્ગ ન્હોય આ. ધોરીમાર્ગ ન્હોય. ધોરીમાર્ગ પેલો. પણ અપવાદમાંય કામ થઈ જાય ને ! આપણે તો ઝંઝટ જ મટી ગઈ ને, છોડવાની ! નહીં તો ક્યારે છોડી દે ?! આ તો ટેસ્ટથી ખાવ, હું એવું કહું. અને લોકો શું કહે, 'આવું બોલો છો તો શી રીતે મોક્ષે જાય ?' એને શું ખબર છે કે કોણ ખાય છે અને કોણ જુએ છે ? એને કંઈ ખબર નથી, એ જાણે કે પોતે જ ખાય છે આ !

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત શબ્દ આપને કઈ રીતે સ્ફૂરેલો ?

**દાદાશ્રી :** એ તો કેટલાંય અવતારથી એવું ખોળતો હતો કે આ બાવા બનીને આપણે એકલાએ મોક્ષે જવું નથી. ઘરના માણસોને બધાને રખડાવી મારી અને આપણે મોક્ષે જવું નથી અને સંસાર શું નડે છે, પણ ? સંસારનો શું દોષ છે બિચારાનો ?

આ ભવમાં તો નડે છે કોણ ? કરે છે કોણ ? એ શોધમાં જ પડેલો કેટલાય અવતારથી. હું જે લાવ્યો છું ને, એ ઘણા બધા અવતારનું સરવૈયું લાવ્યો છું. સરવૈયું કરતો કરતો લાવ્યો છું. કર્તા કોણ ? આ 'વ્યવસ્થિત કર્તા' મેં આપ્યું. પછી આ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, એ મારું અનુભવપૂર્વક જોયેલું છે. આ ઘણાં અવતારોથી !

અહીં તો કચકચ નહીં ને કોઈ જાતની કે તમે કેમ આ પહેરીને આવ્યા છો, કે તમે તેમ પહેરીને આવ્યા છો ? આપણે ત્યાં 'આ કરો, તે કરો', એ બધી ભાંજગડ જ નહીં ને ! એ સંતો તો કહેશે, આ કરો ને તે કરો, ને ફલાણું કરો. જ્યાં જાવ ત્યાં આ કરો ને તે કરો. એની એ જ ભાંજગડો !

**પ્રશ્નકર્તા :** આ પાંચ વખત વિધિ કરે છે, તે કેમ કરતો હશે ? પાંચ વખત એને આપે વિધિ કરી, એ વાત નીકળી'તી ને. તે તમે કહ્યું ને કે વ્યવસ્થિતનાં આધારે કરે છે. અને દાદાને કેમ કોઈની જોડે અથડામણ થતી નથી ? પણ તે વ્યવસ્થિત સમજીને બેઠેલા છે, તે પછી અથડામણ થાય જ ક્યાંથી ?

**દાદાશ્રી :** થાય જ ક્યાંથી ? વ્યવસ્થિત સમજીએ. વ્યવસ્થિત તો મેં આપ્યું છે, તે કેટલું સમજ્યો હોઈશ ત્યારે તમને બધાને, મેં પબ્લિકને આપ્યું છે કે આરપાર જોયેલી વસ્તુ છે આ. વિરોધાભાસ નામેય નથી. એનો અર્થ સમજો તમે. અને એ એકલું જ મોક્ષે લઈ જાય એવું છે. જો એટલું સમજે તોય ચિંતા છૂટી ગઈને પછી !

**પ્રશ્નકર્તા :** ગમે તે વર્તન હો, જગતને પોષાય ના પણ પોષાય, વર્તન બધું વ્યવસ્થિતનાં આધીન છે.

**દાદાશ્રી :** બધો ફોડ પાડી નાખ્યો છે.

**પ્રશ્નકર્તા :** ઘણી વાર વિચાર કરીએ કે કલાક, બહુ ત્યારે બે કલાક, અમે બોલીએ, પછી ઊભા થઈ જઈએ. બીજે આંટા મારી આવીએ. જ્યારે અહીં આ સતત રીતે આવું સત્સંગ ચાલે છે.

**દાદાશ્રી :** અને તે ઘણાં વખત તો ૧૦-૧૦ કલાક સુધી વાણી

નીકળ્યા જ કરે છે. એક જ જગ્યાએ સ્થિર બેસી રહે અને એય કુદરતી બળ પાછળ હશે ને ? સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે ને ! આ ગપ્પું ન્હોય. ઘણાં લોકોનું કલ્યાણ થવાનું હોય ત્યારે આવું ઉત્પન્ન થાય. નહીં તો આવું ઉત્પન્ન થાય નહીં ને ?

## જરૂર પડી આની આ કાળમાં જ

અનાદિ અવતારથી આ જ ખોળતો હતો કે આ જગત શા આધારે ચાલે છે ? એ આધાર ખોળી લાવી અને મેં તમને આપી દીધો.

એટલે હવે તમને ભવિષ્યની ચિંતા થાય નહીં. તેથી જ મોક્ષમાર્ગ કહ્યો ને ! નહીં તો મોક્ષમાર્ગ ચાલે નહીં. જો સહેજ ચિંતા થાયને, તો આ જ્ઞાન મારું આપેલું ઊડી જાય. એટલે એક પણ ચિંતા ના થાય એવું આ જ્ઞાન છે. એ શોધખોળ છે આ તો !

એક જણે પૂછ્યું કે 'તીર્થંકરોએ કેમ ના લખ્યું ?' મેં કહ્યું, 'એ કાળને અનુસરીને એમને જરૂર નહોતી તે ટાઈમે. છતાં એમના હ્રદયમાં તો આ જ્ઞાન હતું જ. પણ જરૂર નહોતી એટલે બહાર ના પાડ્યું.' તે કોઈએ પૂછ્યું નહીં ને એમણે જવાબ આપ્યોય નથી. અત્યારે આ કાળમાં જરૂર છે, ત્યારે આ જ્ઞાન બહાર પડ્યું. આ કાળમાં ઊભું થયું છે આ, કારણ કે એટલું બધું ઘોર અજ્ઞાન ઊભું થયું છે કે આ જ્ઞાન 'વ્યવસ્થિત કર્તા છે' એ ઊઘાડું, ખુલ્લું ના થાય તો લોક મુશ્કેલીમાં બફાય. જ્ઞાન તીર્થંકરોનું જ છે. મારું કંઈ છે નહીં, માટે તમે મનમાં કશી શંકા જ ના રાખશો.

લોકોના મનમાં એમ થાયને કે આ તો પોતાનું જ્ઞાન ઠરાવી મારે છે. જ્ઞાન પોતાનું હોય કેવી રીતે ? જ્ઞાન તો અનાદિથી ચાલ્યું આવ્યું છે ને તે જ છે ! એ ઋષભદેવ ભગવાનનું ન્હોય, કારણ કે ઋષભદેવ ભગવાન પણ કહેશે કે એ તો આગળથી આવ્યું છે ! અજીતનાથ ભગવાન પણ કહેશે કે ભઈ એ તો ઋષભદેવ ભગવાનનું આવ્યું છે ! એ ચાલુ જ છે ! હું આને મહાવીર ભગવાનનું જ્ઞાન કહું છું.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીઓને ભવિષ્યમાં વ્યવસ્થિતનું જ્ઞાન થાય, ખરું ?

**દાદાશ્રી :** હા, થાયને. અને આ વ્યવસ્થિત અમારી શોધખોળ છે. અપૂર્વ શોધખોળ છે આ. પૂર્વે ક્યારેય પણ શોધખોળ ન થયેલી.

## સર્વ ક્રિયાઓમાં 'વ્યવસ્થિત'

પૂર્વે ક્યારેય અપાયેલું નથી એવું છે. એનાથી શાંતિ રહે, નિરાંત રહે. કોઈ આવ્યું ને એના વિચારો આવે તે અટકે જ નહીં. ત્રણ-ત્રણ દહાડા ગૂંચવ્યા જ કરે અને વ્યવસ્થિત કહેતાંની સાથે જ બધું અટકી જાય.

નહીં તો ચિંતા જાય નહીં ને ?

'જ્ઞાન' જો 'જ્ઞાની' એકલા પાસે રહે તો જ્ઞાન રસાતળ જાય. 'જ્ઞાન' તો પ્રગટ કરવું જ જોઈએ. અજવાળાનો દીવો કો'ક ફેરો ઉત્પન્ન થાય છે. ત્યાં સુધી ઘોર અંધારું રહે. આ તો સુરતના સ્ટેશને 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ'ના આધારે કુદરતી રીતે ઉત્પન્ન થયું છે ! 'ધીસ ઈઝ બટ નેચરલ !' તો પછી એમાંથી જેટલા દીવા કરવા હોય તેટલા થાય. બાકી દીવામાં ઘી તો બધાય લોકોએ પૂરી રાખ્યું છે !

## વ્યવસ્થિતની શોધનું કરેલું નિયાણું !

વ્યવસ્થિત એ ગપ્પું નથી ! ગપ્પું ચાલે નહીં, આજ્ઞા તરીકે ના અપાય. વ્યવહારિક શબ્દ આજ્ઞા તરીકે ના અપાય. આ નિશ્ચય-વ્યવહારનો શબ્દ છે.

અત્યાર સુધી આ જ્ઞાન અપાયું નથી. તેથી જ આ અપૂર્વ વિજ્ઞાન કહેવાય છે. આ વ્યવસ્થિતની શોધખોળ ઘણાકાળની છે મારી. આ જ ખોળતો'તો કે આ જગત શા આધારે ચાલી રહ્યું છે અને કેટલો ભાગ ચાલી રહ્યો છે અને કેટલો ભાગ નથી ચાલતો ? એની શોધખોળ કરેલી અને પછી આ વ્યવસ્થિત મૂકેલું છે. પછી તો વ્યવસ્થિત જાણી ગયો એટલે પછી થઈ રહ્યું, ખલાસ થઈ ગયું પછી, રહ્યું શું ? બધું જ્ઞાન પ્રાપ્ત થઈ જ જાય.

આ અમે જે વ્યવસ્થિત આપ્યું છે ને, તે એક્ઝેક્ટ વ્યવસ્થિત છે. અમને આ શોધખોળ જડશે તો જ અમારે મોક્ષે જવું છે એવું નક્કી કરેલું, અમારું નિયાણું હતું. તે આ અમને જડ્યું અને આ બધાને આપ્યું. એક્ઝેક્ટ વ્યવસ્થિત.

**- જય સચ્ચિદાનંદ**

# રત્નકણિકાઓ

✦ 'અવસ્થિત' એ 'કૉઝિઝ' છે અને 'વ્યવસ્થિત' એ 'ઈફેક્ટ' છે. 'અવસ્થિત શક્તિ' એ 'કૉઝિઝ ઓફ એક્શન' છે. 'અવસ્થિત શક્તિ' ફેરફાર થઈ શકે, 'વ્યવસ્થિત શક્તિ' ફેરફાર થઈ શકે નહીં.

✦ જો તું અહંકારી છે તો તું જ કર્તા છે અને જો તું નિર્અહંકારી છે તો 'વ્યવસ્થિત' કર્તા છે. કર્તા પોતે છે જ નહીં.

✦ આખા જગતના મનુષ્યો મન-વચન-કાયાની અવસ્થાને પોતાની ક્રિયા માને છે. 'રીયલી સ્પીકિંગ' 'પોતે' કિંચિત્માત્ર કર્તા સ્વરૂપે છે જ નહીં. બધાં અજ્ઞાન દશાનાં સ્પંદનો છે અને તે 'કુદરતી રચના'થી ઉત્પન્ન થયેલાં છે. તેનો કોઈ બાપોય રચનાર નથી.

✦ કુદરત એ કોઈ વસ્તુ નથી. કુદરત એટલે સંજોગોનું ભેગું થવું તે. સંજોગોનો ભેગા થવાનો પ્રયત્ન થવા માંડ્યો, એનું નામ કુદરત અને એ સંજોગો ભેગા થઈ રહ્યા, એનું નામ 'વ્યવસ્થિત'.

✦ 'અવસ્થિત' એટલે 'બેટરી' 'ચાર્જ' કરેલું. 'વ્યવસ્થિત' એટલે 'ડિસ્ચાર્જ' થાય તે.

✦ જગત આખું ભગવાનને જાણતું જ નથી. જે શક્તિ આ જગત ચલાવે છે, તેને જ જાણે છે કે આ ભગવાન છે. ખરેખર એ ભગવાન નથી. એ તો 'મિકેનિકલ એડ્જસ્ટમેન્ટ' છે. ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. ભગવાન વીતરાગ છે ને આ 'મશીનરી'ય વીતરાગ છે.

✦ આ સંસાર 'વ્યવસ્થિત' છે એવું સમજમાં આવે તો ઘણાં દુઃખો ઓછાં થઈ જાય.

✦ કોઈ જગ્યાએ યાચકપણું કરવા જેવો આ કાળ નથી. 'વ્યવસ્થિત'નો નિયમ એવો છે કે જેણે યાચના ન કરવાનો નિયમ લીધો છે, તેને યાચના કરવાનો વખત કદી જ નથી આવતો.

✦ આ પક્ષીઓને બધું 'વ્યવસ્થિત' જ છે ને ! જેટલું જરૂરનું હોય તેટલું જ ખાવાનું મળી આવે. એટલે શરીર બગડે જ નહીં ને ? આપણા લોકોને વધારે મળે તેનું દુઃખ છે !

✦ ડુંગર ચઢવાનો યોગ આવશે ત્યારે પગમાં શક્તિ પણ હશે એવું 'વ્યવસ્થિત' છે !

✦ 'વ્યવસ્થિત'ના નિયમો જાણવા જેવાં છે. આ એરોપ્લેનની શોધ કરી, તે કંઈ નિયમની બહાર નથી. આ કાળમાં આયુષ્ય તો તેનું તે જ રહ્યું ને કર્મો જથ્થેબંધ છે, તેનો નિકાલ કરવા ઝડપી સાધનો ઊભાં થયાં છે. તે 'વ્યવસ્થિત'ના નિયમથી નિમિત્ત ગમે તે બને.

✦ 'વ્યવસ્થિત' શક્તિ કોણે બનાવી ? કોઈએ બનાવી નથી. પરીક્ષાનું 'રીઝલ્ટ' કોણ આપે છે ? આપણું જ લખેલું, તેનું જ આ 'રીઝલ્ટ' આવે છે !

✦ પોતે ચોખ્ખો તો આ જગતમાં કોઈ તમારું કંઈ બગાડનાર નથી. પોતે ચોખ્ખો તો સો જણ એક્સિડંટમાં માર્યા જશે, પણ પોતે બચી જશે. એવું આ 'એક્ઝેક્ટ' 'વ્યવસ્થિત' છે.

✦ અમારું અનંત અવતારનું સરવૈયું 'આ' છે ! હું 'જે' લાવ્યો છું, તે અનંત અવતારથી સરવૈયું કરતો કરતો, કરતો, કરતો..... લાવ્યો છું. એ સરવૈયું છે, 'વ્યવસ્થિત' ! 'સાયન્ટિફિક સરકમસ્ટેન્સિયલ એવિડન્સ !' જે જગતને ચલાવે છે !

✦ 'કર્તા પોતે છે' એમ માનવાથી જગત ઊભું રહ્યું છે ને 'કર્તા કોણ છે' એ જાણે તો છૂટે. આ 'ભગવાન' કર્તા નથી ને 'લોકો'ય કર્તા નથી. કર્તા તો બીજી શક્તિ છે, જે કામ કરી રહી છે. અમે એને 'વ્યવસ્થિત શક્તિ' કહીએ છીએ.

✦ 'વ્યવસ્થિત' એટલે શું ? ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્સિયલ એવિડન્સ છે !

❖❖❖❖❖

## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો

1. ૧. ભોગવે તેની ભૂલ
2. ૨. બન્યું તે જ ન્યાય
3. ૩. એડજસ્ટ એવરીવ્હેર
4. ૪. અથડામણ ટાળો
5. ૫. ચિંતા
6. ૬. ક્રોધ
7. ૭. માનવધર્મ
8. ૮. સેવા-પરોપકાર
9. ૯. હું કોણ છું ?
10. ૧૦. દાદા ભગવાન ?
11. ૧૧. ત્રિમંત્ર
12. ૧૨. દાન
13. ૧૩. મૃત્યુ સમયે, પહેલાં અને પછી
14. ૧૪. ભાવના સુધારે ભવોભવ
15. ૧૫. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી
16. ૧૬. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત)
17. ૧૭. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.)
18. ૧૮. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.)
19. ૧૯. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.)
20. ૨૦. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.)
21. ૨૧. વાણીનો સિદ્ધાંત
22. ૨૨. કર્મનું વિજ્ઞાન
23. ૨૩. પાપ-પુણ્ય
24. ૨૪. સત્ય-અસત્યના રહસ્યો
25. ૨૫. અહિંસા
26. ૨૬. પ્રેમ
27. ૨૭. ચમત્કાર
28. ૨૮. વાણી, વ્યવહારમાં....
29. ૨૯. નિજદોષ દર્શનથી, નિર્દોષ
30. ૩૦. ગુરુ-શિષ્ય
31. ૩૧. આપ્તવાણી-૧
32. ૩૨. આપ્તવાણી-૨
33. ૩૩. આપ્તવાણી-૩
34. ૩૪. આપ્તવાણી-૪
35. ૩૫. આપ્તવાણી-૫-૬
36. ૩૬. આપ્તવાણી-૭
37. ૩૭. આપ્તવાણી-૮
38. ૩૮. આપ્તવાણી-૯
39. ૩૯. આપ્તવાણી-૧૦ (પૂ.,ઉ.)
40. ૪૦. આપ્તવાણી-૧૧ (પૂ.,ઉ.)
41. ૪૧. આપ્તવાણી-૧૨ (પૂ.,ઉ.)
42. ૪૨. આપ્તવાણી-૧૩ (પૂ.,ઉ.)
43. ૪૩. આપ્તવાણી-૧૪ (ભાગ ૧થી ૫)
44. ૪૪. આપ્તસૂત્ર
45. ૪૫. ક્લેશ વિનાનું જીવન
46. ૪૬. સહજતા

**(ગ્રં.-ગ્રંથ, સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉતરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

## સંપર્કસૂત્ર

**દાદા ભગવાન પરિવાર**

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૨૭૪૧૧૧૩૯૩

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**અંજાર** : **ત્રિમંદિર,** અંજાર-મુંદ્રા રોડ, સીનોગ્રા પાટીયા પાસે, સીનોગ્રા ગામ, તા-અંજાર. **ફોન :** ૯૯૨૪૩૪૬૬૨૨

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૮૭૯૨ ૩૨૮૭૭

**અમરેલી** : **ત્રિમંદિર,** લીલીયા રોડ બાયપાસ ચોકડી, ખારાવાડી, **ફોન :** ૯૯૨૪૩૪૪૪૬૦

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ, **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧ ૨૪૧૨૪

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન:**(૦૭૯)૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

---

| | | | |
|---|---|---|---|
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **જામનગર** | : ૯૩૨૭૬ ૧૬૫૬૧ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીધામ** | : ૯૫૭૪૦ ૦૮૧૨૪ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **પાલનપુર** | : ૯૫૭૪૦ ૦૮૨૯૯ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **કોલકત્તા** | : (૦૩૩) ૩૨૯૩૩૮૮૫ |

---

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **UAE** | : +971 557316937 |
| **Kenya** | : +254 722 722 063 | **Singapore** | : +65 81129229 |
| | | **New Zealand** | : +64 21 0376434 |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

## જગત ખોળે તે જડે, આપ્તવાણીમાં !

કોઈ શાસ્ત્રનો આધાર નથી, કોઈ પુસ્તકનાં આધારે આ બોલ્યા નથી. અમે જોઈને બધું કહીએ છીએ આ. એટલે અમને જે જ્ઞાન થયેલું એના આધારે અમે જોયું કે, 'આત્મા શું છે ? હું કોણ છું ? જગત શી રીતે ચાલે છે ? કોણ ચલાવે છે ?' એ બધું દેખાયું ને તે બધું જેમ છે તેમ કહી નાખ્યું. જગત લૌકિક જાણે છે, અલૌકિક જાણતું નથી. અમે અલૌકિક વાત આ પુસ્તકમાં કરી છે, જે અમે વાસ્તવિક જોયું તે ! જગતના લોકો વાસ્તવિક શું છે તે ખોળે છે. અમે આમાં કહ્યું છે તે બધું વાસ્તવિક કહ્યું છે. બહુ દહાડા લૌકિક સાંભળ્યું અને વાસ્તવિક સાંભળે ત્યારે આ પઝલનું સોલ્યુશન આવે !!

– દાદાશ્રી

**આત્મવિજ્ઞાની 'એ. એમ. પટેલ'ની મહીં પ્રગટ થયેલા**

# દાદા ભગવાનના અસીમ જય જયકાર હો

dadabhagwan.org

ISBN 978-81-89725-75-4
9 788189 725754
Printed in India
Price ₹100